# રણઘેલા રજપૂતો

યાને

# સતીઓનું શૂરાતન.

ભાગ ૧ લો.

( રસમય નવલકથા. )

લેખક:—
વ્રજલાલ જાદવજી ઠક્કર.
માંડવીની પોળ, અમદાવાદ.

પ્રકાશક:—
પટેલ કચરાભાઇ વનમાળીદાસ:
બુકસેલર ઍન્ડ પબ્લીશર. મોટી હમામ, અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૧૦૦.
વિક્રમાબ્દ ૧૯૭૩. ખ્રિસ્તાબ્દ ૧૯૧૭.

મૂલ્ય રૂ. ૧-૮-૦.

આ 'સત્યપ્રકાશ' પ્રિન્ટિંગ પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇ ગાંધીએ છાપી. ખાડીઆ-અમદાવાદ.



## વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત નવલકથાઓ.

| | |
|---|---|
| ૧ પ્રેમની પ્રતિજ્ઞા ... ... ... | ૦—૩—૦ |
| ૨ નિર્ભાગી કુસુમ ... ... ... | ૦—૪—૦ |
| ૩ નવીન સંન્યાસી ... ... ... | ૦—૮—૦ |
| ૪ સમાજ ... ... ... ... | ૧—૦—૦ |
| ૫ વાર્ત્તાવિહાર ... ... ... | ૦—૧૨—૦ |
| ૬ ચિત્તોડ પર ચ્હડાઇ ... ... ... | ૧—૦—૦ |
| ૭ ગૃહિણી કે દેવી? ... ... ... | ૧—૦—૦ |
| ૮ ગુલસાના ... ... ... ... | ૧—૦—૦ |
| ૯ દગાબાજ દુનિયા (સચિત્ર) ... ... | ૧—૮—૦ |
| ૧૦ અકબર રાજ્ય રહસ્ય ભાગ ૧ લો. (સચિત્ર) | ૧—૪—૦ |
| ,, ભાગ ૨ જો. | ૧—૪—૦ |
| ૧૧ રણઘેલા રજપૂતો યાને સતીઓનું શૂરાતન. ભા. ૧લો | ૧—૮—૦ |
| ભાગ ૨ જો. (છપાય છે) | ૧—૮—૦ |
| ૧૨ રાજનન્દિની અથવા હૃદય-ત્રિપુટી ... | ૧—૪—૦ |
| ૧૩ વનવાસિની ... ... ... | ૧—૪—૦ |
| ૧૪ મિલનમંદિર ... ... ... | ૧—૪—૦ |
| ૧૫ સરોજસુંદરી અથવા સુધરેલો જમાનો ... | ૧—૮—૦ |
| ૧૬ કંગાલ કેદી અથવા સ્નેહબંધન (છપાય છે) | ૨—૦—૦ |
| ૧૭ અન્નપૂર્ણાનું મંદિર (છપાય છે) | ૧—૦—૦ |
| ૧૮ રજપૂતોનો રણસંગ્રામ. (છપાય છે) | ૧—૮—૦ |

દરેક પુસ્તકનું વી૦ પી૦ પોષ્ટેજ ખર્ચ જૂદું.

લખો:—વ્રજલાલ જાદવજી ઠક્કર.
માંડવીની પોળ—અમદાવાદ.

# અર્પણપત્રિકા.

**શ્રીમાન માન્યવર ઉદાર, વિદ્યાવિલાસી**
**દાનવીર નરરત્ન શ્રીયુત શેઠજીશ્રી**
## રામજીભાઇ જશરાજભાઈ વાલજીભાઇ
**કંટ્રાકટર, કરાંચી.**

**મહાનુભાવ,**

આપશ્રી પણ આપના પરમપૂજ્ય પિતાશ્રીની માફક વિદ્યાકળાનાં, ધર્મનાં અને પરોપકારનાં અનેકવિધ કાર્યો કરવામાં આગળ પડતો ભાગ લ્યો છો. આપની ઉદારતાથી આપ અનેક દીનદરિદ્ર મનુષ્યોના આશીર્વાદ મેળવો છો, ગુજરાતી સાહિત્યની ઉન્નતિ થયેલી જોવાની આપ અભિલાષા રાખો છો, જોડીઆ મુકામે આવેલું આપના નામનું બોર્ડિંગ હાઉસ અને ઑર્ફનેજ સ્વજાતિ પ્રત્યેના આપની પવિત્ર પ્રીતિનું દર્શન કરાવે છે એવા એવા આપના અનેક સદ્‌ગુણોથી મુગ્ધ થઇ હું મ્હારી આ નવલકથા આપનેજ અર્પણ કરી મ્હને કૃતાર્થ થયો સમજું છું. અને જગન્નિયંતા નારાયણ આપણા ઉભયના સ્નેહની દિનપ્રતિદિન વૃદ્ધિ કરો એવી એ પરમકૃપાળુ પિતાને પ્રાર્થના કરું છું.

માંડવીની પોળ. **અમદાવાદ.**
તા. ૧૨-૩-૧૭.

લી. કૃપાભિલાષી સેવક
**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

# પ્રસ્તાવના.

પ્રસ્તુત નવલકથા સુપ્રસિદ્ધ ઇતિહાસવિષયક ગ્રંથ 'ટાડ રાજસ્થાન' માંની એક સામાન્ય પરંતુ રસિક ઘટનાને અનુસરીને લખવામાં આવી છે; છતાં નવલકથાને વિશેષ રસિક તેમજ આકર્ષક કરવાના હેતુથી એમાંનાં ઘણાં પાત્રોનાં નામ અને કેટલાક પ્રસંગો કલ્પનાથી ઉપજાવવામાં આવેલા છે; તેથી આ નવલકથા ઐતિહાસિકજ છે એમ માનવું નહિ.

જે પ્રબળ પરાક્રમશાલિની સ્વદેશભક્ત વીર રજપૂત જાતિએ ભૂતકાળમાં પોતાના અતુલનીય પરાક્રમથી, અપાર શૌર્યવીર્યથી અને નિઃસમ સ્વદેશભક્તિથી ભારતના નામને દેશ વિદેશમાં વિખ્યાત કર્યું હતું, જે જાતિએ જનની જન્મભૂમિને માટે પોતાના પ્રાણનું તેમજ સંસારના સકળ સર્વસ્વનું બળિદાન આપ્યું હતું, જે જાતિના ગૌરવથી સમસ્ત ભારતવર્ષ ગૌરવાન્વિત હતું એ પરમ પુનિત સ્વદેશસેવાપરાયણ રજપૂત જાતિ સંબંધી જેટલું લખવામાં આવે તેટલું થોડુંજ છે.

પ્રસ્તુત નવલકથામાં પણ એ બહાદુર રજપૂત જાતિના શૌર્યવીર્યનું તેમજ સતી રજપૂતાણીઓના શૂરાતનનું યથામતિ વર્ણન કરવામાં આવ્યું છે કર્નલ ટાડ સાહેબ રચિત રાજસ્થાનમાં રજપૂત જાતિનાં પરાક્રમોનું સાદ્યંત વર્ણન આપવામાં આવેલું છે કે જે વાંચતાં એક શક્તિહીન નિર્બળ મનુષ્યના અંતરમાં પણ સ્વદેશભક્તિની ભાવના ઉપજ્યા સિવાય રહેતી નથી. સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે પોતાના જીવનનો ત્યાગ કરનાર વીર નરો, તેમનું અદ્ભુત વીરત્વ, તેમનો

સ્વાર્થત્યાગ તથા સ્વદેશાભિમાન જો કોઈ પણ ગ્રંથમાંથી સ્પષ્ટ માલૂમ પડી આવે તેમ હોય તો તે ગ્રંથ ટોડકૃત રાજસ્થાન છે. આવી અસંખ્ય બાબતોને માટે આ મહાભારતના જેટલો બૃહદ્ ગ્રંથ અનુપમ છે. આજ સુધીમાં આ ગ્રંથની કેટલીક ઘટનાઓને આધારે વિવિધ લેખકોદ્વારા અનેક નવલકથાઓ લખાઇ છે, લખાય છે અને ભવિષ્યમાં લખાશે. અસ્તુ.

પ્રસ્તુત નવલકથા છપાય છે એવી જાહિરખબર પ્રસિદ્ધ થયા પછી સાહિત્ય ઉપર વારંવાર 'લતાપ્રહાર' કરનાર એક વર્તમાન નવલકથાકારે 'રણઘેલા રજપૂતો અથવા રત્નગઢની રંભા' નામની જાહિરખબર આપવા માંડી છે. આ નવલકથાના પ્રકાશક તરફથી પ્રથમ આજ નામની જાહિરખબર છપાઇ હતી; પરંતુ પાછળથી એ નામને ફેરવી 'રણઘેલા રજપૂતો યાને સતીઓનું શૂરાતન' નામ રાખવામાં આવ્યું છે. આ વાર્તાનો અત્રે ઉલ્લેખ કરવાનું તાત્પર્ય એજ છે કે આજકાલના લેભાગુ અને શાહુચોર લેખકોને પુસ્તકનું નામ સુદ્ધાં ચોરી લેવામાં શરમ કે સંકોચનો અનુભવ થતો નથી તો પછી પુસ્તકનું મૅટર સુદ્ધાં ચોરી લેવામાં શરમ કે સંકોચ ઉપજેજ શાનો? આ લેખક તરફથી આજ સુધીમાં પાંચ છ નવલકથાઓ છપાઇને પ્રસિદ્ધ થઇ છે. તેમની એક નવલકથા ઉપર જ્યારે એક નિષ્પક્ષપાતી સમાલોચક મહાશયે સમાલોચના કરી, તેમને સુયોગ્ય ઉદ્દેશ આપ્યો ત્યારે એ લેખક મહાશયે પોતાની એક નવલકથાની પ્રસ્તાવનામાં એ સમાલોચનાના ઉત્તરમાં લખ્યું કેઃ-"નવલકથાકારો ભલે ગમે એવાં પુસ્તકો લખે પણ તેમનાં પુસ્તકમાં એક જાતનું અલૌકિક જ્ઞાનદાયક ગુઢ તત્વ સમાયેલું હોય છે; તે તત્વને ગુણગ્રાહક ગ્રહણ કરી લે છે અને તે સાહિત્યસેવકને ભવિષ્યમાં સારાં પુસ્તકો લખવાને ઉત્તેજિત કરે છે

જ્યારે સુજ્ઞજનો આવી રીતે વર્તે છે ત્યારે આજકાલના અર્ધદગ્ધ ઉચ્છૃંખલ ટીકાકારો પુસ્તકના તત્વને નહિ સમજતાં ટીકાઓ કરી આનંદ પામે છે. તેઓનું કાર્ય રત્નદ્વેષી રહી શરૂ થતા લેખકોને હલકા પાડવાનુંજ હોય છે; પણ ઇશ્વર આખરે તેમને ગયબી ફટકો માર્યા સિવાય રહેતો નથી. માટે એવા તુચ્છ વિચારના ટીકાકારોની મિથ્યા ટીકાની પરવા નહિ કરતાં પ્રિય સાહિત્યસેવકોએ નીતિમય જીવન ધારણ કરી પોતાનું કાર્ય આગળ વધારી જનસમાજનું શ્રેય કરવું જોઇએ. સૂર્ય ભગવાન ધુળના આચ્છાદનથી ઝાંખા થાયજ નહિ, એમ સમજી મહાન્ પુરૂષ થવાનો દૃઢ સંકલ્પ કરવો કે જેથી તે આખરે પોતાના પ્રયત્નમાં ફાવે છે, અને ઇશ્વર તેને સુખની પરીસિમાએ પહોચાડે છે. ”

આ વાક્યો ઉપરથીજ તેમની બુદ્ધિમત્તાનો, તેમના સાહિત્યવિષયક જ્ઞાનનો તથા તેમના મિથ્યાભિમાનનો સ્પષ્ટ પરિચય પ્રાપ્ત થાય છે. એવા સૂર્ય ભગવાન્ જેવા પ્રબળ શક્તિ શાળી લેખકોથી (!) પરમાત્મા આપણા ગુજરાતી સાહિત્યને દૂરજ રાખે તો સારૂં.

આ નવલકથા મ્હેં મ્હારી બિમારીના વખતમાં લખેલી છે તેથી તેમાં કોઇ કોઇ સ્થળે દોષો થયા હશેજ; માટે દોષો તરફ દુર્લક્ષ્ય કરી સાર વસ્તુ હંસભાવે ગ્રહણ કરવાની નમ્ર પ્રાર્થના છે.

આ નવલકથાનો બીજો ભાગ પણ જેમ બને તેમ સત્વર પ્રસિદ્ધ કરવાનો પ્રયત્ન ચાલુ છે; પછી તો **ईश्वरेच्छा बलियसि.**

માંડવીની પોળમાં
સુરદાસ શેઠની પોળ
અમદાવાદ તા. ૬–૩–૧૭

લી૦
સાહિત્ય-સેવક
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# અનુક્રમણિકા.


| પ્રકરણ. | | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૧ | લું | રાણી કમળાવતી ... ... ... ... | ૧ |
| ૨ | જું | આદર્શ દંપતી ... ... ... ... | ૫ |
| ૩ | જું | અગ્નિ સળગ્યો ... ... ... ... | ૧૧ |
| ૪ | થું | રજપુતોનો દરબાર ... ... ... | ૧૬ |
| ૫ | મું | કહ્લન મહાત્મા ... ... ... ... | ૧૮ |
| ૬ | ઠું | ખલિફાની મહત્વાકાંક્ષા ... ... ... | ૨૦ |
| ૭ | મું | પ્રેમનું શિક્ષણ ... ... ... ... | ૨૫ |
| ૮ | મું | દૃઢ પ્રતિજ્ઞા ... ... ... ... | ૩૧ |
| ૯ | મું | સુલ્તાના બેગમ ... ... ... ... | ૩૫ |
| ૧૦ | મું | વિદાય... ... ... ... ... | ૪૧ |
| ૧૧ | મું | પ્રેમ કે પાવક ? ... ... ... ... | ૪૭ |
| ૧૨ | મું | ભ્રમ-દર્શન... ... ... ... ... | ૫૪ |
| ૧૩ | મું | પ્રભાવવતીની પ્રતિજ્ઞા ... ... ... | ૬૦ |
| ૧૪ | મું | ભીમાનું રૂપાન્તર... ... ... ... | ૬૫ |
| ૧૫ | મું | સિંહણના સપાટામાં ... ... ... | ૭૨ |
| ૧૬ | મું | મંજુલ ! ... ... ... ... | ૭૭ |
| ૧૭ | મું | યુદ્ધાર્થે પ્રયાણ ... ... ... ... | ૮૨ |
| ૧૮ | મું | રજપૂતોની છાવણી... ... ... ... | ૮૮ |
| ૧૯ | મું | સ્વદેશભક્તિની પરીક્ષા ... ... ... | ૯૪ |
| ૨૦ | મું | રહસ્ય-સ્ફોટ ... ... ... ... | ૧૦૫ |
| ૨૧ | મું | ભીષણ સંગ્રામ ... ... ... ... | ૧૧૦ |

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૨૨ મું | ભીમસિંહનું ખૂન... ... ... ... | ૧૧૮ |
| ૨૩ મું | પથમ પરાજય ... ... ... ... | ૧૨૯ |
| ૨૪ મું | સતી સાધ્વીની પતિભક્તિ ... ... ... | ૧૩૨ |
| ૨૫ મું | સ્વદેશદ્રોહ ... ... ... ... | ૧૪૦ |
| ૨૬ મું | અંતિમ વિદાય ... ... ... ... | ૧૫૪ |
| ૨૭ મું | રત્નગઢની રંભા ... ... ... ... | ૧૬૦ |
| ૨૮ મું | વૈરની વસુલાત ... ... ... ... | ૧૬૬ |
| ૨૯ મું | રંગમાં ભંગ ... ... ... ... | ૧૭૪ |
| ૩૦ મું | દેશીને આત્મબળિદાન ... ... ... | ૧૮૩ |
| ૩૧ મું | દેશીને આત્મબાળદાન ... ... ... | ૧૮૮ |
| ૩૨ મું | લૂંટારાના સપાટામાં શાહજાદી ... ... | ૧૯૬ |
| ૩૩ મું | દોસ્ત કે દુશ્મન ?... ... ... ... | ૨૧૩ |
| ૩૪ મું | લૂંટારા મુબારકની પૂર્વકથા ... ... ... | ૨૨૭ |
| ૩૫ મું | ભીરાણુ કેદખાનું ... ... ... ... | ૨૩૪ |
| ૩૬ મું | સતીઓનું શરાતન... ... ... ... | ૨૩૯ |
| ૩૭ મું | રજપુતોનો વિજય... ... ... ... | ૨૪૪ |
| ૩૮ મું | ગુલજાર... ... ... ... ... | ૨૫૨ |
| ૩૯ મું | ક્રોધાગ્નિની જ્વાળા ... ... ... | ૨૬૧ |
| ૪૦ મું | મુબારક ને ગુલજાર... ... ... ... | ૨૬૫ |
| ૪૧ મું | હર્ષમાં શોક ... ... ... ... | ૨૬૯ |
| ૪૨ મું | મૂલ્યવાન્ મોતીની માળા ... ... ... | ૨૭૩ |
| ૪૩ મું | માફીવીઉં... ... ... ... ... | ૨૮૨ |
| ૪૪ મું | શાહજાદીની મુક્તિ... ... ... ... | ૨૮૯ |

ॐ तत्सत्परमात्मने नमः ।

# રણઘેલા રજપૂતો
## યાને
# સતીઓનું શૂરાતન.

## પ્રકરણ ૧ લું.

### રાણી કમળાવતી.

રાત્રિનો પહેલો પ્રહર વ્યતીત થઈ ગયો હતો. અજમેરના રાજા અજયપાલનો વિશાળ રાજમહાલય શાન્ત તેમજ ગંભીર જણાતો હતો. રાજા અજયપાલના શયન-મંદિરમાં દીપક સળગતો નહોતો; છતાં શયન-મંદિરમાં અંધકારનો પૂર્ણ વિસ્તાર પણ થયેલો નહોતો. શયન-મંદિરની દિવાલો સાથે જડી લેવામાં આવેલા કિમતી જવાહિર તેમજ રત્ન માણક્યાદિના પ્રકાશથી શયન-મંદિરમાં થોડા પ્રકાશનો વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો. દિવાલોની ઉપર અનેક દેવપુરુષોની પ્રાતઃસ્મરણીય પ્રતિમાઓ કોતરવામાં આવેલી હતી. શયન-મંદિરમાં શોભતો પલંગ પણ રત્નજડિત હોઇ ઘણો મૂલ્યવાન્ હતો. તેના ઉપર દૂધના જેવી સફેદ અને રેશમના જેવી સુંવાળી શય્યા હતી. પલંગ ઉપરની મચ્છરદાનીની ઝાલર

સાથે પણ મણિ મુક્તાદિ રત્નો ઝૂલી રહેલાં જોવામાં આવતાં હતાં. પલંગ ઉપર બિછાવેલા સુન્દર બિછાનામાં એક તેજસ્વી પચાશ વર્ષની ઉમ્મરનો પુરૂષ વિચારમગ્ન સ્થિતિમાં આડો પડયો હતો. પલંગના છેડા ઉપર એક ભગવતીના જેવી પ્રૌઢા દેવી મૂર્ત્તિ આ વૃદ્ધ પુરૂષની ચરણસેવા કરતી હતી. બન્ને જણાં શાન્ત, વિચારમગ્ન તેમજ ગંભીર હતાં. થોડો સમય આવી સ્થિતિમાં પસાર થયો. પ્રૌઢાએ ઘણા સમય સુધી એકાગ્રદષ્ટિથી પતિના વિચારશીલ મુખમુદ્રા તરફ જોઇ રહીને કહ્યું:—" સ્વામિન્! આજે આપ આટલા બધા ચિંતાતુર કેમ દેખાઓ છો ? "

દૃષ્ટિ ઉંચી કરી નમ્ર તેમજ ગંભીર સ્વરે રાજા અજયપાલે ઉત્તર આપ્યો:—" હું મ્હોટી અડચણમાં પડયો છું. યવનોનો અત્યાચાર—જુલ્મ દિન પ્રતિદિન વધતોજ જાય છે. તે દિવસે પેલા વૃદ્ધ ફકીરનો મ્હેં જીવ લાધેલો હોવાથી મક્કાના ખલિફા આપણા ઉપર ગુસ્સે ભરાયા છે. મ્હને લાગે છે કે, ટૂંક સમયમાં તે આપણી સાથે યુદ્ધ કરવાને આવશે. "

રાણીએ દૃઢતાસૂચક સ્વરે કહ્યું:—" એ તો ઘણું સારૂં કામ કર્યું છે. એ કાર્યને માટે આપણે અફસોસ કરવાની કાંઇ જરૂર નથી. બહાદુર રજપૂતો યવનોને આપણા દેશમાં પ્રવેશ નહિ કરવા દે એવી મ્હારી દૃઢ માન્યતા છે, "

રાજા અજયપાલે કહ્યું:—"પ્રાણાધિકે ! પ્રથમ મ્હેં આવો વિચાર કર્યો નહોતો. ત્હારાં વચનો યથાર્થ છે. યવનરાજ ખલિફાએ ઘણાજ અભિમાનથી લખ્યું છે કે, તમારા કાર્યની તમે અમારી પાસે ક્ષમા માગો યા તો યુદ્ધ કરવાને તૈયાર થાઓ."

રાણીએ પૂછ્યું:—" આપે શો ઉત્તર આપ્યો છે ? "

રાજાએ કહ્યું:—" હજી સુધી કશો ઉત્તર આપ્યો નથી. શો ઉત્તર આપવો તેનોજ હું વિચાર કરું છું."

રાણીએ જીજ્ઞાસાથી પૂછ્યું:-"એમાં શો વિચાર કરવાનો હતો?"

" પ્રાણાધિકે! જીવનસર્વસ્વ! તું જાણે છે કે, અધુના યવનોની ઉન્નતિનો સમય છે. હું વૃદ્ધ થયો છું. યુવાવસ્થાનું તેજ, વીરત્વ, શૌર્ય વગેરે મ્હારામાંથી ઘણે ખરે અંશે અદ્રશ્ય થઇ ગયું છે. પ્રયોજન નહિ હોવાથી મ્હેં સૈન્ય સંખ્યા પણ ઓછી કરી નાખી છે. તેથીજ શો ઉત્તર આપવો તેનો વિચાર કરવાની આવશ્યકતા છે. પૂરતો વિચાર કરી જોતાં મ્હને એમ લાગે છે કે, ક્ષમા માગવી શ્રેયષ્કર છે—વિશેષ જોખમમાં ઉતરવાની આવશ્યકતા નથી"

પલંગ ઉપરથી નીચે ઉતરીને રાણીએ ઉત્તર આપ્યો:—" મહારાજ! આપ ઉંધું સમજ્યા છો. જો એક વખત આપણે દબાઇ જઇશું—શાન્ત રહીશું તો યવનોનું અભિમાન આસ્માન સુધી ચઢી જશે, તથા આપણાં પ્રજાજનો, સૈન્ય સામંતો વગેરે પણ આપણા કરતાં યવનોને અધિક બળવાન્ વિચારશે. નુકસાન ભરી આપવા કરતાં યુદ્ધ કરવામાંજ કલ્યાણ છે એમ હું મ્હારી અલ્પમતિથી ધારું છું. રજપૂતોએ યુદ્ધનો ભય શા માટે રાખવો જોઇએ? **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसि** એજ રણઘેલા રજપૂતોનો અને સતી વીરાંગનાઓનો મહામંત્ર છે."

રાજા અજયપાલે શંકાશીલ બની જઇને કહ્યું:—" પ્રિયા! ત્હારું કહેવું સત્ય છે; પણ જો કદાચ આપણા દુર્દૈવે આપણો પરાજય—"

" જ્યાં સુધી શ્વાસ હોય છે ત્યાં સુધી આશા રહે છે. શરીરમાં લોહીનું એક બિંદુ પણ હોય ત્યાં સુધી આશાનો ત્યાગ શા માટે કરવો

જોઈએ ?" રાણીએ વચ્ચે કહ્યું.

મુછોના આંકડા આમળતાં આમળતાં અજયપાલે કહ્યું:-"ઠીક; પરંતુ જો કદાચ આપણી બન્ને કન્યાઓ યવનોના પંઝામાં ફસાઇ પડે તો—"

કમળાવતીએ સ્થિરતાથી ઉત્તર આપ્યો:—"આપના અંતરનો સંશય અનુચિત છે. રજપૂતાણીઓ સતીત્વધનનું સંરક્ષણ કરવાને માટે પોતાનો પ્રાણ પણ હસતાં હસતાં ત્યાગે છે. તેઓ રજપૂતોના ઉજ્વળ મહિમામય વંશને કદિ કલંક લગાડતી નથી. આપ સઘળી શંકાઓ દૂર કરી યુદ્ધ કરવાને માટેજ સજ્જ થાઓ."

આ સમયે એક હાસ્યમયી સુન્દર સુકુમાર બાળિકાએ ચંચળ-ગતિથી શયન-મંદિરમાં પ્રવેશ કરી, શયન-મંદિરને વિશેષ પ્રકાશિત બનાવી દીધું. તેનો કૃષ્ણકેશકલાપ તેની પીઠ ઉપર ઝૂલી રહ્યો હતો. તેનાં સ્તનદ્વય શ્વાસ પ્રશ્વાસની ક્રિયા સાથે ઉંચા નીચાં થતાં હતાં. તેનું સર્વાંગ તપાવેલા સુવર્ણના જેવું કાન્તિવાન્ જણાતું હતું. આ બાળિકાની ઉમ્મર લગભગ સોળ વર્ષની હતી. તેના અંગ પ્રત્યંગ-માંથી યુવાનીના તેજનો વિસ્તાર થતો હોય એવો સહજ ભાસ થતો હતો.

શયન-મંદિરમાં પ્રવેશ કરતાંની સાથેજ બાળિકાએ વીણાના જેવા મધુર તેમજ મોહક સ્વરે આતુરતાથી પૂછ્યું:-"પિતાજી ! મ્હેં એમ સાંભળ્યું છે કે, તમે યવનો સાથે યુદ્ધ કરવાના છો—આ વાત શું સત્ય છે ?"

"હા, બ્હેન ! પણ તને આ વાત કોણે કહી ?"

"એમાં કહેવા જેવું શું હતું ? આ વાત સર્વત્ર જાહિર થઇ ગયેલી છે."

અતિ સ્નેહથી પુત્રીને પોતાની પાસે ખેંચી લઇને રાજા અજયપાલે કહ્યું:—"બ્હેન! યુદ્ધ થવાનું છે તેથી તને ભય ઉપજ્યો છે કે શું?"

પિતાના મુખ તરફ જોઇ રાજનન્દિનીએ ઉત્તર આપ્યો:—એમાં ભય ઉપજવા જેવું શું છે?"

"તને કદાચ યવનો પકડી જાય તો?"

"તો હું મ્હારો પ્રાણ ત્યાગીશ. પરંતુ તે સાથે શત્રુનો પણ વિનાશ કરીશ—રજપૂતાણીઓને સતીત્વધર્મ કેમ સાચવવો તેનું ઉદાહરણ દર્શાવીશ!"

અજયપાલે કન્યાના મુખ ઉપર પ્રેમથી ચુમ્બન કરીને કહ્યું:—"બેટા પ્રભા! સૂઇ જા. હું, પણ વિમળા ક્યાં છે?"

"નિદ્રાધીન થઇ ગઇ છે." કહીને પ્રભાવતી સત્વર ત્યાંથી ચાલી ગઇ.

રાણીએ કહ્યું:—"જોઇ મ્હારી પુત્રીની બહાદુરી! આપ યત્‌કિંચિત્ પણ ભય રાખશો નહિ. આપ યુદ્ધ કરો."

અજયપાલે કહ્યું:—"હા--કાલેજ જાહિર દરબાર ભરીને હું સૌને યુદ્ધ કરવાનો નિશ્ચય જણાવીશ. આજની ત્હારી સલાહ મ્હને ઘણી ઉપયોગી થઇ પડી છે."

પછીથી પતિ પત્ની નિદ્રાધીન થયાં.

---

## પ્રકરણ ૨ જું.

---

### આદર્શ દંપતી.

"બુરી હય અય .દાગે રાહે હકીકત, ખુદા ન લે જાય અયસે રસ્તે,
જો અપની તુમ .ખયર ચાહતે હો, તો ભૂલ કર દિલ્લગી ન કરના."

**મ**ક્કાના રાજા ખલિફાના મુખ્ય સેનાપતિ વીરશ્રેષ્ઠ મહમ્મદખાનના રાજમહાલયની પાસે આવેલા વિશાળ ઉદ્યાનમાં સંધ્યાકાળને સમયે એક પાલખી આવીને ઉભી રહી. આ પાલખી ભોઇઓએ નીચે મૂકી કે તરતજ તેમાંથી એક મનુષ્યમૂર્ત્તિ બ્હાર નીકળી અને તેણે પાલખી ઉંચકનારા લોકોને ઉદ્યાનથી થોડે દૂર આવેલા એક સ્થાને જઇને ઉભા રહેવાનું કહ્યું. ધીમે ધીમે અંધકારનો વસુંધરા ઉપર વિશેષ વિસ્તાર થતો હતો. ઉપરોક્ત મનુષ્યમૂર્ત્તિના પાલખીમાંથી બ્હાર નીકળ્યા પછી એક રમણી પણ બ્હાર નીકળી. પછી રમણીએ એ મનુષ્યમૂર્ત્તિને કહ્યું:—"મુન્ના ! ફાનસ સળગાવીને તું જા. એમને સાથે લઇનેજ પાછી આવજે."

"જેવો શાહજાદીનો હુકમ." કહીને મુન્ના ફાનસ સળગાવી સેનાપતિ મહમ્મદના વિશાળ ઉચ્ચ મહેલ તરફ ચાલી ગઇ.

મુન્નાના વિદાય થયા પછી શાહજાદી પોતાના મન સાથે સ્વગત કહેવા લાગી:—"કેવુ વિચિત્ર ભાગ્ય ! મુસલમાન સમ્રાટ્ સમસ્ત હિંદુસ્તાનના શહેનશાહ, મક્કાધિપતિ ખલિફાની હું લાડકવાયી કન્યા છું; છતાં ભાગ્યદેવી જાણે કે મ્હારા ઉપર પ્રસન્ન નથી. શું વીર પુરૂષોનાં હૃદયો પત્થરના જેવાં નિષ્ઠુર હશે ? તેમને ઘણી વિનંતિઓ કરીને નમ્રતાથી મ્હેં વારંવાર મ્હારી પાસે બોલાવ્યા છતાં તેઓ મ્હારી પાસે નજ આવ્યા ! મ્હારૂં ત્રિભુવનને પણ મોહિત કરે એવુ અપૂર્વ સૌન્દર્ય તેમજ અપાર ઐશ્વર્ય વ્યર્થ થયું. મ્હેં મ્હારું સ્વરૂપ, યૌવન તથા જીવનસર્વસ્વ તેમને સમર્પણ—દાન કરવાના હેતુથી બોલાવ્યા છતાં તેઓ મ્હારી પાસે નજ આવ્યા. આ વખતે પણ જો તેઓ નહિ આવે તો ? મ્હને પરપુરૂષ જોવાનો અધિકાર નથી. ચંદ્ર સૂર્યનું દર્શન કરવાની સત્તા નથી; છતાં આજે હું સાહ-

સનો સંચય કરી જનાનખાનાનો ત્યાગ કરી સેનાપતિ મહમ્મદના બગીચામાં આવી છું ! જો આ પ્રકાર ખલીફાના જાણવામાં આવે તો હું તેમની પુત્રી હોવા છતાં તેઓ મ્હારો જીવ લીધા સિવાય શાન્ત થાય નહિ. મહમ્મદ ! પ્રાણાધિક મહમ્મદ ! તમારે લીધે મ્હેં મ્હારા જીવની માયાનો પણ ત્યાગ કર્યો છે. તમે હવે મ્હારો તિરસ્કાર કરશો નહિ. મ્હારી વિનંતિને અમાન્ય કરશો નહિ." આમ બોલીને શાહજાદી ચોતરફ જોવા લાગી કે કોઇ આવે છે યા નહિ ?"

શાહજાદીનું નામ જોબેદી હતું. તેની નાસિકા, ચક્ષુ તેમજ અધરની તુલનાજ નહોતી. તેનું શરીર ગૌર તથા સ્વચ્છ હતું. તેનું સૌંદર્ય સ્વર્ગની અપ્સરા યા તો બેહસ્તની હુરીના સૌન્દર્યને ઝાંખુ પાડે એવું હતું. શરીર સહજ પાતળું હોઇ કેશરીના જેવી કટી હતી.

શાહજાદીને ઉદ્યાનમાંજ વિચારમગ્ન સ્થિતિમાં બેસાડી રાખી આપણે હવે સેનાપતિ મહમ્મદખાનના જનાનામાં જઇ આવીએ. મુસલમાનોનો જનાનો હોવાથી ત્યાં જતાં ભય પામવાનું કારણ નથી. સઘળાં સ્થાનોએ પ્રવેશ કરવાનો અધિકાર ગ્રંથકારને હોય છે.

મહમ્મદ જનાનામાં હાજર નહોતો. તેના સુંદર શયન-મંદિરમાં એક બારી પાસે ઉભી રહીને એક યુવતી સંગીત ગાતી હતી. આવો, ત્યાં સુધીમાં આપણે તેના અંગનું અવલોકન કરી લઇએ. યુવતીની ઉમ્મર લગભગ અઢાર વર્ષની હતી. ગૌરાંગી હોવા છતાં યુવતી સુંદરી નહોતી—તે ઘણી સાદી—સરળ સ્વભાવનીજ હતી; છતાં તેના નેત્રોમાં સરળતા અને કોમળતાનો નિવાસ થયેલો જોવામાં આવતો હતો. યુવતી ગાતી હતી કે:—

" કહું કાસે શરમકી હય બાત,
મુશ્કિલસે કટતી હય રાત—નિગોડી.

મોરી સુની હય બગિયા માલીસે ખાલી,
ફુલે હંય ફુલ ફુલ પાત—દઇરે મોરે.
ગયા પહેલા જમાના—અબ તો નિમાના,
ગદરા ગયા ગોરા ગાત–મુઇ ચોલી ન અંગમેં સમાત–"

સંગીત સમાપ્ત થતાંની સાથેજ ત્રીસ વર્ષની ઉમ્મરના એક રૂપવાન્ યુવકે આવી, યુવતીના ગળામાં હાથ નાખીને કહ્યું:–"મર્જીના! આજે તું પકડાઇ ગઇ છે. તને આવું સારું ગાતાં આવડે છે; છતાં એકે દિવસે ત્હેં મ્હને સંગીતસુધાનું પાન કરાવ્યું નથી!"

યુવતીએ શરમાઇ જઇને કહ્યું:—"એ તો ઠીક; પણ આજે આપને પાછા ફરતાં વિલંબ કેમ થયો, પ્રિયતમ? શું ત્હમે મ્હને ચ્હાતા નથી?"

યુવકે આસન ઉપર બેસીને કહ્યું:—"મ્હને આવતાં વિલંબ થયો તેથી હું તને ચ્હાતો નથી?! ઠીક, હવે હું ક્યાંય જઇશ નહિ. યુદ્ધમાં પણ જઇશ નહિ!"

પતિના મ્હોં તરફ ટગર ટગર જોઇ રહીને મર્જીનાએ કહ્યું:—"ના ના, આમ ન બોલશો. આજે તો કાંઇ યુદ્ધની ખટપટ નહોતી; છતાં વિલંબ કેમ થયો?"

"ખલિફાનો મ્હારા ઉપર કેટલો બધો પ્રેમ છે એ તું જાણતી નથી કે? તેઓ મ્હને પોતાની પાસેથી સત્વર ઉઠવા દેતા નથી; તેથીજ મ્હને વિલંબ થાય છે. શું તેથી તું બહુ દુઃખી થાય છે, મર્જીના?"

"મ્હને દુઃખ થાય યા ન થાય તેથી શું? તમે કાંઇ હું એકલીના નથી. હું તો માત્ર તમારી સામાન્ય દાસી છું. સૌના મુખનો કોળીઓ હું એકલી ખાઇ જવાને ઇચ્છતી નથી. જગતમાં તમારી

કીર્ત્તિનો સર્વત્ર વિસ્તાર થાય એમાં હું સુખી છું—એ સુખમાં કોઇ બીજું ભાગીદાર નથી. આપ જ્યારે આપના કામકાજમાંથી અવકાશ મેળવી શકો ત્યારે દાસીને દર્શન આપજો એટલીજ મ્હારી નમ્ર પ્રાર્થના છે. "

" મર્જીના ! બ્હાર તેમજ અંદર તું સુંદરીજ છે. તેથી મહમ્મદ ત્હારો ભક્તશિષ્ય છે. ત્હેંજ મ્હને મ્હારૂં કર્ત્તવ્ય શિખવ્યું છે. મ્હારી સઘળી યોગ્યતાનું મૂળ તુંજ છે. "

આમ કહીને મહમ્મદે પ્રાણાધિકા પત્નીને સ્નેહાલિંગન કરી, તેના ગુલાબી અધરોષ્ઠ ઉપર ચુમ્બન કર્યું.

મર્જીનાએ હસીને કહ્યું:—" ઠીક પ્રિયતમ ! આવો ગુરૂ તમને પુનઃ પ્રાપ્ત થવાનો નથી ! વળી મ્હેં સાંભળ્યું છે કે, ખલિફા પોતાની કન્યા તમને સમર્પણ કરવાની ઇચ્છા રાખે છે. તમે તેની સાથે શાદી કેમ નથી કરતા ? "

ગંભીરતાથી યુવકે ઉત્તર આપ્યો:—" નહિ નહિ. તું આ શબ્દો ઉચ્ચારીશ નહિ. આવા શબ્દો ઉચ્ચારવાથી પણ પાપ લાગે છે. મ્હને શું દુઃખ છે કે હું ફરીથી શાદી કરૂં ? "

યુવતીએ કહ્યું:-" સ્વામિન્! તમારી આંખો બંધ રહે છે તેથી તમે દુઃખને જોઇ શકતા નથી, મુસલ્માનો અનેક વિવાહ કરે છે; એને કાંઇ પાપ ગણવામાં આવતું નથી. ખલિફાની કન્યા સાથે શાદી કરશો તો તમારી વિશેષ ઉન્નતિ થશે. "

" ના-મર્જીના ! તું ભૂલે છે. ખરા મુસલ્માને એક ઉપરાંત બીજી સ્ત્રીની સાથે શાદી કરવી જોઇએ નહિ. જો માત્ર મ્હારા જીવનનો ઉદ્દેશ ઇંદ્રિયોને પરિતૃપ્ત કરવાનોજ હોત તો હું અનેક સુંદરીઓની સાથે શાદી કરત; પરંતુ મ્હારો ઉદ્દેશ જૂદો છે. હવેથી તું

આવી વાત કહીશ નહિ. મનુષ્યનું મન ઘણું દુર્બળ હોય છે, તે સહેલાઇથી અવનતિ તરફ આકર્ષાય છે; તેથી જ એક સ્ત્રીની સાથે પુરૂષને શાદી કરવાની આવશ્યકતા છે. હું બીજી વખત શાદી કરવાને ઇચ્છતો નથી."

પતિના હૃદયમાં મ્હોં છુપાવીને યુવતીએ કહ્યું:—"ના મહમ્મદ! હવે હું આમ નહિ કહું. હું ક્ષુદ્ર સ્ત્રી હોવાથી તમારા હૃદયના મહત્વને સર્વાંશે સમજી શકતી નથી. મ્હને ક્ષમા કરો. ખલિફા પુનઃ તમારા ઉપર નારાજ તો નહિ થાયને ?"

"ના તેઓ એવા નીચ નથી—અને હોય તો પણ શું ?"

બરાબર આ સમયે એક ખોજાએ આવી સલામ કરી મહમ્મદના હાથમાં એક પત્ર મૂક્યો. મહમ્મદે એ પત્ર ત્રણ વખત વાંચી જોયો. તેના પ્રસન્ન મુખ ઉપર અશાન્તિ તેમજ વિરક્તિની છાયા છવાઇ ગઇ. ખોજાને તેણે કહ્યું:—"જે સ્ત્રી પત્ર લઇ આવી છે તેને જઇને કહે કે, અલ્પકાળમાંજ હું આવું છું. એ ભલે ચાલી જાય."

ખોજો ચાલ્યો ગયો એટલે પત્નીના મુખમંડળ તરફ જોઇને તેના અધરોષ્ઠ ઉપર ચુમ્બન કરી યુવકે કહ્યું:—"મર્જીના! થોડા સમયને માટે હું ત્હારો ત્યાગ કરીને જઉં છું."

આમ કહીને મહમ્મદ ચાલ્યો ગયો. મર્જીના સ્વગત કહેવા લાગી:—"પ્રાણેશ્વર! તમે કેવા મહાન્ છો! તેથીજ સૌ તમારા ઉપર અપાર પ્રેમ રાખે છે. આજે હું મ્હારી ભૂલ સમજી શકી છું. તમે ઘણા મહાન્ પુરૂષ છો-તમારી તુલના થઇ શકે તેમ નથી!"

---

# પ્રકરણ ૩ જું.

## અગ્નિ સળગ્યો.

" જો તુમને કી નહીં તો ફિર નહીં મયઁ તુમકો છોડૂંગા;
તુમ્હારી જાન લૂંગા ઔર અપની જાન દે દૂંગા. "

સૌદા.

મુન્ના અદ્યાપિ પાછી ફરતી નહિ હોવાથી શાહજાદીનો જીવ આકુળ વ્યાકુળ બની જતો હતો. તે બાગમાં આમતેમ ફર્યા કરતી હતી. ત્યાં અંધકાર હોવા છતાં વારંવાર મહમ્મદના મહેલ તરફ તે નજર ફેંકતી હતી અને કોઇનાં પગલાંનો અવાજ સાંભળવામાં નહિ આવતાં અસ્થિર બની જતી હતી. તરૂલતાઓ એક બાજુને વિંટળાઇને વાયુના જોરથી કામકેલી કરી રહી હતી. પક્ષીઓનો મધુર સ્વર કત્ચિત્ સાંભળવામાં આવતો હતો.

એવામાં એકાએક શાહજાદી કોઈનાં પગલાંનો અવાજ સાંભળી શકી. સહજ આગળ વધી આવનાર માણસને ઓળખી જઇ શાહજાદીએ ઉત્સુકતાથી પૂછ્યુઃ-" કેમ મુન્ના ! મહમ્મદ ક્યાં છે ? તેઓ આવે છે કે નહિ ? "

મુન્નાએ કહ્યુંઃ-" શાહજાદી ! આમ અધીરાં ન બની જાઓ. મહમ્મદખાન હમણાં આવે છે. "

" વારૂ, તેમણે શું કહ્યું ? "

" શું કહે ? એ કાંઇ તમારી માફક પ્રેમોન્મત્ત બની ગયા નથી ! મ્હેં એમ કહ્યું કે, ' તમને મળવા માટે શાહજાદી બાગમાં

આવેલાં છે.' આ વાકયના ઉત્તરમાં તેમણે કહ્યું—" કોણ ? શાહજાદી ?! એમણે આ સારું કાર્ય કર્યું નથી. વારૂં તુ જા—હું આવું છું "

" એ સમયે મર્જીના ત્યાં હતી કે ? "

" ના, જુઓ સેનાપતિ આવતા હોય એમ લાગે છે ! "

" હા—હવે તુ આટલામાંજ કોઇ સ્થળે છુપાઇ જા. "

હાસ્તોને-હવે હેતુ ફળિભૂત થયો છે તેથી મુન્નાને છુપાઇ જવાનુંજ કહેશો !" આમ સ્વગત કહીને મુન્ના બાગમાંજ એક સ્થાને છુપાઇ ગઇ.

ત્વરિત ગતિથી 'મહમ્મદ—મહમ્મદ' કહેતી શાહજાદી આગળ વધી. હાથ હલાવી શાહજાદીને દૂર ઉભી રહેવાની સૂચના કરી મહમ્મદે કહ્યું:—" જોબેદી ! તમે સારૂં કામ કર્યું નથી. જો આ વાત ખલિફાના જાણવામાં આવશે તો તમારી દુર્દશા થશે. તમારે લીધે હું નિર્દોષ છું છતાં મ્હારો પણ જીવ જશે."

ધીર તેમજ ગંભીર ભાવ ધારણ કરી જોબેદીએ કહ્યું:—"એ સઘળું જાણું છું; છતાં તમારી મુલાકાત કરવાને હું અહિં આવી છું."

" શા હેતુથી તમે મ્હારી સાથે મુલાકાત કરવાને આવ્યાં છો ? "

" હેતુ બીજો કાંઇ નથી. તમને ઘણી વખત બોલાવ્યા છતાં તમે મ્હારી પાસે ન આવ્યા તેથીજ મ્હારે સાહસ એટલું કરીને અહિં આવવું પડયું છે. "

" હું તમારા જણાવ્યા પ્રમાણે તમારી પાસે કેવી રીતે આવી શકું ? શહેનશાહ ખલીફાના જનાનખાનામાં પ્રવેશ કરવાનો કોઇને અધિકાર નથી. "

" છુપા વેષમાં તમે સહેલાઇથી જનાનખાનામાં આવી શકત."

"શહેનશાહ ખલિફાની આંખોમાં ધૂળ નાખી મ્હારે શા માટે તેમના જનાનખાનામાં પ્રવેશ કરવો જોઇએ ? " મહમ્મદે દઢતાથી કહ્યું.

" શા માટે પ્રવેશ કરવો જોઇએ ? મ્હારી ઇચ્છા તૃપ્ત કરવાને માટે, સમજ્યા ? "

"શાહજાદી ! આવું વર્ત્તન તમારે માટે ઉચિત નથી." મહમ્મદે વિશેષ દઢતાથી કહ્યું.

ચંગળદષ્ટિથી મહમ્મદ તરફ જોઇને શાહજાદી જોબેદીએ કહ્યું:—" મહમ્મદ ! તમે આમ ન બોલો. તમને ખબર છે કે, તમેજ મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે ?!"

પછી ધીમેથી યુવકનો હાથ પકડીને તેના મુખ ઉપર દીન દષ્ટિપાત્ કરી શાહજાદીએ આવેગથી કહ્યું:—" જ્યારે પ્રેમની કદર કરી જાણતા નથી ત્યારે આવા મહાન્ વીર શા માટે થયા છો ? ખલિફાને મુખે તમારી બહાદુરીનું વર્ણન સાંભળી, મુગ્ધ બની જઇ મ્હેં મ્હારૂં જીવનસર્વસ્વ અંતરથી આપને સમર્પણ કર્યું છે. તમારી-જ પ્રેમમૂર્ત્તિનું હું નિરંતર સ્મરણ કર્યા કરું છું. "

શાહજાદીની પાસેથી સહજ દૂર ખસી જઇને પ્રથમના જેવા અવિચળિત સ્વરે મહમ્મદે કહ્યું:—" ના ના ! શાહજાદી, તમે ઘણી ગંભીર ભૂલ કરો છો. મ્હારે સ્ત્રી છે. તેના ઉપર મ્હારો અપાર પ્રેમ છે; તેથી હું તમારો પ્રેમ સ્વીકારી શકું તેમ નથી—અન્યાયયુક્ત વર્ત્તન વર્તી શકું તેમ નથી.—"

નીચી નજર કરીને જોબેદીએ કહ્યું:—" મહમ્મદ ! પ્રેમની પાસે ન્યાયાન્યાયનો હિસાબ રહેતો નથી. પ્રેમ પાસે પાત્રાપાત્રનો વિચાર હોતો નથી. મનગમતું મનુષ્ય મળી આવતાંજ પ્રેમ તેના

તરફ ખેંચાય છે–તે કોઇ પણ સંકટની દરકાર રાખતો નથી. જો હું ભૂલ કરતી હોઉં તો તે તમારે લીધેજ કરું છું મહમ્મદ! જીવનાધિક! મ્હને ક્ષમા કરો—મ્હને તમારા ચરણોમાં સ્થાન આપો.” આમ કહી સજળ નયને શાહજાદી ધુંટણીએ બેસી મહમ્મદના બન્ને પગ પકડીને બોલીઃ–“ પ્રિયતમ! એક વખત કહો કે તમે મ્હને ચ્હાહશો.”

દૂર ખસી જઇને મહમ્મદે કહ્યુંઃ–“ ના ના—હું કદાપિ તમને ચ્હાહઇ શકીશ નહિ. શું તમે નથી જાણતાં કે, એક પુરૂષ બે સ્ત્રીઓને ચ્હાહઇ શકતો નથી?”

શાહજાદીએ અલ્પકાળ સુધી કાંઇ વિચારીને કહ્યુંઃ–“ જો કદાચ તમારી સ્ત્રીનું મૃત્યુ થાય તો?”

એકાએક મહમ્મદનું હૃદય કંપી ઉઠયું. પ્રથમના જેવા દૃઢ સ્વરે તેણે કહ્યુંઃ–“ એમ થાય તો પણ હું તમને ચ્હાહઇ શકીશ નહિ. હું મર્જીનાને માત્ર ઉપરથીજ નહિ; પરંતુ હૃદયથી ચ્હાહું છું. મર્જીનાનો જીવ જગતનો ત્યાગ કરી જશે તો તેની સાથે મહમ્મદનો જીવ પણ કબરસ્થાનમાં નિવાસ કરશે. શાહજાદી, આવા સ્થાને હવે હું તમારી પાસે વિશેષ સમય સુધી હાજર રહી શકું તેમ નથી. શાહજાદી, જો તમે તમારું કલ્યાણ ઇચ્છતાં હો તો મ્હને ભૂલી જવાનો પ્રયત્ન કરો એટલીજ મ્હારી પ્રાર્થના છે.” આમ કહીને મહમ્મદ પોતાના મહેલ તરફ જવા લાગ્યો.

શાહજાદીએ મહમ્મદની પાછળ જઇ તેનો હાથ પકડી તેને ઉભો રાખીને કહ્યુંઃ–“ અંતે મ્હારા પ્રેમનો તમે તિરસ્કારજ કર્યોને? હું ખલિફાની પુત્રી જોએદી છું, અને તમારા જેવા સેનાપતિની પાસે પ્રેમભિક્ષા માગું છું; છતાં તમે મ્હને પ્રેમભિક્ષા આપી શકતા નથી?

મ્હારા સૌન્દર્યની સર્વત્ર પ્રશંસા થાય છે; છતાં મ્હારા રૂપસૌન્દર્ય તરફ, મ્હારા ગૌરવ તેમજ માન તરફ તમે દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ ? તમે એક સેનાપતિ—ગુલામ છો; છતાં શાહજાદીના પ્રેમનો તિરસ્કાર કરો છો ? પ્રેમની પ્રચંડ નિરાશાથી મ્હારા અંતમાં ભીષણ અગ્નિ સળગી ઉઠયો છે. એ અગ્નિ કાળાંતરે પણ શાન્ત થવાનો નથી."

મહમ્મદ કાંઇ પણ બોલ્યા સિવાય ચિંતામગ્ન ચિત્તે પોતાના મહાલય તરફ ચાલ્યો ગયો. શાહજાદી સ્વગત કહેવા લાગી:—"નિષ્ઠુર મહમ્મદ ! યાદ રાખજે કે આ શાહજાદીના પ્રેમનો તિરસ્કાર કરી તું સુખી થઇ શકવાનો નથી. મર્જીનાજ મ્હારા માર્ગમાં કંટક સ્વરૂપ છે. તેનો હું પ્રથમ નાશ કરીશ; પછીથી હું જોઇશ કે તું મ્હારોથાય છે કે નહિ ? એટલું થયા છતાં જો તું મ્હારા પ્રેમને નહિ સ્વીકારે તો હું તને પણ જહન્નમમાં મોકલી દઇશ. મ્હારા વૈરની વસુલાત લઇશ !"

મુન્ના દૂર ઉભી રહીને છુપી રીતે આ સઘળો પ્રકાર જોયા કરતી હતી. તેણે કહ્યું:—"પ્રેમમાં પડવાથી મનુષ્યને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે એ પ્રકાર આજે સંપૂર્ણ મ્હારા જાણવામાં આવ્યો. હવે હું કોઇના ઉપર પ્રેમજ કરીશ નહિ !"

આમ સ્વગત કહીને મુન્ના શાહજાદી પાસે જઇ પહોંચી. શાહજાદીએ પાલખી ઉંચકનારાઓને બોલાવી લાવવા માટે મુન્નાને મોકલી પાલખી આવી પહોંચી એટલે તે તેમાં બેઠી.

અલ્પકાળમાંજ વાહકો આવી પહોંચી પાલખી ઉંચકી ઉદ્યાનનો ત્યાગ કરી શહેનશાહ ખલિફાના જનાનખાના તરફ જવા લાગ્યા.

---

# પ્રકરણ ૪ થું.

## રજપૂતોનો દરબાર.

આજે ખલિફાના દૂતને ઉત્તર આપવાનો હતો; તેથી સૂર્યોદય થતાં ન થતાંમાં અજમેરનાં ન્હાનાં મ્હોટાં માણસો દરબારમાં જવા લાગ્યાં. દરબારમંડપ ઘણો વિશાળ હોઇ તેમાં વિવિધ પ્રકારનાં આસનો ગોઠવવામાં આવ્યાં હતાં. રજપૂત, ક્ષત્રિય, વૈશ્ય તેમજ શૂદ્ર લોકો પોતપોતાનું નિત્યકાર્ય ભૂલી જઇને આજના દરબારમાં જતા જોવામાં આવતા હતા. પ્રભાતકૃત્ય અપૂર્ણ રાખીનેજ અસંખ્ય રજપૂતાણીઓ તેમજ અન્ય મહિલાઓ અને બાળિકાઓ તેમને માટે તૈયાર કરવામાં આવેલી જગ્યાએ જઇને બેસતી હતી. ધીમે ધીમે દરબારમંડપ, સરદારો સેનાપતિઓ, સામંતો, સૈનિકો અને પ્રજાજનોથી ભરાઇ ગયો. હજી સુધી રાજા અજયપાલ આવ્યો નહોતો.

રાજાના સુવર્ણના સિંહાસનની પાસે ડાબી બાજુએ રૂપાના આસન ઉપર વૃદ્ધ પ્રધાન સમરસિંહ બેઠો હતો. વીર તેમજ બહાદુર સેનાપતિ ભીમસિંહ સમરસિંહ સાથેના આસન ઉપર બેઠો હતો.

હજી સુધી રાજા દરબારમાં આવ્યો નહોતો. દરબારમાં એકઠાં થયેલાં માણસોની ઉત્કંઠા ધીમે ધીમે વૃદ્ધિંગત થતી હતી. ચોતરફથી યુદ્ધનીજ વાત સાંભળવામાં આવતી હતી. આ સમયે છડીદાર બોલી ઉઠયો:–" જય મહારાણા અજયપાલનો જય ! જય માતા ભવાનીનો જય !"

તરતજ રાજા અજયપાલે દરબારમંડપમાં પ્રવેશ કર્યો. સઘળાં માણસોએ આસન ઉપરથી ઉભાં થઇ રાજાને માન આપ્યું. અજયપાલે

બ્રાહ્મણોને પ્રણામ કરી તેમના કુશળવર્ત્તમાન પૂછી રાજસિંહાસન ઉપર બેઠો. પછીથી તેણે વૃદ્ધ પ્રધાન સમરસિંહ તરફ જોઇને કહ્યું:- "આજેજ સમ્રાટ્ ખલિફાને ઉત્તર લખી મોકલો કે રણુવેલ્લા રજપૂતો ક્ષમા માગવાની ઇચ્છા રાખતા નથી. યુદ્ધ કરવાને તેઓ તયાર છે.'

આ સમયે સઘળા બ્રાહ્મણો 'दीर्घायुरस्तु राजन्' બોલી ઉઠયા. બીજાં સઘળાં માણસો "જય માતા ભવાનીનો જય, જય મહારાજા અજયપાલનો જય." બોલી ઉઠયાં. દરબાર—મંડપ ગાજી ઉઠયો.

પુનઃ દરબાર-મંડપમાં સંપૂર્ણ શાન્તિનો વિસ્તાર થયો. વૃદ્ધ પ્રધાન સમરસિંહે આસન ઉપરથી ઉભા થઇને કહ્યું:—" જો મહા· રાણાજીની અનુમતિ હોય તો હું એક વાત કહેવાની ઇચ્છા રાખું છું."

રાજાએ કહ્યું:-" બેલાશક કહો."

મંત્રી સમરસિંહે કહેવા માંડયું:—" મહારાજ ! ઘણા કાળથી આપણું સૈન્ય યુદ્ધમાં ઉતર્યું નથી. સઘળા સૈનિકો બેસી રહીને આ- ળસુ બની ગયા છે. વળી અભ્યાસ નથી હોતો તો પ્રાપ્ત કરેલી વિદ્યા પણ જતી રહે છે. મ્હારી નમ્ર સલાહ પ્રમાણે તો 'અમે ક્ષમા માગીએ છીએ' એમ જણાવી યુદ્ધ થોડા સમય સુધી મુલ્તવી રાખવામાંજ કલ્યાણ છે. ત્યાં સુધીમાં આપણે સૈન્યને યુદ્ધશિક્ષણ આપી શકીશું."

આ વચનો સાંભળી સઘળા રજપૂતો બોલી ઉઠયા:—" ના ના-અમે યુદ્ધજ કરવાને ઇચ્છીએ છીએ. જે કોઇ યવનોનું દાસત્ત્વ કે બંધુત્વ સ્વીકારશે તેનું અમે દર્શન પણ નહિ કરી શકીએ"

સેનાપતિ ભીમસિંહ ઉઠી ઉભો થયો, તથા તેણે કહ્યું:—" પ્ર· ધાનજી ! આપના મતને હું પણ સંમત થઇ શકતો નથી. યુદ્ધજ રજપૂતોનો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે-રજપૂતો યુદ્ધ કરવામાં

પાછી પ્હાની કરે એવા નથી. સૈનિકોની નસેનસમાં અદ્યાપિ ઉષ્ણ રક્ત વહે છે. આપણે ક્ષમા માગીએ તો ખલિફા આપણને નિર્બળ સમજીને આપણી સ્વાધીનતાનો વિનાશ કરવાનો પ્રયત્ન કર્યા સિવાય રહેજ નહિ."

રાજાએ કહ્યું:—" ના, મંત્રીશ્વર ! હું પણ આપના મતને સંમત થતો નથી. તમે ચોખ્ખું લખી નાખો કે. યુદ્ધ એ તો રજપૂતોની રંગભૂમિ છે. ક્ષત્રિય વીરો યુદ્ધ કરવાનેજ ઇચ્છે છે."

સમરસિંહે કહ્યું:—" જેવી આપની આજ્ઞા."

" ત્યારે હવે આજના દરબારને બરખાસ્ત કરવામાં આવે છે." આમ કહી આસન ઉપરથી ઉઠી રાજાએ બ્રાહ્મણોના આશીર્વાદોને સ્વીકાર્યા.

એક પછી એક સઘળાં માણસો દરબાર—મંડપનો ત્યાગ કરી ચાલ્યાં ગયાં; પણ સમરસિંહ પોતાના આસન ઉપરજ બેસી રહ્યો. અંતે તેણે પોતાના મન સાથે કહ્યું:—" હું વૃદ્ધ થયો છું; છતાં મ્હારી સલાહ કોઇએ માની નહિ. યવનોના પ્રતાપને હું સારી રીતે જાણું છું. તેમના હુમલાને અટકાવવાનું કિંવા તેમનો પરાજય કરવાનું સામર્થ્ય કોઇનામાં નથી. યુવક સેનાપતિ ભીમસિંહની ઉત્તેજનાથી આખો દેશ ઉન્મત્ત બની ગયો છે; હશે, માતા ભવાનિ ! જેવી તમારી ઇચ્છા !"

## પ્રકરણ ૫ મું.

### કહુલન મહાત્મા.

રાજમહેલની ઉત્તરે, દુર્ગની અંદર ભવાની પહાડ કરીને એક ન્હાનો પહાડ આવેલો હતો. એ પહાડ ઉપર દેવી ભવાનીનું એક

આરસ પત્થરનું બનેલું મંદિર હતું. આ મંદિર અજયપાલના કોઇ પૂર્વજે બંધાવ્યું હતું. આ મંદિરને લીધેજ પહાડનું નામ ભવાની પહાડ થઇ ગયું હતું. મન્દિરની પૂર્વ, પશ્ચિમ તથા ઉત્તર દિશામાં એક સુંદર બાગ આવેલો હતો. દક્ષિણે પહાડની નીચે એક વિશાળ સરોવર આવેલું હતું. મંદિરના દ્વારથી તે આ સરોવર સુધી આરસ પત્થરનાં પગથીઆં બાંધવામાં આવેલાં હતાં.

પ્રભાતકાળનો સમય હતો. સરોવરમાં રાજહંસો તરતા જોવામાં આવતા હતા. સરોવરના ઘાટ ઉપર એક તેજઃપુંજ મહાપુરુષ નેત્રો મીંચીને ધ્યાનમગ્ન સ્થિતિમાં બેઠા હતા. તેમનું શરીર ઘણું તેજસ્વી હતું. તેમની ઉમ્મર લગભગ સીત્તેર વર્ષની હોય એમ લાગતું હતું. આ અસામાન્ય પુરુષનું નામ કહલન મહારાજ હતું. તેઓજ મંદિરાધ્યક્ષ હતા. આ મહાત્મા પુરુષની પૂજાસામગ્રી માટે મહારાજા અજયપાલની બન્ને પુત્રીઓ પ્રભાવતી અને વિમળા ઉદ્યાનમાં પુષ્પો ચુંટતી હતી. મ્હોટી રાજકન્યાને આપણે પહેલા પ્રકરણમાં જોઇ ગયા છીએ. ન્હાની રાજકન્યા પોતાની બ્હેનથી માત્ર એકજ વર્ષ ન્હાની હતી.

ધ્યાન પૂર્ણ થયા પછી સંન્યાસી મહાત્મા “ મા—મા ! હવે ક્યાં સુધી આવા ખેલ ખેલશો ? દિવસો પૂરા થવા આવ્યા છે; છતાં હજી કાંઇ થયું નહિ, મા. !” કહીને ઉઠયા.

ચુંટેલા પુષ્પો હાથમાં લઇ પ્રભાવતીએ આ મહાત્માની પાસે આવીને કહ્યું:—“ પ્રભુ ! આપને શું થયું છે ? આખો દિવસ બેસી રહીને જપજ કર્યા કરો છો—માતા ભવાનીની પૂજા ક્યારે કરશો ?”

પ્રભાવતીના મસ્તક ઉપર પ્રેમપૂર્વક હાથ ફેરવતાં કહ્લન મહારાજે કહ્યું:—“બ્હેન ! હું પૂજા કરું છું; કિન્તુ હું વૃદ્ધ થયો

છું. હવે મ્હારા સિવાય બીજુ કોઇ માતાજીની પૂજા ન કરી શકે કે? એક દિવસે હુ મરી જઇશ ત્યારે પુજા કોણુ કરશે?"

અગ્રેસર થઇને પ્રભાવતીએ કહ્યું:-"જો આપ આજ્ઞા કરશો તો હું પૂંજા કરીશ."

કહ્લન મહાત્માએ કહ્યું:—"બ્હેન! થોડા સમયમાંજ તુ કોઇ ભાગ્યશાળી રાજકુમારને પરણી શ્વસુરપક્ષમાં જઇશ એટલે તુ કેવી રીતે માતાજીની પૂજા કરી શકીશ?"

"હું પરમાત્માને વરી ચુકી છું. વિવાહ કરવાની મ્હારી ઇચ્છા નથી." પ્રભાવતીએ અંતરોદ્દગાર કાઢ્યા.

આ સમયે વિમળાએ પણ પુષ્પો લઇ ભગિની પાસે આવી પહોંચીને કહ્યું:—"બ્હેન! હુ પણ ત્હારી માફક પરમાત્માની સાથે વિવાહ કરીશ!"

એવામાં એકાએક સંન્યાસી મહાત્માનું મુખ ગંભીર બની ગયું. તેમણે કહ્યું;—"મ્હને એમ લાગે છે કે અલ્પકાળમાં રજપૂતાના ઉપર કોઇ મહાન્ સંકટ આવશે. એથી રાજેન્દ્રનું જીવન પણ મ્હને ભયમાં હોય એમ લાગે છે!"

પ્રભાવતીએ કહ્યુ:—"પ્રભુ! આપ સર્વજ્ઞ છો. આપણી વિરુદ્ધ યવનરાજ ખલિફા યુદ્ધ કરવાને આવવાનો છે એ શું કાંઇ સામાન્ય સંકટ છે! જો કે રજપૂત સૈનિકોની સંખ્યા યવન સૈન્ય કરતાં ઘણી થોડી છે. વિજય મળે એવી આશા નથી; તોપણ રણશુરા રજપૂતો જીવન સમર્પણ કરીને જાતીય સ્વતંત્રતાનું આજ સુધી રક્ષણ કરતા આવ્યા છે અને ભવિષ્યમાં કરશે."

કહ્લન મહારાજે કહ્યું:—"બ્હેન! માતાજીની ઇચ્છા હશે તેમ થશે. જગતનાં પામર મનુષ્ય પ્રાણીઓથી શું થઇ શકે છે?"

વિમળાએ કહ્યું;—"બ્હેન! સ્વદેશસેવા કરવાના હેતુથી આપણે પણ યુદ્ધમાં જવું જોઇએ. શૂરી રજપૂતાણીઓ તથા રજપૂત બાળિકાઓ સ્વદેશને માટે કેવી રીતે આત્મત્યાગ કરી શકે છે તે આપણે શત્રુઓને દર્શાવવું જોઇએ."

પ્રભાવતી:—વિમળા! ત્હારૂં કહેવું સત્ય છે. આ મહાપ્રભુ આપણને જેવો ઉપદેશ આપશે તે પ્રમાણે આપણે વર્તીશું.

કલ્લન:—અદ્યાપિ ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. વખત આવ્યે સૌ થઇ રહેશે. હવે હું માતાજીની પૂજા કરવા બેસું છું; તેથી તમારે જવું હોય તો જાઓ.

પ્રભાવતી અને વિમળા કલ્લન મહારાજને પ્રણામ કરી મંદિરનો ત્યાગ કરી રાજમહાલય તરફ જવા લાગી.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## ખલિફાની મહત્વા કાંક્ષા.

મક્કાધિપતિ ખલિફા પોતાના વિશ્રામાલયમાં સેનાપતિ મહમ્મદખાન અને સરદાર રહિમખાનની સાથે વાતચિત કરતો બેઠો હતો. ખલિફાએ કહ્યું:—"હજી સુધી અજમેર તરફ મોકલેલો દૂત પાછો કેમ આવ્યો નહિ? કાફરો અવિશ્વાસુ તેમજ અધર્મી છે. શું તેમણે દૂતને તો કેદ નહિ કરી રાખ્યો હોય ને?"

મહમ્મદે કહ્યું:—"જહાંપન્નાહ! તેઓ અવિશ્વાસુ કિંવા અધર્મી ભલે હોય; પરંતુ એ વીર પુરુષો છે. દૂતને તેઓ કેદ નહિજ કરે. વળી હું એમ ચોક્કસ ધારું છું કે તેઓ નુકશાન નહિ ભરી:આપતાં યુદ્ધ કરવાનેજ તૈયાર થશે."

રહિમખાને કહ્યું:—" તમે તો સૌને તમારા જેવાજ સમજો છો. રજપૂતો શા સાહસથી આપણી વિરુદ્ધ યુદ્ધમાં ઉતરવાને તૈયાર થશે ? વળી મ્હારી એવી ચોક્કસ ખાત્રી છે કે, તેમણે આપણા દૂતને કેદ કરી રાખ્યો હશે."

ખલિફાએ ઘણાજ રોષાવેશમાં કહ્યું:—" મંત્રીજી ! જો કદાચ કાફરોએ આપણા દૂતને કેદ કર્યો હશે તો પછી તેમને મ્હારા પ્રચંડ ક્રોધાગ્નિમાં બળી મરવું પડશે. યવન સૈનિકો બહાદુરીથી કાફરોનાં ગળાં કાપી નાખશે. તેમનાં દેવદેવીઓને સમુદ્રના અગાધ જળમાં ફેંકી દેશે. સઘળાં ગામોને શ્મશાન સમાન બનાવી દેશે."

" કાફરોએ દૂતને કેદ કર્યો હોય કિંવા ન કર્યો હોય, તેઓ નુકશાન ભરી આપતા હોય કિંવા ન ભરી આપતા હોય તો પણ આપણે તેમના ઉપર આક્રમણ કરવુંજ જોઇએ. રજપૂતાના ઘણો મૂલ્યવાન છે. રજપૂતાનામાં ઘણેખરે સ્થળે તો સોના રુપાની ખાણો આવેલી છે. જહાંપન્નાહ ? એ દેશને આપણે જીતી લેવોજ જોઇએ." રહિમખાને લોભ દર્શાવ્યો.

રહિમખાનના શરીરમાં ઘણું તેજ અને અપાર ઉત્સાહ હતો. તેનાં ઉપરોક્ત વચનો સાંભળી ખલિફાએ કહ્યું:—" રહિમખાન ! તમારાં વચનો સાંભળવામાં આવ્યાથી હવે એક કલાકનો પણ વિલંબ કરવાને હું ઇચ્છતો નથી ! રજપૂતોનું રાજ્ય જ્યારે આવું મૂલ્યવાન્ છે ત્યારે પછી આપણે શા માટે ચઢાઇ કરવામાં વિલંબ કરવો ? મહમ્મદ ! બસ, મ્હારે રજપૂતાના જોઇએજ—"

આ સમયે એક પહેરેગીરે આવીને કહ્યું:—" શાહેનશાહ ! અજમેર તરફ મોકલાવેલો દૂત પાછો આવી પહોંચ્યો છે."

ખલિફાએ ઉત્સુકતાથી કહ્યું:—" તેને સત્વર અહિં મોકલ."

પહેરેગીર ચાલ્યો ગયો. મહમ્મદ, રહિમખાન અને ખલિફા ઉત્સુકતાથી દ્વાર તરફ જોઇ રહ્યા.

ખલિફા ઘણા મજબુત બાંધાનો સુન્દર પુરુષ હતો. તે ઘણો બુદ્ધિમાન્ અને વિચક્ષણ છે હતો; છતાં તે ઘણો વિલાસી હતો. જનાનખાનાનો ત્યાગ કરી ભાગ્યેજ તે રાજસભામાં આવતો હતો; નિરંતર ગાનતાન, સુરાપાન અને વિલાસમાંજ તે નિમગ્ન થઇ રહેતો હતો. તેની મુખ્ય બેગમનો તેના ઉપર એટલો બધો પ્રભાવ હતો કે તે તેનું એક પણ વાક્ય ઉથામતો નહોતો. તેની મુખ્ય બેગમજ તેના જીવનનો આધાર છે એમ તે સમજતો હતો.

" બંદગી જહાંપન્નાહ. " કહી દૂત આવી કુરનસ બજાવી એક બાજુએ ઉભો રહ્યો.

રહિમખાને કહ્યું:—" તું પાછો આવી પહોંચ્યો ? હમણાં અમે ત્હારીજ વાતચિત કરતા હતા. વારૂં, અજમેરાધિપતિએ શો ઉત્તર આપ્યો ?"

દૂત બોલ્યો:—" લ્યો આ અજમેરરાજનો ઉત્તર."

આમ કહીને તેણે એક પત્ર મહમ્મદના હાથમાં મૂકયો. એ પત્ર વાંચી જોતાંની સાથેજ તેનાં નેત્રો લાલચોળ બની ગયાં. પછીથી તેણે એ પત્ર શાહેનશાહ ખલિફા તથા રહિમખાનને વાંચી સંભળાવ્યો.

શાહેનશાહ ખલિફાએ સિંહના જેવી ગર્જના કરીને કહ્યું:— " શું એ કાફરો આપણી સાથે યુદ્ધ કરવાની અભિલાષા રાખે છે ? આપણા ઐશ્વર્યની, સૈન્યબળની તથા પ્રબળ પ્રતાપની હકીકત ત્હેં તેમને કહી હતી કે ?"

" હા જહાંપન્નાહ ! પણ તેનું કાંઇ સારું પરિણામ આવ્યું નથી."

ખલિફાએ કહ્યું:—" ઠીક છે—જોઇ લેવાશે. "

મહમ્મદે પૂછ્યું:—"રાજસ્થાનની ક્ષમતા, ઐશ્વર્ય વગેરે કાંઇ ત્હારા જોવામાં આવ્યું કે?"

દૂતે નમ્ર સ્વરે ઉત્તર આપ્યો:—"એમની રાજસભા અતુલનીય છે. પ્રવેશદ્વારથી સિંહાસન સુધીની દિવાલોને મણિમાણિક્યાદિ જવાહિર જડી લેવામાં આવેલું છે. રાજાના ચરણો કદિ માટીને સ્પર્શ કરતા નથી. જ્યાં જ્યાં રાજા જનાર આવનાર હોય છે ત્યાં ત્યાં મૂલ્યવાન્ ગાલિચાઓ બિછાવવામાં આવે છે. રાજસભામાં કદિ તેલનો દીપક સળગાવવામાં આવતો નથી. એ કિમતી મણિમુક્તાઓથીજ સર્વત્ર પ્રકાશનો વિસ્તાર થઇ રહે છે. રાજસ્થાન સ્વર્ગીય દેશ છે. ધન, રત્ન તેમજ સૌન્દર્ય આદિથી તે પરીપૂર્ણ છે."

ખલિફાએ પૂછ્યું:—"રાજસ્થાનની સુંદરીઓ દેખાવમાં કેવી છે?"

દૂતે ઉત્તર આપ્યો:—જહાંપન્નાહ! એવું સ્વર્ગીય સૌન્દર્ય જગતમાં અન્ય કોઇ સ્થળે નહિ હોય એમ હું ધારું છું. રાજસ્થાન ધન્યધાન્યમાં, રજત કાંચનમાં, નદી પહાડોમાં, પર્વત શિખરોમાં, વૃક્ષલતાઓમાં અદ્વિતીય છે; તેજ પ્રમાણે એ દેશની સુંદરીઓ પણ ચિરયૌવનાઓ, વિશાળ નયનોવાળી તથા અદ્વિતીય રુપવતીઓ છે તેમની સૌન્દર્યછટાની તુલના થઇ શકે એમ નથી! એ સૌન્દર્યનું વર્ણન માત્ર શબ્દોથી શકે તેમ નથી."

આસન ઉપરથી ઉઠી ખલિફાએ કહ્યું:—"મહમ્મદ! રાજસ્થાનને આપણે સ્વાધીન કરવુંજ જોઇએ. જો રાજસ્થાન મેળવવા જતાં લાખો યવન સૈનિકોનો ભોગ આપવો પડે, અપાર દ્રવ્ય ખરચવું પડે તો પણ તેની પરવાહ નથી." મહમ્મદ! તમે ઘણાં યુદ્ધો કર્યા છે. તમારા શૌર્યથી

શત્રુઓ તેમજ મિત્રો મુગ્ધ બની ગયેલા છે. આ મ્હારું રાજસિંહાસન તે મારીજ સહાયતાથી ઘણું સુદૃઢ બન્યું છે. દેશ વિદેશમાં મક્કાનું નામ તમે ઉજ્વળ કર્યું છે. તમે ઘણા દૂરના દેશોમાં મહમ્મદ ધર્મનું વિજય-નિશાન બહાદુરીથી ફરકાવ્યું છે. માટે સેનાધિપતિ ! તમે રાજસ્થાન મ્હને મેળવી આપો." આમ કહીને ખલિફાએ સેનાધિપતિ મહમ્મદનો હાથ પકડી સેનાનાયક રહિમખાન તરફ જોઇને કહ્યું:—"આજેજ યુદ્ધ જાહિર કરો. સૈન્યને સુસજ્જિત કરો. એક અઠવાડીઆમાં રાજસ્થાન તરફ તમારે કૂચ કરવીજ જોઇએ."

પછીથી ખલિફાએ સેનાધિપતિ મહમ્મદને ઉદ્દેશીને કહ્યું:—"સેનાધિપતિ! મ્હારા જનાનામાં મ્હારે રાજસ્થાનની સુંદરી જોઇએ છીએ. રાજસ્થાનમાંથી જેટલી સ્વરુપવતી કુમારિકાઓ મળી આવે તેમને પૂરતા બંદોબસ્ત સાથે અહિં મોકલી આપજો."

---

# પ્રકરણ ૮ મું.

---

## પ્રેમનું શિક્ષણ.

અજમેરના રાજમહાલયથી જે વિશાળ માર્ગ નગરની બ્હાર જઇ મળ્યો હતો તેની બન્ને બાજુનો દેખાવ ઘણો મનોહર અને ચિત્તાકર્ષક હતો. કોઇ કોઇ સ્થળે વિવિધ પ્રકારનાં પુષ્પોથી શોભી રહેલા બગીચાઓ આવેલા હતા. કોઇ કોઇ સ્થળે આરસ પત્થરનાં બનેલાં ઉંચાં મંદિરો આવેલાં હતાં. કોઇ કોઇ સ્થળે, ન્હાનાં મ્હોટાં સુનિર્મળ જળથી ભરેલાં તળાવો આવેલાં હતાં. આ રાજમાર્ગ ઉપર અજમેરના સેનાપતિ વીર ભીમસિંહનું મકાન આવેલું હતું. સ્હામે બે મ્હોટાં સિંહદ્વાર હતાં. એ દ્વારમાંથી અંદર જતાં એક વિશેષ

મ્હોટું નહિ તેમજ વિશેષ ન્હાનું નહિ એવું આંગણું નજરે પડતું હતું. આંગણાની પૂર્વે એક મ્હોટું દેવમંદિર આવેલું હતું. પશ્ચિમે વિશાળ બેઠકખાનું જોવામાં આવતું હતું. ઉત્તરે એક બે મજલાનો વિશાળ તેમજ ઉંચો મહેલ આવેલો હતો. એની પાછળ પાછો મ્હોટો ચોક હતો. આ ચોક વટાવી આગળ જતાં સુગંધિત પુષ્પલતાઓથી પૂર્ણ એક વિશાળ બગીચો આવેલો હતો. બાગની વચ્ચે એક હૉજ હતો. તે સિવાય બગીચામાં અનેક સ્થળે બેસવાનાં આસનો પણ ગોઠવલાં હતાં.

સંધ્યાકાળ વીતી ગયો હતો. ચંદ્રદેવે સર્વત્ર પોતાના શીતળ પ્રકાશનો વિસ્તાર કર્યો હતો. સર્વત્ર શાન્તિ જણાતી હતી. એવા સમયે હૉજની પાળ ઉપર એક યુવતી અને એક બાળક બેઠાં બેઠાં વાતચિત કરતાં હતાં.

યુવતીએ કહ્યું:—" મંજુલ! આજે ત્હારા પ્રભુ હજી સુધી કેમ આવ્યા નહિ ? "

બાળકે ઉત્તર આપ્યો:—" તેઓ સેનાપતિ છે. તેમના કામકાજનો પાર નથી તેથી; તેમને વિલંબ થાય એ સંભવિત છે."

બાળકના મુખ ઉપર કોમળતા જોવામાં આવતી હતી. યુવતીએ પુનઃ પુછ્યું:—" ત્હારા પ્રભુને તું ખૂબ ચ્હાય છે, કેમ ? " યુવતીની દૃષ્ટિ આ સમયે ઉદાસિનતા પૂર્ણ હતી, તેનો કંઠ સ્વર આગ્રહ શૂન્ય હતો.

" ના—બિલકુલ ચ્હાતો નથી." બાળકે ઉત્તર આપ્યો.

" ત્યારે મ્હને ચ્હાય છે ? "

" ના—તમારી પ્રત્યે મ્હને દ્વેષ છે. "

" કારણ ? "

" કારણ હું કહી શકતો નથી. "

ધીમે ધીમે યુવતીનો આગ્રહ વધતો હતો. તેણે પુનઃ પૂછયું:-
" ત્યારે તુ મ્હારા પ્રત્યે આટલો બધો સ્નેહ શા માટે દર્શાવે છે !"

બાળકે ઉત્તર આપ્યો:—" તેઓ તમને ચ્હાય તેથીજ હું તમને ચ્હાઉં છું."

ચંદ્ર તરફ જોઇને યુવતીએ કહ્યું:—" જો તું સ્ત્રી થયો હોત તો હું ત્હારી સાથે તેમનો વિવાહ કરત."

" ના ના-તમે એમ કદિ ન કરત જગતમાં સાૅકયની પીડા જાણી જોઇને કોઇ ઉભી કરતું નથી."

" પણ મ્હારે તો સાૅકય જોઇએ છે."

" તદ્દન ખોટી વાત."

" ના મંજુલ! હું સાચું જ કહું છું."

" ઠીક છે-વખત આવ્યે જોઇ લેવાશે."

" મંજુલ! આજે મ્હારું મન સ્વસ્થ નથી."

" ગાન ગાઓ—સંગીતથી સઘળી અસ્થિરતા દૂર થઇ જશે."

" મ્હને ગાતાં આવડતું નથી!"

" ત્યારે હું ગાઉં છું—તમે સાંભળો."

" પછીથી હોજના ચંચળ જળતરંગોને સ્થિર કરા સ્વર્ગ મૃત્યુને એકાકાર કરી બાળક મધુર સ્વરે ગાવા લાગ્યો કે:—

" ક્યારે મળેરે પતિ પ્યારા પ્યારા મ્હારા—
અલબેલા નાથ મ્હારા મ્હારા મ્હારા મ્હારા નાથ—
મ્હારા મ્હારા મ્હારા
સફળ કરું મમ અંતર આશા,—
નિરખીને નંદના લાલા—પ્યારા પ્યારા મ્હારા.
લજ્જા ઘુંઘટ તજી, પીશું પરસ્પર,

સ્નેહવચન સુધાધારા પ્યારા પ્યારા મ્હારા.
પ્રેમ-સરોવર પિયુથી રમતાં
પામું હું મોતી મરાળાં—પ્યારા પ્યારા મ્હારા."

યુવતી અને બાળક આવી રીતે જ્યારે સંગીતમાં તન્મય બની ગયાં હતાં ત્યારે ભીમસિંહ તેમની પાછળ આવીને ઉભો રહ્યો. આ પ્રકારની યુવતીને કે બાળકને માહિતી નહોતી. સંગીત પૂર્ણ થયા પછી ભીમસિંહે એ બન્નેની વચ્ચે ઉભા રહીને કહ્યું:—વાહ મંજુલ! તું તો ઘણું સારૂં ગાઈ શકે છે.!"

ભીમસિંહ તરફ આતુરતા પૂર્ણ દૃષ્ટિ ફેંકીને યુવતીએ કહ્યું:—"હા, મંજુલ ઘણું સારું ગાય છે. કવચિત્ કવચિત્ તે મ્હને સંગીતસુધાનું પાન કરાવે છે."

બાળકે નીચું જોઇને કહ્યું:—"હવે હું જઉં છું!"

યુવતીએ કહ્યું:—"ના મંજુલ! બીજું એક સંગીત ગાઇને જા."

સેનાપતિએ કહ્યું:—"મ્હને સંગીત પ્રિય લાગતું નથી."

તરતજ પ્રભુના મુખ તરફ જોઇને મંજુલે કહ્યું:—"ત્યારે રહેવા દો."

યુવતીએ તિરસ્કારમિશ્રિત સ્વરે કહ્યું:—"તમે કેવા માણસ છો? આખો દિવસ યુદ્ધ વિગ્રહોનો વિચાર કરી કરીને તમે નીરસ બની ગયા છો. તમારા જેવા માણસે વિવાહજ ન કરવો જોઇએ!"

ભીમસિંહે હસીને કહ્યું:—"જો પ્રથમથીજ મંજુલ મળી આવ્યો હોત તો હું વિવાહ ન કરત!"

મંજુલે કહ્યું:—"હું જઉં છું."

સેનાપતિએ કહ્યું:—"ના—બેસ. તું હોય છે ત્યારે મ્હને

ઘણું ગમે છે.”

યુવતીએ ઇર્ષ્યાથી કહ્યું:--“ત્યારે મ્હારો ત્યાગ કરી મંજુલની સાથેજ રહો. જો મંજુલ! આજથી મ્હારે બદલે તું જ સેનાપતિની સ્ત્રી છે અને હું તમારી બન્નેની દાસી છું.”

બીજી દિશા તરફ મુખ ફેરવીને બાળકે કહ્યું:--“ હું તો તમારો નોકર છું. મ્હારી સાથે ઠઠ્ઠામશ્કરી કરવી ઉચિત છે કે ?”

યુવતીએ કહ્યું:-“ ના મંજુલ! હું મશ્કરી કરતી નથી. હું ઘણા દિવસથીસમજી શકી છું કે, મ્હારે લીધે તેમને સુખ મળતું નથી! તેઓ ક્ષત્રિય છે--તે ઉપરાંત સેનાપતિ છે. યુદ્ધજ તેમના જીવનનો મૂળમંત્ર છે, યુદ્ધમાંજ તેમને સુખ છે. પ્રેમ કરવાને માટે તેઓ સંસારમાં આવ્યા નથી. હવે તેમના માર્ગમાં હું કંટક થઇ રહીશ નહિ.”

પત્નીનો હાથ પકડીને ભીમસિંહે કહ્યું:—“ ભીમા ! તું ક્રોધે ભરાય છે? મ્હેં તો તને ક્રોધ ઉપજે એવું કાંઇ કહ્યું નથી! ઠીક છે, એ બધી વાત પછી થશે. પુનઃ મ્હારે બ્હાર જવાનું છે. યુદ્ધ અવશ્ય થવાનું હોવાથી સર્વ પ્રકારની વ્યવસ્થા સત્વર કરવાની જરૂર છે. આ કાર્યમાંથી નિવૃત્ત થયા પછી હું ત્હારા ઉપર ઘણો પ્રેમ કરીશ.”

પ્રથમના જેવા ઉદાસ ભાવથી ભીમાએ કહ્યું:--“ ઠીક કરજો. મ્હારી સાથે વિવાહ ન થયો હોત તો તમે તમારી ઘણી ઉન્નતિ કરી શકત. આટલા દિવસ સુધી હું એ વાત સમજી શકી નહોતી. તમે મ્હને ક્ષમા કરો. હવે હું ચોકકસ સમજી શકી છું કે. હુંજ તમારી મુખ્ય શત્રુ છું. તમે વીર છો છતાં હું તમને ઘરમાં કેદ કરી રાખવાને ઇચ્છતી હતી! હવે મ્હારી ભૂલ હું સમજી શકી છું. તમે જાઓ, અવકાશે દર્શન દેજો.”

ભીમસિંહે સ્ત્રીનાં વચનો પ્રત્યે લક્ષ્ય આપ્યું હોય એમ લાગ્યું નહિ. તેણે કહ્યું:—"આજે મધ્યરાત્રિ પછી મ્હારે એક વખત મિટનકોટ જવાનું છે. મંજુલ! જવાની સઘળી વ્યવસ્થા કરી રાખજે. હું મંત્રીને મળી જલદી પાછો આવું છું." કહી ભીમસિંહ ચાલ્યો ગયો.

ભીમા તરફ જોઇ આશ્ચર્ય પામીને મંજુલે કહ્યું—"આ શું! તમે રડો છો કેમ! તમે તો છેક ન્હાના બાળક જેવાં છો!"

પાળ ઉપરથી ઉઠી, બાળકના મુખ ઉપર સ્થિર દૃષ્ટિપાત્ કરીને ભીમાએ કહ્યું:—"મંજુલ! આ હું છેલ્લી વખતને માટેજ રડી લઉં છું. હું તેમને મ્હારા પ્રાણ કરતાં પણ વિશેષ ચ્હાઉં છું. એક કલાકનો તેમનો વિયોગ પણ મ્હારાથી વેઠી શકાતો નથી! છતાં હમ્મેશાં તેઓ આવી રીતે ચાલ્યા જાય છે! એક પણ દિવસે મ્હારી સાથે શાન્તિથી બેસી વાર્ત્તા વિનોદ કરતા નથી!"

સાંત્વના આપીને મંજુલે કહ્યું:—"એમાં દુઃખી થવા જેવું શું છે? તેઓ પુરુષ છે. ઘરના ખુણામાં તમારું મ્હોં જોઇ બેસી રહેવાને માટે તેઓ જન્મ્યા નથી. તમે સ્ત્રી છો. ચ્હાવું પ્રેમ કરવો, સેવા ચાકરી કરવી એ તમારું કર્ત્તવ્ય છે. પોતાના કાર્યથી નિવૃત્ત થઇને આવ્યા પછી તમારા ઉપર પ્રેમ કરવો એ તેમનું કર્ત્તવ્ય છે."

"આજેજ આ વાત સમજી—આટલા દિવસ સુધી હું અજ્ઞાન હતી. ચાલ, મંજુલ! ત્હારા પ્રભુની સઘળી વસ્તુઓ ઠીકઠાક કરી નાખીએ."

જતાં જતાં મંજુલે કહ્યું:-"જો સુખ ઇચ્છતાં હો તો સ્નેહ આપજો. લેવા જશો નહિ. ચ્હાવા જતાં—સ્નેહ કરતાં સુખ પ્રાપ્ત થતું નથી—માત્ર રુદનજ કરવું પડે છે.

# પ્રકરણ ૮ મું.

## દૃઢ પ્રતિજ્ઞા.

મધ્યાન્હકાળનો સમય હતો. ભોજન કરી રાજા અજયપાલ તેના વિશ્રામાલયમાં આવીને બેઠો હતો. તેની પાસે રાણી કમળાવતી ઉભી રહીને પતિને વાયુ ઢોળતી હતી. રાણીના મુખ તરફ જોઇને અજયપાલે આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું:-"દેવિ! મ્હેં એમ સાંભળ્યું છે કે, પ્રભાવતી કહ્‌લન મહારાજની ઇચ્છાનુસાર અવિવાહિતા રહેવાની અભિલાષા રાખે છે. આ વાત સત્ય છે કે શું?"

"હા-માત્ર પ્રભાવતીનીજ નહિ; પરંતુ વિમળાની પણ એવીજ ઇચ્છા છે."

રાજાએ કહ્યું:—"જો એમજ હોય તો એ આપણે આપણું પરમ સૌભાગ્ય સમજવું જોઇએ. જો પ્રિયે! આ વાત જ્યારે નીકળી છે ત્યારે હું તને જે હકીકત કહું છું તે સાંભળ. ગઇ રાત્રે મ્હેં એક સ્વપ્ન જોયું છે. પ્રભાવતી જાણે કે મ્હારી પાસે આવીને ઉભી રહી છે. તેણે જાણે કે ભૈરવી મૂર્ત્તિનું સ્વરુપ ધારણ કર્યું છે! હસતાં હસતાં તેણે મ્હને કહ્યું:—"પિતાજી! મ્હારો વિવાહ કરશો નહિ." મ્હેં કહ્યું:-"કરીશ. હમણાં તું આવી કેમ દેખાય છે?" ગંભીરતાથી તેણે ઉત્તર આપ્યો:-"હમણાં મ્હારે આવા રુપનીજ જરૂર છે. હું દનુજદલની છું!"

એવા સમયે કહ્‌લન મહારાજ ત્યાં આવી પહોંચ્યા. તેમણે પોતાના સર્વાંગ ઉપર વિભુતિ ચોળી હતી. તેમના કંઠમાં રુદ્રાક્ષની માળા ઝૂલી રહી હતી. તેઓ ઇચ્છામાં આવે ત્યારે ઇચ્છિત સ્થાને આવજા કરી શકે તેમ હતા.

રાજા રાણીએ ઉઠી કહ્લન મહારાજને સાષ્ટાંગ પ્રણામ કરી, તેમને બેસવાને આસન આપ્યું. આસન ઉપર બેસતાં બેસતાં મહારાજે કહ્યું:—"અજય! તું ઘણો ભાગ્યશાળી છે. મ્હારી પ્રભા ખરેખર દનુજદલનીજ છે. માતા ભવાનીએ જાતેજ આવીને ત્હારે ત્યાં જન્મ લીધો છે."

ઉત્સુકતાથી રાણી બોલી ઉઠીઃ-"ત્યારે પછી એના વિવાહની ચિંતા રાખવાની આપણને શી જરૂર છે? ભોળાનાથ પોતેજ આપણે ત્યાં બંધાઇ રહેલા છે!"

"એ વાત કહેવાનેજ હું આવ્યો છું. અજય! તું એને દેવતાના નામ ઉપર સમર્પણ કર."

રાજાએ કહ્યું:-"આપની આજ્ઞાનુસાર વર્તવા તૈયાર છું; કિન્તુ પિતા! શું આપ એને ગ્રહણ કરશો?"

"બ્હેન સાક્ષાત ભવાની છે. હું તો અતિ સામાન્ય છું! પરમ કૃપાળુ પરમાત્માના હાથમાંજ હું તેને સમર્પણ કરું છું. ત્હારું નામ તેમજ વંશ ઉજ્વળ થશે. વારું, યુદ્ધના કાંઇ નવીન સમાચાર જાણવામાં આવ્યા છે કે?"

રાજાએ ઉત્તર આપ્યોઃ-" ના, હજી સુધી કશા સમાચાર મળ્યા નથી! શું પરિણામ આવશે એ સંબંધી આપે માતા ભવાનીને કાંઇ પૂછ્યું છે?"

સ્થિરદષ્ટિથી રાજાના તરફ જોઇને મહારાજે કહ્યું-"હા, પૂછ્યું છે. તું નિશ્ચિંત રહે. ત્હારા વંશને કલંક નહિજ લાગે.'' પછીથી કહ્લન મહારાજે સ્વગત કહ્યું-"માતા ભવાનિ! જેવી ત્હારી ઇચ્છા."

આ સમયે પ્રભાવતી અને વિમળા ત્યાં આવી પહોંચી. વિમળાએ કહ્યું-"પ્રભુ! આપ અહિં બિરાજ્યા છો? અમે બન્ને

બ્હેનો આખા બાગમાં આપની શોધ કરીને હયરાન બની ગઇ છીએ!"

સ્નેહસૂચક સ્વરે કહ્‌લન મહારાજે કહ્યું-" આવ બ્હેન-આવ મ્હને આટલા અલ્પકાળ સુધી શોધવામાં તુ હયરાન થઇ ગઇ ? ત્યારે તમને શોધી શોધીને પણ હુ કેટલો હયરાન થયો છું. ?! મ્હારા મસ્તક ઉપરના વાળ સુદ્ધાં પાકી ગયા છે ? "

વિમળાએ હસીને કહ્યુ:-" મહાપ્રભુ ! આપના અસંખ્ય ઉપકારોની ગણુના થઇ શકે તેમ નથીજ. "

મહારાજે ઉભા થઇને કહ્યુ:--" ત્યારે આવતી પૂર્ણિમાને દિવસે બ્હેનનો વિવાહ થશે. હું હવે જઉં છું અજય! તુ પણ મ્હારી સાથે ચાલ, મ્હારે તને થોડી હકીકત કહેવાની છે."

અજયપાલ અને કહ્‌લન મહારાજ વિશ્રામાલયમાંથી ચાલ્યા ગયા. સ્નેહથી પુત્રીને પોતાની પાસે ખેંચી લઇ તેના મુખ ઉપર ચુંબન કરીને રાણીએ કહ્યું:—" બ્હેન ! તું સાક્ષાત ભવાની છે. ત્હારે લીધેજ ભગવાન્ ભીમભૈરવ આપણી પાસે રહ્યા છે. વારૂં, મહાત્માએ યુદ્ધ સંબંધીની કશી હકીકત તને કહી છે કે ? "

ગંભીર સ્વરે ઉત્તર થયો કે:—" હા કહી છે; પરંતુ એ વાત તમને કહેવાની મ્હાત્માએ ના પાડી છે."

રાણીના અંતરમાં આશંકા ઉપજી. ઉત્તેજિત સ્વરે તેણે પ્રશ્ન કર્યો:—"કેમ, કંઇ અમંગળ થવાનું છે કે શું ? "

" અમંગળ બીજું શું થવાનું છે ? જેમને સાક્ષાત ભવા-નીની સહાયતા છે તેમનું શું અમંગળ થવાનું હતું ? "

" ના ના, હુ મહાત્માના મુખે સઘળી હકીકત સાંભળીશજ." આમ કહી રાણી ત્વરિત ગતિથી ત્યાંથી ચાલી ગઇ.

વિમળાએ આવી ભગિનીને ગળે વળગી પડીને કહ્યું:-"બ્હેન !

મ્હને તો એ વાત કહે. ”

“ તને કહું ? ઠીક એમ ધાર કે, યવનો સાથેના યુદ્ધમાં પિતાજી માર્યા ગયા. ”

તરતજ વિમળા બોલી ઉઠી:—“ ના બ્હેન ! એવી વાત કહીશ નહિ. નહિ તો મ્હારાથી રડી દેવાશે. મ્હને ઘણો ભય ઉપજે છે !”

“ ભય શો છે ? પિતાનું મૃત્યુ થશે તો તું શું કરીશ ?”

“ ના—એ વાતનો હું વિચાર કરી શકતી નથી. સાચું કહેને બ્હેન ! કે, શું થશે ?” વિમળાના સ્વરમાંથી ભય અને શોક જાણે કે પ્રકટિત થયો.

ગંભીરતાથી પ્રભાવતીએ ઉત્તર આપ્યો:—“ યવનો અજમેરને સ્વાધીન કરશે. જો આ વાત કોઇને પણ કહીશ નહિ. કહલન મહારાજે આ વાત ગુપ્ત રાખવાની આજ્ઞા કરી છે. ”

વિમળાએ ગદ્‌ગદ કંઠે કહ્યું:–“ ત્યારે શું અંતે આપણને યવનો કેદ કરશે ?”

નિશ્ચયસૂચક સ્વરે પ્રભાવતીએ કહ્યું:—“ તેઓ કેદ કરશે તો તેથી શું નુકસાન છે ? હું સ્વેચ્છાથીજ યવનોની કેદી થઇશ. કૂતરાં કિંવા શીઆળવાંની માફક મરવાથી શું ફળ છે ? વૈરની વસુલાત લેવાની પ્રતિજ્ઞા કરી હું પિતાજીના મૃત્યુનો બદલો જરૂર લઇશ. વિમળા ! મનુષ્ય માત્રે એવી રીતે મરવું જોઇએ મૃત્યુ પછી પણ જીવન કાયમ રહી શકે. ”

વિમળાએ કંપી ઉઠીને કહ્યું:—“ ના બ્હેન ! તું મરવાની વાત કરીશ નહિ. ચાલ, આપણે માતાજીની પાસે જઇએ. ”

વિમળા ઉઠી ઉભી થઇ. પ્રભાવતીએ કહ્યું:–“ તું જા. હું થોડા સમય પછી આવું છું જો જે, મ્હેં જે વાત કહી છે તે માતાજીને

કહીશ નહિ.”

વિમળા ત્યાંથી ચાલી ગઇ. પ્રભાવતી સ્વગત વિચારવા લાગીઃ– “હે ભવાની માતા! અમે એવો તે શો મહાન્ અપરાધ કર્યો છે કે, અમારી પરમપવિત્ર આર્યભૂમિને તમે યવનોના ચરણસ્પર્શથી કલંકિત કરવાનો નિશ્ચય કર્યો છે? આજકાલ કરતાં રાજસ્થાનમાં કેટલાં મનુષ્યો તમારી પૂજા કેટલા લાંબા સમયથી કરતાં આવ્યાં છે? છતાં એમની પૂજાનો અંતે તમે આવોજ બદલો આપશો? શું કરવું? તમારી ઇચ્છાને આધીન થયા સિવાય અન્ય એક પણ ઉ-પાય નથી; પરંતુ માતાજી! મ્હને મૃત્યુનો ભય નથી; છતાં મૃત્યુ થતાં પહેલાં હું મ્હારા અંતરાગ્નિને શાન્ત કરી શકું એવો સુયોગ મ્હને કૃપા ભાવે આપજો.”

વળી પાછી પ્રભાવતી થોડા સમય સુધી શાન્ત રહી પુનઃ નિશ્ચયસૂચક સ્વરે સ્વગત કહેવા લાગીઃ–“મ્હારું હૃદય બળીને ખાક થઇ જાય અને શત્રુ સુખ ભોગવે? ના માતાજી! તમારી ઇચ્છા ગમે એવી હોય તો પણ હું શત્રુને સુખી થવા દઇશ નહિ.” આમ કહીને પ્રભાવતી ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૯ મું.

---

### સુલતાના બેગમ.

હવે આપણે શહેનશાહ ખલિફાના જનાનખાનામાં પ્રવેશ કરીશું. શહેનશાહ ખલિફાના સુખની, ઐશ્વર્યની તેમજ વિલાસની સીમાજ નહોતી. તેમાં પણ ખલિફે પોતાના રાજમહાલયમાં આવેલા જનાન-

નખાનાને વિવિધ પ્રકારે શણગારવામાં કોઇ પણ વાતની કમીના રાખી નહોતી. અકબર બાદશાહના રંગમહેલના જેવુંજ શોભાસૌન્દર્ય સમ્રાટ્ ખલિફના રંગમહેલમાં-જનાનખાનામાં જોવામાં આવતું હતું. એ રંગમહેલ અમરાવતીના જેવો ઐશ્વર્યસંપન્ન હતો. અસંખ્ય શિલ્પીઓએ વર્ષોનાં વર્ષો સુધી સતત શ્રમ વેઠીને શિલ્પકાર્યના જે ઉત્તમ નમુનાઓ બનાવ્યા હતા તેનું વર્ણન માત્ર શબ્દોથી થઇ શકે તેમ નથી. રંગમહેલમાં—જનાનખાનામાં નિવાસ કરતી બેગમોના ઓરડાઓ આરસ પત્થરના બનેલા હતા. એ મહેલોની દિવાલો સાથે એટલું બધું જવાહિર જડી લેવામાં આવ્યું હતું કે રાત્રે દીપક ન હોય તો પણ એ જવાહિરના પ્રકાશથી ત્યાં દિવસ હોય એવો ભાસ થવાનો સંભવ હતો. બનાવટી વિરામકુંજોનો પણ પાર નહોતો. ચોતરફની દિવાલો ઉપર ઘણુંજ આકર્ષન શિલ્પકાર્ય કુશળતાથી કરવામાં આવ્યું હતું. દરેક મહેલમાં પ્રવેશ કરતાં તેના શોભા-સૌન્દર્યને કલાકોના કલાકો સુધી જોયા કરીએ તોપણ દર્શનપિપાસા તૃપ્ત થાય તેમ નહોતી.

દરેક મહેલની સાથે એક બાગ આવેલો હતો. એ સઘળા બાગોમાં કાશ્મીર ઇરાન, તુરાન, કાશગર, બલ્ખ વગેરે દેશોનાં સુમધુર તેમજ સર્વોત્તમ ફળોનાં વૃક્ષો આવેલાં હતાં.

આ સિવાય અસંખ્ય પુષ્પોદ્યાનો પણ હતા. એ પુષ્પોદ્યાનોમાં મલ્લિકા, માલતી, ચંપક, ચમેલી, નાગકેસર, ગંધરાજ વગેરે પુષ્પવૃક્ષો પ્રચંડ ગ્રીષ્મકાળમાં પણ પોતાની સુગંધનો વાયુદેવતાની સહાયતાથી સર્વત્ર વિસ્તાર કરતાં હતાં. એ સુગંધિત વાયુ જ્યારે કુસુમકોમળાંગી શાહજાદી અને બેગમોના અંગને આલિંગન કરી કૃતાર્થ થતો હતો, ત્યારે પ્રત્યેક મહેલમાં પવિત્ર સુવાસ ફેલાઇ જતી હતી.

પ્રત્યેક્ રાણીના અંતઃપુરના ઉદ્યાનમાં જે જે પુષ્પો ખિલતાં હતાં તે પુષ્પો તેમની બાંદીઓ એકઠાં કરી લાવી તેની મનોહર માળાઓ ગુંથતી હતી—ગજરા બનાવતી હતી—પુષ્પાલંકારો તૈયાર કરતી હતી. આ કાર્ય માટે બેગમસાહેબાઓ પાસેથી તેમને સારાં ઇનામો મળતાં હતાં. બાંદીઓ આવી પુષ્પમાળાઓથી પોતાની બેગમસાહેબાનો મહેલ સુશોભિત તેમજ સૌગંધપૂર્ણ બનાવી દેતી હતી. આમ છતાં ખલિફાની મુખ્ય બેગમ સુલ્તાનાના મહેલની શોભા અન્ય બેગમોના મહેલોની શોભા કરતાં સહસ્ત્રધા સુંદર હતી. સુલ્તાના સુંદરી, યુવતી તેમજ સંગીતવિદ્યામાં ઘણી નિપુણા હતી. ખલિફા સુલ્તાના બેગમને જોતાંની સાથેજ ઉન્મત્ત બની જતો હતો. રાજ્યમાં સુલ્તાના બેગમનો ઘણો પ્રતાપ હતો. અમીર ઉમરાવોના શિરપેચો તેના નામ પર પૃથિવીને સ્પર્શ કરતા હતા. એનીજ આંગળીની હિલચાલ ઉપર યવન રાજ્યનું અવલંબન હતું. સુલ્તાના સ્નેહમયી—પ્રેમમયી હતી. સેંકડો બેગમો—સુંદરી યુવતી કલાવતીઓ હોવા છતાં ખલિફા સુલ્તાના બેગમરુપી પ્રેમચંદ્રિકાનો ઉન્મત્ત ચકોર હતો; પરંતુ સુલ્તાના બેગમ ઘણી અભિમાનિની હતી—કાલ્પનિક અનાદર ઉપેક્ષાથી પણ તેના અંતરમાં ક્રોધનો પ્રચંડ જ્વાળામુખી સળગી ઉઠતો હતો.

એક મૂલ્યવાન્ રત્નજડિત કૉચ ઉપર પોતાનો લાંબો કૃષ્ણકેશકલાપ છૂટો નાખીને અડધી આંખો ઉઘાડી રાખીને તપાવેલા સોનાના જેવા સૌંદર્યપૂર્ણ અંગવાળી અંગના સુલ્તાના બેગમ બેઠી હતી. એવામાં એકાએક ખલિફાએ ત્યાં પ્રવેશ કર્યો. સુલ્તાનાએ એક વખત પોતાનો હૃદયભેદક કટાક્ષ ખલિફાની દૃષ્ટિ તરફ ફેંક્યો, અને તેણે અતિ મધુર કંઠે કહ્યું:–'વાહ વાહ ! અંતે યાદ કરી ખરી !'

ખલિફાએ આવી, સુલ્તાના બેગમ પાસે કૉચ ઉપર બેસી તેના ગુલેગુલાબી અધરોષ્ઠ ઉપર ચુંબન કરીને કહ્યુંઃ–"સુલ્તાના! આજે મ્હારો જીવ બેચેન બની ગયો છે. આજ સુધી હું એમજ સમજતો હતો, કે, બગદાદજ પૃથિવી પર સ્વર્ગ છે; પરંતુ આજ સુધી સત્ય વાત મ્હારા જાણવામાં આવી નહોતી—રાજસ્થાનના ઐશ્વર્યની વાત સાંભળીને એ દેશને સ્વાધીન કરવાને માટે હું વ્યાકુળ બની ગયો છું. રાજસ્થાનની સુંદરીઓ પણ જગતમાં અપૂર્વ રુપવતીઓ છે. બિહિસ્તીની હુરીઓ અગર તો ઇંદ્રલોકની અપ્સરાઓ તેમની આગળ કાંઇ હિસાબમાં નથી. જલ્દી મ્હને ઉત્તમ શિરાજી આપ. મ્હારા બેચેન જીવને રાહત મેળવવા દે. શિરાજી પીવાથી મ્હારો જીવ સ્વસ્થ થશે. લાવ, ગુલબદન! સત્વર શિરાજી લાવ અને મ્હારા જલતા જીગરને શાન્ત કર"

આ સ્થળે અમારે જણાવવું જોઇએ કે સમ્રાટ ખલિફા મયની લાલીનો મસ્ત પૂજારી અને પરિક્ષક હતો. જો તેને બિહસ્તી લાલીથી ચમકતા શીશાથી ભરેલી કોટડીમાં ઘણા દિવસો સુધી પૂરી રાખવામાં આવ્યો હોય તો તે તેમાંથી બ્હાર નીકળવાની ઇચ્છા કરે એવો નહોતો.

તરતજ શ્વેત, કૃષ્ણ અને બદામી રંગોનાં વસ્ત્રોથી સુસજ્જિત થયેલી યુવતી બાંદીઓ સુવર્ણ અને ચાંદીનાં પાત્રોમાં વિવિધ પ્રકારનાં સ્વાદિષ્ટ ફળો અને ભોજન સામગ્રી એક મૂલ્યવાન્ ટેબલ ઉપર મૂકીને ચાલી ગઇ. એક સ્વરૂપવતી દાસી શિરાજીથી ભરેલું સુવર્ણ પાત્ર હાથમાં ઉંચકીને ત્યાંજ ઉભી રહી.

સુલ્તાના બેગમે ટટાર બેસીને કહ્યું:—"તમે માત્ર બોલીજ જાણો છો. રાજસ્થાનનું અપાર ઐશ્વર્ય પ્રાપ્ત કરવાનો તમે એક પણ પ્રયત્ન કર્યો છે કે? હવે હું તમને કાંઇ કહેવાની નથી. તમે મ્હારૂં

કહ્યુંજ ક્યાં સાંભળો છો ? "

આમ કહી રૂમાલમાં આંખો છુપાવી સુલ્તાના બેગમ મ્હોં ફેરવીને બેઠી. સુલ્તાનાની છેક પાસે બેસીને તેની આંખો ઉપરનો રુમાલ ઉઠાવી લઇ, કરોડો મનુષ્યોનો ભાગ્યવિધાતા શહેનશાહ ખલિફા ગદ્ગદ કંઠે બોલ્યો:—" કેમ સુલ્તાના ! તું આમ કેમ બોલે છે ? તું કહે તે સાંભળવાને હમ્મેશાં હું તૈયાર છું. હું નિશ્ચિંત બેઠો નથી. રાજસ્થાનને સ્વાધીન કરવાને માટે હું સત્વર આપણા સૈન્યને અહિંથી મોકલવાનો છું. સેનાધિપતિ મહમ્મદનેજ હું સૈન્યાધ્યક્ષ તરીકે મોકલનાર છું. રાજસ્થાનનું સઘળું ઐશ્વર્ય ત્હારા ચરણોમાં સમર્પણ કરવાની હું પ્રતિજ્ઞા કરું છું. જો જો, એક વખત ત્હારા આ પ્રાણાધિક પ્રિયતમ તરફ દયા ભાવે જો. "

કુટિલ કટાક્ષ બાણુથી ખલિફાના જીગરને વીંધી નાખીને સુલ્તાનાએ કહ્યું:—" ઠીક છે, આજે આપ—આ મક્કાના અધિપતિ—જે પ્રતિજ્ઞા કરો છો તે બરાબર યાદ રાખજો. આપની પ્રતિજ્ઞાનું મૂલ્ય કેટલું છે તે હું જોઇશ. " આમ કહીને શરાબનું અડધું પાત્ર પી જઇ તેણે એ પાત્ર શહેનશાહ ખલિફાના હાથમાં આપ્યું. સુલ્તાનાના પીતાં વધેલો શરાબ ખાલફાએ અતિ આનંદથી પી જઇને હસતાં હસતાં તેણે કહ્યું:—" જાનોજીગર ! તું જોજે, કે જ્યાં સુધી વીરકેશરી સેનાપતિ મહમ્મદખાન રાજસ્થાન ઉપર વિજય નહિ મેળવી આવે ત્યાં સુધી મ્હને કોઇ પણ પ્રકારે સુખશાન્તિ પ્રાપ્ત થવાની નથી." આમ કહીને તેણે મદિરાપાત્રદાસી પાસે ધર્યું. દાસીએ પાત્ર મદિરાથી ભરી દીધું. એ મદિરાથી ભરેલું પાત્ર સુલ્તાનાના મ્હોં આગળ ધરીને ખલિફાએ કહ્યું:—" દિલદાર ! સ્વીકારો આ સ્નેહનો શરાબ ! "

પુનઃ સુલ્તાનાએ અડધું પાત્ર પોતાના કંઠમાં ખાલી કરીને, પાત્ર ખલિફાના હાથમાં આપ્યું. ખલિફાએ પણ મદિરાપાત્રને ઇન્સાફ આપી દીધો.

સુલ્તાનાએ કહ્યુંઃ—" હિન્દુસ્તાનમાંથી સ્વરૂપવતી સુંદરીઓ જનાનખાનામાં આવશે એટલે તો ઉલટા તમે મ્હને ભૂલી જશો !"

સુલ્તાનાના મુખ ઉપર ચુંબન કરીને ખલિફાએ કહ્યુંઃ—' ગુલેગુલાબ ! ગમે એટલી સુંદરીઓ આપણા જનાનખાનામાં આવે તો પણ તુંજ મ્હારા મસ્તકનો મુકુટ અને નેત્રોની કીકી રહીશ. "

પછીથી ખલિફા અને બેગમ યથેચ્છ સુરાપાન કરવા લાગ્યાં. યુવતી બાંદીઓ આવીને સંગીતની સાથે નૃત્ય કરવા લાગી. નૃત્યના તાલે તાલે અને સંગીતની પ્રત્યેક લહરિયે જાણે કે આનંદ ઉછળવા લાગ્યો. યુવતી બાંદીઓ નૃત્ય કરતાં કરતાં મોહક હાવભાવથી ગાવા લાગી કેઃ—

" લૂંટો લૂંટોજી મેરા બાલા જોબન,
બાલા જોબન, મેરા બાલા જોબન—પ્યારે લૂંટોજી મેરા૦
મધવા પિલાઉં, મિઠાઈ ખીલાવું,
ઔર મૈંય દઉં મેરા કોમલ બદન—પ્યારે લૂંટોજી મેરા૦
બિરહાકી મારી મૈંય મરી રહી હું,
આઓ મેરે બલમા બુઝાઓ અગન—પ્યારે લૂંટોજી મેરા૦
ભૂખ ન જાનું, પ્યાસ ન જાનું,
એક પિયાસેં મેરી લાગી લગન—પ્યારે લૂંટોજી મેરા૦"

સંગીત પૂરૂં થયું. શહેનશાહ ખલિફાએ ગુલ્શન નામની બાંદીને એક ગજલ લલકારવાની આજ્ઞા કરી. ગુલ્શને શાહની આજ્ઞાને માન આપીને ગજ઼લ ગાવા માંડીઃ—

ગજલ.

" ઇશ્ક ક્યા શય હય, કિસી કામિલસે પૂછા ચાહિએ;
કિસ તરહ જાતા હય દિલ, બેદિલસે પૂછા ચાહિએ.
ક્યા તડપનેમેં મજા હય, કત્લ હો પ્યારેકે હાથ,
ઉસકી લજ્જતકા કિસી બિસ્મિલસે પૂછા ચાહિએ !
જિસ્ને ઉસકા જખ્મ ખાયા હય ઉસે માલૂમ હય,
તેગે અબરૂકી સિફ્ત ઘાયલસે પૂછા ચાહિએ !
યાર કે મિલનેકી કોઈ તરહ બન આતી નહીં;
તરહ મિલનેકી કિસી વાસિલસે પૂછા ચાહિએ.
આહો નાલેકી હકીકત દેખતા હું હિજ્રમેં.
ક્યા ગુજરતી હોગી તાબાં દિલસે પૂછા ચાહિએ "

(તાબાં)

અંતે ખલિફાની આજ્ઞા થતાંજ સઘળી બાંદીઓ ભોજન પાત્રોને ઉપાડી લઇ ચાલી ગઇ. ખલિફાએ સુલ્તાનાના અંગને દૃઢ આલિગન કરીને કહ્યું:-" દિલબર ! હવે આપણે આરામ લઇશું?"

સુલ્તાનાએ કહ્યુ:—" ભલે જેવી શાહેઆલીની ઇચ્છા !"

પછીથી બન્ને જણાં શય્યાંવશ થયાં.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### વિદાય.

પોતાના શયન-મંદિરમાં મર્જીનાઆ ઉન્મત્ત સ્થિતિમાં ફર્યા કરતી હતી. ક્વચિત્ થાકી જઇને તે આસન ઉપર બેસી જતી હતી તો પાછી ક્વચિત્ ઉઠીને ફર્યા કરતી હતી. આજે તે આવી અસ્થિર

તેમજ ચંચળ કેમ બની ગઇ હતી ?

થોડા સમય સુધી આવી રીતે પોતાનો વખત પસાર કરીને અગાસીમાં જઈ મર્જીના ઉભી રહી. આનંદોન્મત્ત બનેલો પૂર્ણિમાનો ચંદ્ર પૂર્ણતેજથી આસ્માનમાં પ્રકાશી રહ્યો હતો. ક્વચિત્ તે વાદળાંઓમાં છુપાઇ જતો હતો તો ક્વચિત્ પોતાના મધુર હાસ્યથી પ્રકાશી પૃથ્વી ઉપર પ્રકાશનો વિસ્તાર કરતો હતો. ઘણા સમય સુધી અગાસીમાં ઉભી રહી, મર્જીના ચંદ્ર તરફ જોઇ રહી. અંતે પુનઃ પોતાના શયન–મંદિરમાં આવી. શય્યામાં બેસી પડતાં પડતાં તેણે સ્વગત કહ્યું:—"મ્હારા મનની પૂર્વે કદાપિ આવી સ્થિતિ થઇ નહોતી. મ્હારા પ્રાણેશ્વર અનેક યુદ્ધોમાં જઇ આવ્યા છે; છતાં તેમના મૃત્યુનો ભય એક પણ દિવસે મ્હારા અંતરમાં ઉપજ્યો નથી ! આ વખતે મ્હને આમ કેમ થાય છે ?"

વળી થોડા સમયપર્યન્ત શાન્ત રહી પુનઃ તે પોતાના મન સાથે કહેવા લાગી:—"મ્હારા અંતરમાં આવા ભયજનક વિચારો શા માટે ઉપજે છે ? મ્હને લાગે છે કે, ઉમ્મર વધવાની સાથે મનુષ્યની દુર્બળતા પણ વધે છે. અંતે કદાચ મ્હારામાં એટલી બધી દુર્બળતા ઉપજશે કે મહમ્મદને ઘરની બ્હાર જવા દેતાં પણ મ્હારા અંતરમાં ભય ઉપજશે. ચાલ, હું થોડો સમય કાંઇ ગાઉં જેથી મ્હારું અસ્થિર ચિત્ત શાન્ત થશે—મ્હારા અંતરની વ્યાકુળતા દૂર થશે."

આમ વિચારી એક સંગીતની બે ચાર લીટીઓ ગાઇને પુનઃ મર્જીના ઉઠી ઉભી થઇને કહેવા લાગી:—"અરેરે ! આજે મ્હારા અંતરની અશાન્તિ દૂર થતીજ નથી. આ વખતે તેમને વિદાય આપવાની શક્તિ મ્હારામાં રહી નથી. જો હું ના કહીશ તો પ્રાણેશ્વર યુદ્ધમાં જો કે નહિજ જાય; પરંતુ તેથી તેમની આજ સુધીની કીર્ત્તિ કલં-

ક્ત થશે—શહેનશાહ ખલિફા તેમના ઉપર ક્રોધે ભરાશે. આવી પરિસ્થિતિ હોવાથી શું કરવું તે હું વિચારી શકતી નથી."

આ સમયે એક બળવાન્ તેમજ શૂરવીર યોદ્ધાના જેવા વેષમાં સેનાપતિ મહમ્મદ પોતાની બીબી પાસે આવી પહોંચ્યો. આશ્ચર્ય પામી, મર્જીનાના મુખમંડળ તરફ જોઇને તેણે કહ્યું:—"કેમ પ્રિયે! તને શું થયું છે? આજે ત્હારો જીવ ઉદાસ કેમ છે?"

પોતાના બન્ને હાથથી પતિના કંઠમાં વળગી પડીને મર્જીનાએ ગદ્દગદ કંઠે કહ્યું:—"તમે આવ્યા છો? આ સમયે હું તમને યુદ્ધમાં જવા દેવાની નથી."

અંતરનો આવેગ દબાવી રાખીને સેનાપતિ મહમ્મદે કહ્યું:—"મર્જીના, જીગર! તું શું કહે છે? શું તું મ્હને યુદ્ધમાં નહિ જવા દે? કેમ, શા વિચારથી ત્હેં આવો નિશ્ચય કર્યો છે?"

"હું તમારોજ વિચાર કર્યા કરતી હતી. વારૂ, આ યુદ્ધમાં સેનાપતિ તરીકે તમારા સિવાય બીજો કોઇ વીર પુરુષ જઇ શકે તેમ નથી કે? તમે મ્હારું કહ્યું નહિ માનો કે?" આમ કહીને મર્જીનાએ આશાથી પતિના મુખ તરફ જોયું.

ઘણાજ આશ્ચર્યમાં પડેલા મહમ્મદે કહ્યું:—"મર્જીના! આજે તું આ શું કહે છે? મ્હારું સાહસ, બુદ્ધિ, ભરોંસો અર્થાત્ મ્હારૂં સર્વસ્વ તુંજ છે. ત્હારા આ સુંદર પ્રેમાળ મુખનું સ્મરણ કરીને સેંકડો કિંવા હજારો શત્રુઓની તલવારોના સપાટામાંથી હું મ્હારું સંરક્ષણ કરી શત્રુઓને પરાજિત કરૂં છું. ત્હારાં ઉત્સાહી વચનોથી ઉત્તેજિત બની જઇનેજ અસંખ્ય યુદ્ધોમાં હું વિજય મેળવી આવ્યો છું; આમ છતાં આજે તું મ્હને યુદ્ધમાં જતો શા માટે અટકાવે છે?"

આમ કહીને મહમ્મદ પત્નીની સાથે એક વિરામાસન ઉપર બેઠો. મર્જીનાએ ઘણા કોમળ સ્વરે કહ્યું:—"સ્વામિન્! આજે મ્હારા અંતરમાં ભયજનક વિચારો કેમ ઉપજે છે તેની કલ્પના હું પોતે પણ કરી શકતી નથી. મ્હારા મનમાં ભાવી અમંગળના વિચારો વારંવાર આવે છે." આમ કહીને મર્જીના એકાગ્રદષ્ટિથી પતિના વીરત્વસૂચક મુખમંડળ તરફ જોઇ રહી. પછીથી પાછી તે કહેવા લાગી:—"તમે યુદ્ધમાં જવાના છો એવો વિચાર આવતાંજ મ્હારો જીવ આજે કંપી ઉઠે છે. આ પ્રસંગે તમને યુદ્ધમાં જવા દેવાને હું ઇચ્છતી નથી. એક પ્રકારની અશુભ આશંકાથી મ્હારું અંતર આકુળવ્યાકુળ બની જાય છે. આ સમયે મ્હારા ભાગ્યમાં શું નિર્માણ થયેલું છે તેની કલ્પના હું કરી શકતી નથી. પ્રિયતમ! તમે જશો નહિ."

મર્જીનાનાં વચનો સાંભળી મહમ્મદ પોતાના મનમાં ને મનમાં વિચારવા લાગ્યો:—"યુદ્ધમાં જવા દેવાને માટે મ્હારી મર્જીના કદિ મ્હને અટકાવશે એવો વિચાર મ્હને સ્વપ્નમાં સુદ્ધાં આવ્યો નહોતો. શું આજની તેની વ્યાકુળતા ભવિષ્યમાં થનારા કોઇ અનિષ્ટની સૂચના કિંવા અશુભનું પૂર્વચિહ્ન તો નહિ હોય!"

આમ વિચારી પત્નીના મસ્તક ઉપર પોતાનો હાથ ફેરવતાં ફેરવતાં મહમ્મદે કહ્યું:— "પ્રિયતમે! તું કોઈ પણ પ્રકારની ત્હારા અંતરમાં આશંકા રાખીશ નહિ. તું જે ભાગ્યવાન્ પુરૂષની સ્ત્રી છે તે પુરુષનું અનિષ્ટ કોઇથી થાય તેમ નથીજ."

પતિના ચરણોમાં નમી પડી પ્રેમમયી મર્જીનાએ કહ્યું:-"ના—ના, સ્વામિન! આજે મ્હારા અંતરમાં જે આશંકા ઉપજી છે તેને હું કોઇ પણ પ્રયત્ને દૂર કરી શકતી નથી. આ પ્રસંગે હું તમને યુદ્ધમાં નહિજ જવા દઉં. તમારી કીર્તિનો વિસ્તાર સર્વત્ર થયેલો છે.

એટલાથીજ આપણે સંતોષ માની બેસી રહીશું."

પત્નીનું મુખ ઉચું કરી, તેને ચુમ્બન કરીને વીર મહમ્મદે કહ્યું:—"મર્જીના! જીવનાધાર! હું મ્હારા નામને માટે અગર તો યશને માટે રાજસ્થાન ઉપર વિજય મેળવવાને જતો નથી. ત્હારા અંતરને દુઃખિત કરીને હું બિહસ્તનું ઐશ્વર્ય મેળવવાને પણ ઇચ્છતો નથી; પણ રાજસ્થાન સ્વાધીન કરવાનો શહેનશાહ ખલિફાએ દૃઢ નિશ્ચય કર્યો છે. હવે વિચારી જો, કે હું કદાચ મ્હને આજ્ઞા થયા છતાં યુદ્ધમાં ન જઉં તો આપણું રક્ષણ થઇ શકે તેમ છે કે? અંતે શહેનશાહ ખલિફા અને અભિમાનિની સુલ્તાના બેગમના ક્રોધનો ભોગ થઇ પડી શિયાળ કૂતરાની માફક મ્હારે મરવું પડે!"

તદ્દન નિરુપાય બની જઇને મર્જીનાએ કહ્યું:—"પ્રિયતમ! હું સઘળું સમજી શકું છું; તો પણ મ્હારું મન કોઇ પણ રીતે માનતું નથી! અંતે આજની રાત્રિ તો મ્હારા કહ્યા પ્રમાણે અહિં રહી જાઓ. કાલે આપની ઇચ્છામાં આવે તેમ કરજો."

મહમ્મદે ગંભીરતાથી કહ્યું:—"મ્હારે આજેજ જવું જોઇએ! ખલિફાની આજ્ઞાને હું કેવી રીતે અમાન્ય કરું? લોક-લશ્કર, અસ્ત્ર-શસ્ત્ર સઘળું વહાણોમાં જઇ પહોંચ્યું છે. હું જઇશ એટલે વહાણો ઉપડશે. મર્જીના! મ્હારા જીગર! અંતરને શાન્ત કર. મ્હારું કોઇ પણ રીતે અનિષ્ટ નહિ થાય."

સત્વર ઉભી થઇને આવેશમાંજ મર્જીના કહેવા લાગી:—"ખલિફાની આજ્ઞા કેવી રીતે અમાન્ય કરવી? કેમ તમારા ઉપર ખલિફાનો એકલાનોજ અધિકાર છે કે શું? મ્હારો કાંઇજ અધિકાર નથી કે?! મ્હારી ઇચ્છા ન હોય તો ખલિફા તમને કેવી રીતે મોકલે છે, તે હું જોઇશ!" પછીથી પુનઃ પતિના કંઠમાં વળગી

પડીને ગદ્‌ગદ કંઠે તેણે કહ્યું:—" હું ખલિફાના ચરણોમાં નમી પડીને એક દિવસની ભિક્ષા માગીશ. આજે તમે કોઇ પણ પ્રકારે જઇ શકશો નહિ."

" રાજસ્થાન ઉપર જય મેળવવો એ ખલિફાના પ્રાણનો મુખ્ય-મંત્ર છે. તેઓ એક દિવસને માટે તો શું; પણ એક ક્ષણને માટે મ્હને અહિં રોકાવાની રજા આપશે નહિ—ત્હારી પ્રાર્થના સ્વીકારશે નહિ. મર્જીના ! તું આટલી બધી અધીરી ન બની જા. હું કોઇ પણ સંકટમાં નહિ ફસાઇ પડું."

આ સમયે રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કરતો, નિદ્રિત મક્કા-વાસીઓને જાગ્રત કરતો " અલ્લા હો અલ્લા " નો ધ્વનિ મર્જીના તેમજ મહમ્મદના સાંભળવામાં આવ્યો,

મર્જીનાએ બળપૂર્વક પતિને પકડી રાખીને કહ્યું:—" જશો નહિ, સ્વામિન્ ! હું તમારા ચરણોમાં ઢળી પડીને પ્રાર્થના કરું છું કે, આજે તમે જશો નહિ. સૈન્યને આપ વિદાય કરી દ્યો."

મહમ્મદે ધીમે સ્વરે કહ્યું:—" મર્જીના ! ત્યારે શું કૂતરા બિલા-ડાની માફક મ્હારૂં મૃત્યુ થયેલું જોવાને તું ઇચ્છે છે ? વારૂં, હું સૈન્યને વિદાય કરી દઉં છું ! " આમ કહી પત્નીના મુખ તરફ દૃષ્ટિ કરી મહમ્મદ દ્વાર તરફ જવા લાગ્યો.

યુવતીએ સત્વર પતિ પાસે જઇ પતિના બન્ને હાથ દૃઢતાથી પકડીને કહ્યું:—" ના ના—હું તમને કલંકિત થયેલા જોઇ શકીશ નહિ. પ્રાણેશ્વર ! તમે જાઓ—ખુદા તમારું રક્ષણ કરશે."

પત્નીને ગાઢ આલિંગન કરીને મહમ્મદે કહ્યું:—" આપ—મર્જીના ! રાજી ખુશીથી હસતાં હસતાં મ્હને વિદાય આપ."

આલિંગનપાશમાં બંધાઇને બન્ને જણાં થોડા સમય સુધી

શાન્ત રહ્યાં. પછીથી મર્જીનાએ પ્રસન્ન મુખે પતિને વિદાય આપી. મહમ્મદ સત્વર ચાલ્યો ગયો.

મહમ્મદ જે રસ્તેથી ગયો તે રસ્તા તરફ એકાગ્રદષ્ટિથી જોઇ મર્જીના ઘણા સમય સુધી પત્થરની પુતળીની માફક ઉભી રહી, અને સૈન્યનો દિશાઓને પ્રતિધ્વનિત કરતો કોલાહલ સાંભળવા લાગી. અંતે નદી તરફથી વ્હાણો ઉપડતી વખતે " સેનાપતિ મહમ્મદનો જય " એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો ત્યારે તેણે વિચાર્યું:— " મ્હારા આવા શૂરવીર સ્વામીને હું ઘરમાં પૂરી રાખવાને ઇચ્છતી હતી એ શું ઉચિત હતું ? " આમ વિચારીને તેણે પોતાના મહેલમાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

## પ્રેમ કે પાવક ?

---

ચાલો પાઠક! ઘણા દિવસથી આપણે શાહજાદી જોબેદીનું દર્શન કર્યું નથી. આજે એક વખત આપણે તેનું દર્શન કરી આવીએ- તેના અંતરમાં ઉપજેલી પ્રેમની પ્રચંડ પીડાને જોઇ આવીએ.

તે દિવસે મહમ્મદ તરફથી નિરાશ થઇને શાહજાદી રંગમહેલમાં પાછી ફરી ત્યારથી આહાર નિદ્રા ઉપરથી તેની રુચી ઉડી ગઇ હતી. કોઇ કોઇ સમયે અપમાનની દારુણ જવાળાથી તે ઉન્મત્ત બની જતી હતી, ક્વચિત્ પ્રણયમાં નિરાશા પ્રાપ્ત થવાથી રડતી હતી, અને ક્વચિત્ જ્યારે તેના અંતરમાં એવો વિચાર ઉપજતો કે, મર્જીનાને લીધેજ તેને આટલું બધું દુઃખ ભોગવવું પડે છે ત્યારે તે સિંહણની

માફક ગર્જના કરીને કહેતી કે:—"મ્હારા અંતરમાં અગ્નિ સળગાવી મર્જીના મહમ્મદની સાથે સુખી રહેવાને ઇચ્છે છે? હું બેઠી બેઠી સળગી જઉં અને તે સુખી થાય? ના ના–હું કદિ તેમ નહિ થવા દઉં." આવા વિચારો કરીને શાહજાદી અગ્નિમાં ઘીની આહુતિ આપતી હતી. તે પોતાના કર્ત્તવ્યનો નિર્ણય કરી શકતી નહોતી.

ગઇ રાત્રે તો શાહજદી બિલકુલ ઉંઘી નહોતી. મહમ્મદે જે સમયે મક્કાનો ત્યાગ કર્યો અને તેના સૈન્યે તેના નામની જ્યારે વિજયગર્જના કરી ત્યારે એ વિજયગર્જના સાંભળી શાહજાદી ચમકીને શય્યામાં બેઠી થઇ ગઇ હતી. આટલા દિવસ સુધી મહમ્મદ પાસે હતો. તેને મેળવવાની સહજ પણ આશા હતી; પરંતુ આજે મહમ્મદ તેનો ત્યાગ કરી રાજસ્થાન તરફ ચાલ્યો ગયો! આ શું કાંઇ ઓછા દુઃખની વાત હતી?. કલ્પનાની સહાયતાથી શાહજાદીએ, મર્જીના પાસેથી મહમ્મદે કેવા પ્રેમથી તેમજ વિરહસૂચક વાર્ત્તાલાપથી વિદાય લીધી હશે તે વિચાર્યું. ઉછળતા હૃદય ઉપર હાથ દાબી રાખીને શાહજાદી શય્યાવશ થઇ.

પછીથી જ્યારે તે જાગ્રત થઇ ત્યારે સૂર્યભગવાન્ આકાશમાં ઉદિત થયા હતા. શાહજાદીના શયનમંદિરમાંની—બારીઓમાંથી સૂર્યકિરણોએ અંદર પ્રવેશ કર્યો હતો. શય્યા ત્યાગ કરી રોષાવેશમાંજ તે પોતાના મન સાથે બોલી ઉઠી:—"મ્હારા મુખ ઉપર તેણે એમ કહ્યું કે, તે પોતાના પ્રાણ કરતાં પણ મર્જીનાને વિશેષ ચ્હાય છે. હા હા—તેથીજ તેણે મ્હારું આવું અપમાન કર્યું છે. હું આ વિશાળ મક્કા રાજ્યની શાહજાદી છું. મ્હારા અપાર ઐશ્વર્ય તરફ, સત્તા તરફ દુર્લક્ષ્ય કરીને તેણે મ્હારો તિરસ્કાર કર્યો છે. મ્હારા અંતરને દુઃખી કરતાં તે સહજ પણ સંકોચાયો નથી. વળી તેણે મ્હને એમ કહ્યું

હતું કે, મર્જીનાનું મૃત્યુ થશે તો પણ તે મ્હારા પ્રેમને સ્વીકારી શકશે નહિ. ઠીક છે—પ્રથમ હું મર્જીનાનોજ જીવ લઉં છું; પછીથી જોઉં છું કે, એ મ્હારા પ્રેમને સ્વીકારી મ્હારી મદનપીડાને શાન્ત કરે છે કે નહિ?!"

સ્વગત આ પ્રમાણે કહીને જોએદી મ્હોટથી બોલી ઉઠી:— "મુન્ના—મુન્ના!"

"આવી-શાહજાદી સાહેબા" ઉત્તર મળ્યો.

જોએદી પુનઃ સ્વગત કહેવા લાગી:—"ના મર્જીના! જ્યાં-સુધી તુ જીવતી હોઇશ ત્યાં સુધી મ્હારા અંતરની અશાન્તિ દૂર થવાની નથી. હું ત્હારો જીવ લઇશ. અપાર દુઃખ દઇને હું તને જહન્નામમાં મોકલીશ."

બાંદીએ આવી કુરનસ બજાવીને કહ્યું:—"બંદગી શાહ-જાદી" સાહેબા.

જોએદીએ બાંદીને આજ્ઞા કરી કે:—"મુન્ના! જા તુ જઇને સેનાપતિ મહમ્મદખાનની બીબી મર્જીનાને ત્હારી સાથે અહિં લઇ આવ."

મુન્નાએ પ્રશ્ન કર્યો:—"કદાચ તે મ્હારી સાથે ન આવે તો?"

બાદશાહજાદીએ ગર્જના કરીને કહ્યું:—"હરામજાદી! તુ જા. એ ત્હારી સાથે આવશે જ. શાહજાદીનો હુકમ અમાન્ય કરવાની શક્તિ કોઇનામાં નથી!"

મુન્ના વિશેષ કાંઇ બોલ્યા સિવાય ત્યાંથી ચાલી ગઇ. પછીથી આયનામાં પોતાના પ્રતિબિંબનું દર્શન કરી જોએદી કહેવા લાગી:— "મહમ્મદે મ્હારો તિરસ્કાર કર્યો છે તેથી મર્જીના પણ સાહસિક-તાથી મ્હારો તિરસ્કાર કરશે કે? એ અવશ્ય મ્હારી પાસે આવશે.

શાહજાદીની કેટલી સત્તા છે એ તે સારી રીતે જાણે છે. વારું, એ આવે એટલે હું તેને શું કહું? હું એને મરવાનું કેવી રીતે કહી શકીશ? હું એના પતિને ચ્હાઉં છું એ વાત પણ તેને કેવી રીતે કહી શકીશ? ના ના—મ્હારાથી એને એમાંનું કશું કહી શકાશે નહિ.” આમ બોલી જોએદીએ બારી પાસે જઇને જોયું કે, મર્જીના આવે છે કે નહિ? બારી પાસેજ ઉભી રહીને પાછી તે કહેવા લાગી:—“ ના–ના એમ થઇ શકશે નહિ. શું આવી રીતે હું જીવનપર્યન્ત બળ્યા કરું? આવી રીતે હું બળી શકીશ નહિ. મ્હારા પ્રેમયજ્ઞમાં મર્જીનાને પોતાના જીવનની આહુતિ આપવીજ પડશે. મર્જીના જ્યાં સુધી તું જીવતી છે ત્યાં સુધી હું મહમ્મદના પ્રેમને પ્રાપ્ત કરી શકું તેમ નથી! આપણા બન્નેમાંથી એક જણે આ પ્રેમયજ્ઞમાં પોતાના પ્રાણની આહુત્તિ આપવીજ જોઇએ. હું શાહજાદી છું—હું શા માટે જાણી જોઇને મરું? વળી વાસ્તવિક રીતે તુંજ ગુન્હેગાર છે. શા માટે તું વીર સેનાપતિ મહમ્મદની સ્ત્રી થઇ? ત્હારી સાથે જો મહમ્મદનો નિકાહ ન થયો હોત, જો તેની સાથે ત્હારો સ્નેહ ન સંધાયો હોત તો મહમ્મદ મ્હારો તિરસ્કાર કરત નહિ, તથા ત્હારે પણ મરવું પડત નાહ.”

બરાબર આ સમયે મર્જીનાબીબીની સાથે મુન્નાએ શાહજાદીના શયન–મંદિરમાં પ્રવેશ કર્યો.

મર્જીનાએ સ્મિત હાસ્ય કરીને કહ્યું:—“ સલામ શાહજાદી! આજે ઘણા દિવસે આ બાંદીને કેમ યાદ કરી?”

એકાગ્રદષ્ટિથી મર્જીના તરફ જોઇ રહીને જોએદી વિચારવા લાગી:–“ આ શું? મર્જીના તો અદ્વિતીય સુંદરી છે! આવી સ્ત્રી હોય ત્યાં સુધી મહમ્મદ કેવી રીતે મ્હને ચ્હાઇ શકે?” પછીથી જોએ-

દીએ કહ્યું:—" મર્જીના ! તું ઘણીજ સુંદર છે ! "

હસીને આસન ઉપર બેસતાં બેસતાં મર્જીનાએ કહ્યું:-" આટલા દિવસ પછી હું સુંદરી થઇ કે ?! "

નેત્રસંકેતથી શાહજાદીએ મુન્નાને ત્યાંથી ચાલી જવાની આજ્ઞા કરી. મુન્ના તરતજ ચાલી ગઇ. પછીથી જોએદીએ કહ્યું:—" મર્જીના ! હું ખરૂં કહું છું કે, તું અપૂર્વ સુંદરી છે. તને જોઇ મહમ્મદખાન ભાન ભૂલી જાય એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી હું પણ તને જોઇ ભાન ભૂલી ગઈ છું ! "

શાહજાદીએ સ્વગત વિચાર્યું:—" હવે હું તેને મ્હેં શા માટે અહિં બોલાવી છે એ વાત કહું કે ?—ના ના—મર્જીના ! તું યથાર્થ સુંદરી છે. તું જીવતી રહે—મરવું પડશે તો હુંજ મરીશ. " પછીથી તેણે પ્રકાશમાં કહ્યું:—" ઘણા દિવસથી તને જોઇ નહોતી તેથી આજે તને મળવાની ઇચ્છા થઇ આવી હતી. મહમ્મદ ત્હને ચ્હાય છે—તેમના જીવ કરતાં પણ વધારે ચ્હાય છે—કેમ ? "

પુનઃ સ્મિત હાસ્ય કરીને મર્જીનાએ કહ્યું:—" શાહજાદી ! આવું તમને કોણે કહ્યું ? હું તો કાંઇ જાણતી નથી ! તમે જાણતાં હો તે ખરું ! " છેલ્લું વાકય મર્જીના કોઇ પણ હેતુપૂર્વક બોલી નહોતી; પણ જોએદીના સંશયી મનમાં એવો વિચાર ઉપજ્યો કે, " મ્હારા કલંકની—અપમાનની વાત મહમ્મદે તેની બીબીને કહી હોય એમ લાગે છે ! " આવો વિચાર આવતાંજ શાહજાદીના અંતરમાં પ્રચંડ ક્રોધાગ્નિ સળગી ઉઠયો. તેનો શ્વાસ ઉતાવળથી ચાલવા લાગ્યો. તે ઓઠ સાથે દાંત કચડવા લાગી. મર્જીના અતિ આશ્ચર્ય પામીને એકાગ્રદષ્ટિથી શાહજાદીના મુખમંડળ તરફ જોઇ રહી.

થોડા સમય પછી સહજ શાન્ત થઇને શાહજાદીએ પૂછ્યું:—

" કેમ, એ વાત તુ નથી જાણુતી કે શું? મ્હારા વિયોગે તેઓ વ્યાકુળ નથી બની જતા કે?"

" એ તો એમનો પ્રાણુ જાણે! હુ શું જાણું?" મર્જીનાએ ઉત્તર આપ્યો.

મર્જીનાનો ઉત્તર સાંભળી, એ ઉત્તરમાં ગર્વ કિંવા અભિમાન સમાયલું છે એમ શાહજાદીને લાગ્યું. પુન: તેણે પૂછ્યું:—" મર્જીના! મહમ્મદખાન કદાચ તને ન ચ્હાતા હોય તો?"

" ન ચ્હાતા હોય તો હુ શું કરૂં? સ્નેહ કાંઇ બળાત્કારે ઓછોજ મેળવી શકાય છે?!"

શાહજાદીએ આવેશમાંજ કહ્યું:—" ત્યારે મહમ્મદખાન તને ચ્હાતા નથી!"

પ્રથમના જેવા દૃઢ સ્વરે મર્જીનાએ કહ્યું:—" ન ચ્હાતા હોય તો ભલે."

આશ્ચર્ય પામીને જેબેદીએ મર્જીના તરફ જોઇને કહ્યું:—મર્જીના તને મરવાની ઇચ્છા થતી નથી? ત્હારા પતિ તને ચ્હાતા નથી; છતાં તું જીવતી રહેવાને ઇચ્છે છે?"

હસીને મર્જીનાએ કહ્યું:—" મરું શા માટે! પ્રેમ ન મળે એટલે પ્રાણુ પણુ ગૂમાવવો કે?"

" વારું, તેઓ કદાચ બીજી કોઇ સ્રીને ચ્હાતા હોય તો?"

" ભલે ચ્હાય."

" તેઓ જેને ચ્હાય છે તેના ઉપર તને ક્રોધ ઉપજતો નથી?" ઉત્સુકતાથી મર્જીનાના મ્હોં તરફ જોઇને જેબેદીએ પૂછ્યું.

" ના—મ્હને સહજ પણ ક્રોધ ઉપજતો નથી—એમાં તેમનો શો દોષ છે?"

જોબેદીએ કહ્યું:—" મ્હારાથી તો એવું ન વેઠાય. પતિ પોતાને ચ્હાય નહિ એ કાંઇ સાધારણ દુઃખ નથી. તદુપરાંત પતિ જો બીજી કોઇ સ્ત્રીને ચ્હાતો હોય તો એના જેવું મહાન્ દુઃખ સ્ત્રી જાતિને માટે બીજું એક પણ નથી. ના મર્જીના ! મ્હારાથી તો આવું દુઃખ વેઠી શકાય નહિ."

" ત્યારે તમે શું કરો ?"

ઉચ્ચસ્વરે જોબેદીએ કહ્યું:—" હું શું કરું ? મ્હારો તિરસ્કાર કરી જેના પર પ્રેમ કરી તેઓ સુખી થતા હોય એ તેમની પ્રિયતમાને મારી નાખી હું તેમને પણ શોકસાગરમાં ડૂબાવી દઉં."

" શાહજાદી ! તમારો પ્રેમ તો ઘણો ભયંકર જણાય છે !"

બાદશાહજાદી પ્રથમના જેવા સ્વરે કહેવા લાગી:-" હા, મ્હારો પ્રેમ ઘણો ભયંકર છે તેવી હું પણ ઘણી ભયંકર છું. હું અપાર જ્વાળાથી સળગ્યા કરું અને મ્હને સળગતી જોઇ તેઓ એમની પ્રિયતમાની સાથે આનંદ કરે ? ના ના-એવો વિચાર ઉપજતાંજ હું સળગી જઉં છું. હું પ્રથમ મ્હારા સુખના માર્ગમાં કંટક થઇ પડેલી સુંદરીનો જીવ લઉં, અને એટલું છતાં પણ તેઓ જો મ્હને ચ્હાય નહિ તો તેમને પણ જહન્નમમાં પહોંચાડી દઉં !"

અત્યાર સુધી મર્જીના શાન્તિથી શાહજાદીનાં વચનો સાંભળ્યા કરતી હતી. તેના સુંદર મુખ ઉપર ઉત્તેજિત મનના વિવિધ ભાવોની છાયા છવાતી હતી તે જોતી હતી. પ્રેમની જ્વાળાથી ઉન્મત્ત બનેલી શાહજાદીનાં વચનો સાંભળી રહ્યા પછી તેણે કહ્યું:—" બળાત્કારે પ્રેમ પ્રાપ્ત કરી શકાતો નથી, શાહજાદી ! એ જેને ચ્હા્ય છે તેને મારવાથી ઉલટો તે આપણો વિશેષ તિરસ્કાર કરે છે."

ગાલ ઉપર હાથ મૂકી જોબેદી વિચારવા લાગી:—" શું તેઓ

મ્હારો વિશેષ તિરસ્કાર કરશે? મર્જીના આ શું બોલે છે? ઠીક છે. આજે તો હું મર્જીનાને મ્હારા પંઝામાંથી જવા દઉં છું. મ્હારે જે કાંઇ કરવાનું છે. તે હું પૂરતો વિચાર કરીનેજ કરીશ." આમ વિચારી તેણે કહ્યું:—"મર્જીના! કદાચ ત્હારું કહેવું સાચું પણ ઠરે. હવે જવાદે એ વાત. એ વાતનું મ્હારે શું કામ છે? વારૂ, હવે ત્હારે જવું હોય તો જા—પાછી અવકાશે અવસ્ય આવજે."

મર્જીના વિદાય થઇ. જોએદી પણ તેની સાથે સાથે બ્હાર નીકળી.

## પ્રકરણ ૧૨ મું.

### ભ્રમ-દર્શન.

તે દિવસે બગીચામાં હૉજ પાસે દંપતીની જે મુલાકાત થઇ હતી ત્યાર પછી ભીમા અને ભીમસિંહની વિશેષ મુલાકાત થઇ નહોતી. ભીમા એમજ વિચાર્યા કરતી હતી કે, તેને લીધે તેના પતિને સુખ નથી. વળી પોતાનાથી જો તેઓ સુખી હોય તો ગમે એટલાં કાર્યોમાંથી અવકાશ મેળવીને તેઓ પોતાની પાસે ન આવી શકે કે? દિવસમાં એક વખત પણ આવીને પોતાના અંતરની વેદના દૂર ન કરે કે?!

બીજી તરફથી બાળક ભૃત્ય મંજુલ ધીમે ધીમે પ્રભુના અંતરને વિશેષ મેળવી શકતો હતો. આ પ્રકાર ભીમાથી અજાણ્યો નહોતો. આથી કોણ જાણે કે શાથી તેના અંતઃકરણમાં અપાર દુઃખ થતું હતું. હવે જ્યારે જ્યારે મંજુલ પાસે આવતો—તેનું ખિલતા ગુલાબના જેવું મુખમંડળ જોવામાં આવતુ ત્યારે ભીમાના અંત-

રમાં સખ્ત આઘાત થતો હતો. જેનું ત્રિભુવનમાં કોઇ નહોતું, રાત્રિ દિવસ જેને પારકાને માટે મહેનત કરવી પડતી હતી તેના અંતરમાં આટલો બધો આનંદ કયાંથી ? ભીમસિંહના અંતરની વાત સમજી જઇ તેની ઇચ્છાનુસાર કાર્ય સત્વર કરી નાખી મંજુલ ભીમસિંહના હ્રદય ઉપર ભીમા કરતાં વિશેષ અધિકાર મેળવતો હતો ! ભીમસિંહ ઘેર આવીને પ્રથમ મંજુલનેજ બોલાવતો હતો અને પછીથી ભીમાની ખબર પૂછતો હતો.

ભીમા આ સંબંધી જેમ જેમ વિશેષ વિચારો કરતી હતી તેમ તેમ તેનું અંતર વિશેષ દુઃખિત થતું હતું. ભીમસિંહનો તિરસ્કાર જાણે કે મૂર્ત્તિ ધારણ કરી તેના તરફ હસતો ઉભો રહેતો હતો. અંતે એવું બન્યું કે, ભીમાની એવી દૃઢ ખાત્રી થઇ કે, તે પોતેજ પતિની અશાન્તિનું કારણ છે—તેમની ઉન્નતિના માર્ગનો કંટક છે.

ભીમા વિશેષ કાંઇ વિચારી શકી નહિ. એનાથીજ જ્યારે પતિને અશાન્તિ હતી ત્યારે એણે પતિથી દૂર થવું ઉચિત નહોતું કે? આમ છતાં પતિને તે પુષ્કળ વ્હાલી હતી ! જેમને માત્ર એક બે વખત નહિ જોતાં તેનો જીવ અસ્થિર બની જતો હતો તેમના વિયોગે તે બિચારી કેવી રીતે રહી શકે ? આજ મુખ્ય સંકટ હતું.

એક દિવસે સ્હાંજે ભીમા એકલી બેઠી બેઠી આકાશ પાતાળના વિચારો કર્યા કરતી હતી. એવા સમયે હસમુખા તેમજ આનંદી બાળક મંજુલે તેની પાસે આવી સ્મિત હાસ્ય કરીને પૂછ્યું:—

" તમે બેઠાં બેઠાં શું વિચારો છો ? "

ચમકીને ભીમાએ ઉત્તર આપ્યો:—" ના–મંજુલા ! હું કાંઇ વિચારતી નથી. હવે વિચારો કરીને પણ હું શું કરવાની હતી ?

મ્હને ચ્હાવામાં તેમને સુખ નથી તેથી તેઓ મ્હને શા માટે ચ્હાય ?"

બાળકે કહ્યું:—" ના ના-તમે ભૂલો છો. તેઓ તમને ખૂબ ચ્હાય છે. "

ભીમાએ પૂછ્યું:—" વારું મંજુલ ! તું મ્હને ચ્હાય છે કે?"

" હા ચ્હાઉં છું-ખૂબ ચ્હાઉં છું. મ્હારા પ્રભુને પણ તમે એટલાં ચ્હાતાં નથી.!"

ભીમા વચ્ચેજ બોલી ઉઠી:--" ના મંજુલ ! તું ભૂલે છે. હું મ્હારા પ્રાણ કરતાં પણ તેમને વિશેષ ચ્હાઉં છું. "

બાળક મંજુલે હસીને કહ્યું:--" એ તો હું પણ જાણું છું; પરંતુ એ સ્નેહ નહિ પણ સ્વાર્થ છે. તમે સ્નેહ કરવા જતાં નથી- સ્નેહ મેળવવા જાઓ છો. તમારા પતિને શું જોઇએ છીએ, શાથી તેઓ સુખી થાય તેમ છે એની તપાસ તમે એક પણ દિવસે કરી છે ? તેઓ તમારી પાસે બેસી રહેતા નથા-તમારી સાથે વાર્ત્તાવિનોદ કરતા નથા એવા વિચારો કરી કરીનેજ તમે દુઃખી થાઓ છો; તેથી તેમના જીવને પણ દુઃખ થાય છે. "

ભીમાએ કહ્યું:--" ના ના-હવે હું તેમને દુઃખી કરીશ નહિ. હું ચાલી જઇશ. "

મંજુલે હસીને કહ્યું:--તમે તો તદ્દન ગાંડાં જણાઓ છો ! તમે અહિંથી ચાલ્યાં જઇને પણ તેમને ભૂલી શકશો કે ? એવો વિચાર કરવો છોડી દ્યો. જેથી તમે પોતે સુખા થઈ શકો અને તેમને પણ સુખી કરી શકો એવું કાર્ય તમે કેમ નથી કરતાં ?"

ભીમાએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:--" ના ના-મ્હારાથી તેઓ સુખી થઇ શકે એવો સંભવ નથી. હું અભાગિની તેમના આત્માને દુઃખી કરવાનેજ સરજાયલીછું ! "

મંજુલે દૃઢ સ્વરે કહ્યું:--" ના ના-જો તમે ધારો તો તેમને સહેલાઇથી સુખી કરી શકો તેમ છે. જો તમે તેમને સુખી ન કરી શકો તો તમારા અંતરમાં તેમના પ્રત્યેનો પ્રેમજ નથી એમ કહી શકાય. તમે જાણો છો કે ચ્હાઇને ચ્હા કિંવા પ્રેમ મેળવી શકાતો નથી ! "

ભીમા અપાર આશ્ચર્યમાં પડી ગઇ. ઉત્સુકતાથી તેણે પૂછયું:-" મંજુલ ! પ્રેમ સંબંધીનું આટલું બધું શિક્ષણ તને ક્યાંથી પ્રાપ્ત થયું છે ? "

" એ હું કહી શકતો નથી. તમે નિઃસ્વાર્થ ભાવથી તેમને ચ્હાવા માંડો એટલે આપોઆપજ તમે તેમના પ્રેમનો પ્રાપ્ત કરી શકશો. "

" વારું, ત્યારે તું મ્હને શું કરવાનું કહે છે ? તું કહે તેમ વર્તવાને હું તૈયાર છું. "

મંજુલ ધીમે ધીમે કહેવા લાગ્યો:—" જુઓ સાંભળો, તેઓ શું ઇચ્છે છે, શાથી તેઓ સુખી થઇ શકે તેમ છે, શાથી તેમને દુઃખ થાય છે એ સઘળુ સમજવાનો હવેથી તમે પ્રયત્ન કરજો. તેઓ તમારા નથી-તમે સર્વદા તેમનાંજ છો એમ સમજીનેજ સકળ કાર્યો કરજો. "

ભીમાએ કહ્યું:—" પણ તેમની શી ઇચ્છા છે. તેઓ શાથી સુખી થઇ શકે તેમ છે એ હું અત્યાર સુધી સમજી શકી નથી. તેમણે પોતાને મુખે એક પણ દિવસે મ્હને કાંઇ કહ્યું નથી. જાણે હું તો તેમના હિસાબમાંજ નથી !"

" પોતાને મુખે કોઇ કાંઇ કહે કે ? સ્ત્રીજાતિને એ સઘળું પોતાની મેળેજ જાણવું પડે છે. તમે જોઇ શકતાં નથી કે, દેશને માટે,

તેઓ નિરંતર કેવા વ્યાકુળ રહે છે ? જો તેમનો પ્રેમ પ્રાપ્ત કરવો હોય તો તમારે પણ એ બધું વિચારી લેવું જોઇએ. તેઓ જ્યારે નિરાશ અને નિરુત્સાહ બની જાય ત્યારે તમારે તેમને ઉત્સાહિત કરવા જોઇએ. ”

ગદ્‌ગદ કંઠે ભીમાએ કહ્યું:—“ મંજુલ ! ત્યારે આટલા દિવસ સુધી ત્હેં મ્હને આ પ્રકાર સમજાવ્યો કેમ નહોતો ? હવે એમની સેવા કરવાનો, તેમના સહવાસમાં રહી તેમની વૃત્તિઓ જાણવાનો અવકાશ ક્યાં છે ?

આ સમયે રાજકન્યા પ્રભાવતી અને વિમળા ત્યાં આવી પહોંચી. ભીમાએ ઘણાજ સ્નેહથી તેમનો આદરસત્કાર કરીને તેમને બેસાડી. પ્રભાવતીએ કહ્યું:—“ભીમાદેવિ ! આજે હું ઘણા દિવસે તમને મળવાને આવી છું, કેમ છો ? ”

“ આનંદમાં છું–યુદ્ધના શા સમાચાર છે ? ”

વિમળાએ મધુર હાસ્ય કરીને કહ્યું—“ તમે સેનાપતિનાં પત્ની છો, છતાં તમને અમારે યુદ્ધની વાત કહેવી પડે કે ? ”

ભીમાએ હસીને ઉત્તર આપ્યો:—“ હવે સેનાપતિની સ્ત્રીનો મત ક્યાં ચાલે છે ? ”

પ્રભાવતીએ કહ્યું:—“ જલદી યુદ્ધ થાય એવો સંભવ છે. કાલે સ્હવારે સેનાપતિ ભીમસિંહ મિટનકોટ જવાના છે. હું પણ તેમની સાથે જવાની ઇચ્છા રાખું છું. ”

ભીમાએ હસીને કહ્યું:—“ કેમ, યુદ્ધ કરવા જવું છે કે શું ? વાસ્તવિક રીતે તમે સાક્ષાત રણચણ્ડીજ છો ! ”

પ્રભાવતીએ ઉત્તર આપ્યો:–“ના હમણાં હું યુદ્ધમાં જતી નથી; છતાં એક દિવસે યુદ્ધમાં જવું પડશે. એ સમયે ત્હારે પણ આવવું

પડશે. હિન્દુસ્તાન માત્ર પુરુષોનીજ નહિ; પરંતુ સ્ત્રીઓની પણ જન્મભૂમિ છે. સ્વદેશની સ્વતંત્રતાના રક્ષણાર્થે પુરુષો પ્રાણ આપે અને આપણે ન આપી શકીએ કે ? ”

વિમળાએ કહ્યું:–“ યુદ્ધ થવાની વાત સાંભળવામાં આવે છે ત્યારથી બ્હેન હમ્મેશાં આમજ કહે છે ! એણે તો પુરુષ થઇનેજ જન્મવું જોઇતું હતું. સ્ત્રીઓ યુદ્ધમાં ઉતરતી હોય એવી વાત મ્હેં કદિ સાંભળી નથી. ”

વિમળાનાં વચનો તરફ લક્ષ્ય નહિ આપતાં ભીમાએ કહ્યું:–“ જરૂર પડયે હું પણ અવસ્ય યુદ્ધમાં ઉતરવાને આવીશ. કેમ મંજુલ ! ત્હારો શો મત છે ? ”

બાળક મંજુલે કહ્યું:–“ હા યુદ્ધમાં જવુંજ જોઇએ. ” પછીથી પ્રભાવતીના મુખમંડળ તરફ જોઇને તેણે પૂછયું:–“રાજકુમારિ ! તમે મિટનકોટ બંદર જવાની ઇચ્છા કેમ રાખો છો ? ”

પ્રભાવતીએ ઉત્તર આપ્યો:—“ મિટનકોટના બંદરાધ્યક્ષ વીરસિંહને મળવા, અને તેમની સ્ત્રી તથા કન્યાને અત્રે લઇ આવવા ! કદાચ યવનો મિટનકોટને સ્વાધીન કરે તો તેમની કેવી દુર્દશા થાય ? દેશની સ્ત્રીઓએ અત્યારથીજ દુર્ગમાં રહેવાની જરૂર છે.

કેમકે જરૂરના પ્રસંગે આપણે પણ યવનો સાથે યુદ્ધ કરી શકીએ. સેનાપતિ કયાં છે ? ”

“ હજી તેઓ પાછા આવ્યા નથી. ”

“ મ્હારે તેમને થોડી હકીકત કહેવાની હતી. તેઓ આવે એટલે આજે રાત્રેજ તેમને માતા ભવાનીના મંદિરમાં મોકલજો. હવે હું અત્રે રોકાઇ શકું તેમ નથી. ભીમાદેવી ! અવકાશે તમે રાજમહેલમાં હું આવીને મ્હને મળજો ”

પછીથી બન્ને બ્હેનો ચાલી ગઇ. મંજુલ અને ભીમા ઘણા સમય સુધી શાન્તિથી બેસી રહ્યાં. પછીથી શાન્તિનો ભંગ કરી ભીમાએ કહ્યું:—"મંજુલ ! પ્રભાવતીએ જે કહ્યું હતું તે બરાબર હતું, કેમ ? દેશ કાંઇ એકલા પુરુષોનોજ નહિ; પરંતુ સ્ત્રીઓનો સુદ્ધાં છે. પહેલાં હું આટલું સમજતી નહોતી."

મંજુલે કહ્યું:-હવે જયારે સમજ્યાં છો ત્યારે બરાબર ચાલજો-પાછાં સત્યમાર્ગને ભૂલશો નહિ."

"ત્હારે પણ મિટનકોટ જવું પડશે કે ?"

"એ સંબંધી હું શું જાણું ?

---

## પ્રકરણ ૧૩ મું.

---

### પ્રભાવતીની પ્રતિજ્ઞા.

યવનદૂતને પાછો રવાના કર્યા પછી અજમેરાધિપતિ અજયપાલ સ્વસ્થતાથી બેસી રહ્યો નહોતો. જળમાર્ગે, સ્થળમાર્ગે-જ્યાં જ્યાં યવનો આવી પહોંચે એવો સંભવ હતો એ સઘળાં સ્થાનો સુરક્ષિત કરવામાં આવ્યાં હતાં. અસ્ત્ર, શસ્ત્ર, તીર, ધનુષ્ય, ભાલા, વગેરેથી અસ્ત્રાગાર સંપૂર્ણ ભરી રાખવામાં આવ્યો હતો. ઘણા દિવસનાં કાટ ચઢેલાં હથિયારોને ઘસાવી ઉજ્વળ કરાવવામાં આવ્યાં હતાં. રાજાના બોલાવવાથી, કહ્લન મહારાજની ઉત્તેજનાથી અને સેનાપતિ ભૈરવની આજ્ઞાથી અસંખ્ય દેશભક્ત રજપૂતો પોતાના કામકાજને પડતું મૂકી સૈન્યમાં આવી મળ્યા હતા. એક પ્રકારની નૂતન ઉત્તેજના અને ઉત્સાહનો પ્રવાહ સમગ્ર અજમેરરાજ્યમાં પ્રવાહિત થતો જોવામાં આવતો હતો. પોતે બની શકે એટલી તૈયારી કરીને

અજયપાલે રાજસ્થાનના અન્ય રાજાઓની સહાયતા મેળવવા દૂતને મોકલ્યો હતો.

આજે મિટનકોટ તરફથી એવા સમાચાર આવ્યા હતા કે, પાસેથીજ ઘણાં યવનોનાં વ્હાણો બંદર તરફ આવે છે. તેથીજ હવે શું કરવું તેનો નિર્ણય કરવાને માટે અજયપાલ, ભીમસિંહ અને મંત્રી સમરસિંહ એક એકાન્તાલયમાં એકત્ર થયા હતા.

રાજાએ પૂછ્યું:—"આપણા તરફથી કોઇ પણ પ્રકારની તૈયારી કરવી બાકી રહી ગઇ નથી ને?"

સેનાપતિએ ઉત્તર આપ્યો:—"ના, મહારાજ! કાંઇ બાકી નથી. ઉત્તર, દક્ષિણે, પૂર્વ પશ્ચિમે–અર્થાત્ રાજ્યની ચારે તરફની સીમાએ હું જાતે ફરી આવ્યો છું"

મંત્રીની તરફ જોઇને રાજાએ ફરીથી પૂછ્યું:—"સહાયતા પ્રાપ્તિને માટે અન્ય રાજાઓ તરફ જે દૂતો મોકલ્યા હતા તેનું શું પરિણામ આવ્યું?"

"બે દૂતો સિવાય બીજા બધા દૂતો પાછા આવ્યા છે. માત્ર ચિત્તોડાધિપતિ અને રત્નગઢાધિપતિ સહાયતા કરવા આવનાર છે."

"કૃષ્ણગઢના રાજાએ આપણને શો ઉત્તર આપ્યો છે?"

"એજ કે, પ્રત્યેક રાજાએ પ્રથમ આત્મરક્ષણ કરવું જોઇએ. તેમના પોતાના રાજ્યનું સંરક્ષણ થઇ શકે એટલું સૈન્ય પણ તેમની પાસે નથી. આપણા સંકટથી તેઓ અંતઃકરણમાં દુઃખિત થયા છે એ સત્ય છે; પરંતુ તેઓ આપણને સહાયતા કરી શકે તેમ નથી."

ગાઢ નિશ્વાસ મૂકીને ભીમસિંહે કહ્યું:—"અરેરે! આ કેવી ભ્રાન્તિ છે! આ સંકટ શું માત્ર એકલા અજમેર ઉપર છે? જો આપણા દેશના દુર્દૈવે યવનો રાજસ્થાનને સ્વાધીન કરશે તો રાજ-

સ્થાનનો કોઇ પણ રાજા નિરંતર નિશ્ચિંત રહી શકશે કે?"

મંત્રીએ કહ્યું:—"સ્વરાજ્યના સંરક્ષણાર્થે આપણે આપણો જીવ આપીશું; પછી આપણા દેશની સ્થિતિ કેવી થાય છે તે આપણે ક્યાં જોવાના છીએ? તેથી એ માટે દુઃખિત થવાનું કારણ નથી."

રાજા અજયપાલે આવેશમાંજ કહ્યું:—"ના ના-મંત્રી! તમે ગંભીર ભૂલ કરો છો. ભવિષ્યનો વિચાર કરતાં આપણા અંતરમાં અપાર દુઃખ ઉપજ્યા સિવાય રહેતું નથી. યવનો વિજયી થશે તો તેઓ હિન્દુઓની દેવ દેવીઓને માનશે કે? તેઓ ધર્મપ્રાણ હિન્દુઓના આચાર વ્યવહારને કાયમ રાખશે કે? ભાઇભાઇમાં અપાર શત્રુતા થાય-મારામારી તેમજ કાપાકાપી થાય તો પણ તેઓ ભાઇઓજ રહેશે અને કહેવાશે; પરંતુ યવનોની આધીનતામાં રહેવા જેવું દુઃખ બીજું એક પણ નથી! પરતંત્રતા એ ઘણી દુઃખપૂર્ણ સ્થિતિ છે. ભીમસિંહ! હવે તમારે સત્વર મિટનકોટ તરફ જવું જોઇએ. કોઇ પણ પ્રકારે યવનોને મિટનકોટ સ્વાધીન કરવા દેશો નહિ. આવા દુઃખદ પ્રસંગે રાજમહાલયમાં બેસી રહેવાની મ્હારી ઇચ્છા નથી; પરંતુ હું શું કરું? વૃદ્ધાવસ્થાને લીધે હું હવે યુદ્ધમાં ભાગ લઇ શકું તેમ નથી."

સેનાપતિ ભીમસિંહે કહ્યું:—"રાજેન્દ્ર! માતા ભવાનીના પ્રબળ પ્રતાપથી સૌ સારુંજ થશે. આપની મિટનકોટમાં કશી જરૂર નથી. મ્હારા દેહમાં લોહીનું એક પણ ટીપું હશે ત્યાં સુધી અત્યાચારી યવનો મિટનકોટને સ્પર્શ સુદ્ધાં નહિ કરી શકે. સાંભળો;—

"ખરા ક્ષત્રિય નથી ડરતા મરણનો ભય નહિ ધરતા,
મારી દુશ્મનોને ઠાર સત્વર સ્વર્ગ સંચરતા,
સૂવે જે સુખ શય્યામાં નથી ક્ષત્રિય એ વીરો,
દુશ્મન મારીને મરતા ખરા ક્ષત્રિય ધર્મીઓ."

રાજેન્દ્ર ! રણશૂરા રજપૂતોને માટે યુદ્ધ એ તો રંગભૂમિ છે. હું આજેજ મિટનકોટ તરફ રવાના થઇશ. ”

“ ના ના--આજે જવાનું નથી. ” એમ કહેતા કહ્લન મહારાજ પ્રભાવતીની સાથે ત્યાં આવી પહોંચ્યા, અને તેમણે કહ્યું:- “ આજનો દિવસ સારો નથી. ભીમસિંહ ! ભવાનીનો આશીર્વાદ સ્વીકારી આવતી કાલે પ્રભાતકાળે તું અહિંથી રવાના થજે. ”

ભીમસિંહે કહ્યું:--“ મહાપ્રભુ ! આપની આજ્ઞા હું શિર ઉપર ચઢાવું છું. ”

પ્રભાવતીએ કહ્યું:—“ સેનાપતિજી ! હું પણ આપની સાથે આવવાની છું. ”

રાજા અજયપાલે ઘણું આશ્ચર્ય પામીને કહ્યું:--“ પ્રભાવતિ ! તું શું કહે છે ? હમણાં સ્ત્રીજાતે ત્યાં જવું ઉચિત નથી. ’ ’

કહ્લને ઉત્તર આપ્યો:—“અજય ! તું પ્રભાની ચિંતા રાખીશ નહિ-જેના ઉપર માતા ભવાનીની કૃપા છે તેના એક વાળને પણ આંચ લગવાની કોઇની શક્તિ નથી. એની ઇચ્છા હોય તેમજ તું એને વર્તવા દે. પછીથી ભીમસિંહને સંબોધીને તેણે કહ્યું:-“ભીમસિંહ! તું સેનાપતિ છે. તું દેશનું ગૌરવ તેમજ વિશ્વાસ છે. ત્હારા વીરત્વનું દર્શન કરી હું ઘણી વખત મુગ્ધ થયો છું. જો ત્હારા જેવા બીજા દશ સ્વદેશભક્ત વીરપુરુષો અજમેરમાં હોત તો અજમેર રાજ્યની વિરુદ્ધ થવાની હિમ્મત કોઇ પણ શત્રુ કરત નહિ. જો દશ હોત તો યવનો કદિ આપણી સાથે યુદ્ધમાં ઉતરવાનું સાહસ કરત નહિ !” આમ કહીને કહ્લન મહારાજે સ્નેહપૂર્ણ દૃષ્ટિથી ભીમસિંહ તરફ જોઇને કહ્યું:—“ભીમસિંહ ! હમણાં દશને બદલે તું એકલો છે તેથી દશનું કાર્ય ત્હારે એકલાને કરવાનું છે ભીમસિંહ દશનું

ગૌરવ આજે ત્હારે એકલાને ભોગવાનું છે. દેશનું કાર્ય અને જનનીનું કાર્ય મનમાં રાખી માતૃભૂમિને હૃદયમાં સર્વોચ્ચ સ્થાન આપજે. ભવાની ત્હારું કલ્યાણ કરશે. ”

ભીમસિંહે મસ્તક નમાવીને કહ્યું:—“ પ્રભુ ! જન્મભૂમિના કરતાં અન્ય કોઇ પણ વસ્તુ મ્હને વિશેષ પ્રિય નથી. જન્મભૂમિની સ્વાધીનતાનું રક્ષણ કરીને હું મરી શકું એવો આપ મ્હને આશીર્વાદ આપો. આપના આશીર્વાદથી મ્હારામાં અપાર બળ આવશે.”

ભીમસિંહના મસ્તક ઉપર હાથ મૂકી, તેને આશીર્વાદ આપીને કહ્લન મહારાજે કહ્યું:—“ વત્સ ! ત્હારી મનોકામના પૂર્ણ થશે. જ્યાં સુધી ત્હારા બાહુમાં બળ હશે ત્યાં સુધી શત્રુઓ આપણા રાજ્ય ઉપર વિજય મેળવી શકશે નહિ. ”

અંતે રાજાના તરફ જોઇને પુનઃ કહ્લન મહારાજે કહ્યું:— “ વત્સ અજય ! અંતે ત્હારોજ જય થશે. એકાદ યુદ્ધમાં પરાજય થવાથી તું એમ ન સમજીશ કે, ભવાનીની કૃપાથી તું વંચિત થયો છે. રાજનન્દિની પ્રભાવતીની ત્હારા વંશને ઉજ્વળ કરશે—હિન્દુસ્તાનના ગૌરવનું આ સમયે રક્ષણ થશે. ”

આ વચનોનો અર્થ બરાબર નહિ સમજાયાથી રાજા અજયપાલે પૂછ્યું:—“ કેમ, એને પણ યુદ્ધમાં જવું પડશે કે ? ”

“ ના—પ્રભાવતી માતાજીની આજ સુધી પૂજા કરતી આવી છે—અને ભવિષ્યમાં પણ પૂજાજ કર્યા કરશે. ”

પ્રભાવતી બોલી ઉઠીઃ-“જરૂર જેવું હશે તો હું યુદ્ધ પણ કરી શકીશ. હું રજપૂત કન્યાછું. યુદ્ધનો મ્હને લેશ પણ ભય નથી. માતા ભવાનીનું નામ લઇને હું પ્રતિજ્ઞા કરું છું કે, જે યવન, આપણી જન્મભૂમિને કલંકિત કરશે તેનો હું જીવ લઇશ. હું અજ-

મેરાધિપતિ અજયપાલ મહારાજની કન્યાછું. હું દનુજદલની ભવાનીની સેવિકા છું.—મ્હારી પ્રતિજ્ઞા હું અવશ્ય પૂર્ણ કરીશ.

કહ્લન મહારાજે સેનાપતિ ભીમસિંહને સંબોધન કરીને કહ્યું:- " તું ત્હારા મંજુલને પણ સાથે લેજે. તેની ઉમ્મર જો કે ન્હાની છે; છતાં તેનામાં અપાર સાહસ છે."

ભીમસિંહે કહ્યું:—મંજુલ મ્હારો ઘણો વિશ્વાસુ સેવક છે. મ્હારી સાથે આવવાની પોતાની ઇચ્છા તેણે પ્રથમથીજ પ્રદર્શિત કરી છે; છતાં એની ઉમ્મર ઘણી ન્હાની હોવાથી તેને સાથે લઇ જતાં હું સંકોચાઉં છું. "

કહ્લન મહારાજે કહ્યું:—" સંકોચાવાનું કારણ નથી. તેને પણ તું ત્હારી સાથે લઇ જજે. તેને યુદ્ધ કરતાં પણ આવડે છે. જો જરૂર જેવું હશે તો એ તને સહાયતા પણ કરશે. વખત થઇ ગયો છે—હવે હું જઉંછું, માતા ભવાની સૌનું કલ્યાણ કરશે.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ભીમાનું રૂપાન્તર.

આવતી કાલે સ્હવારેજ સેનાપતિ ભીમસિંહ સૈન્યસહ મિટનકોટ તરફ જવાનો હતો. ઉત્સાહ અને ઉત્તેજનાથી સઘળાં અજમેરવાસીઓ જાણે કે ઉન્મત્ત બની ગયાં હતાં. મંજુલના ઉત્સાહ તેમજ તેની સલાહથી ભીમાનામાં પણ ઘણું પરિવર્ત્તન થઇ ગયું હતું. હવે તે સઘળાં કાર્યોનો ત્યાગ કરી પોતાના વીર પતિના મનને કેરી રીતે વશ કરવું તેનોજ માત્ર વિચાર કર્યા કરતી હતી. સમસ્ત

અજમેરવાસીઓના અંતરમાં જે ઉત્સાહનો પ્રવાહ પ્રવાહિત થતો હતો એ પ્રવાહમાં ભીમાના અંતરનો પણ પ્રથમનો ભાવ તણાઇ ગયો હતો. વારંવાર થતી વિજયગર્જનાઓ " જય જય માતા ભવાનીનો જય—જય મહારાજા અજયપાલનો જય. " થી તેનો પ્રાણ પણ વ્યાકુળ બની ગયો હતો. ભીમા હવે ઘરમાં રહી શકી નહિ. તે રાજમહાલયમાં ગઇ.

થોડા સમય પછી સેનાપતિ ભીમસિંહ પોતાના મહેલમાં આવી પહોંચ્યો. એ સમયે મંજુલ મિટનકોટ બંદર તરફ જવાની તૈયારી કરી રહ્યો હતો. આજે જાણે કે તેના અંતરમાં આનંદ સમાતો નહોતો. ભીમસિંહે પૂછ્યું:—" મંજુલ ! અહિં તું એકલો કેમ છે ? ભીમા ક્યાં ગઇ છે ? "

" તેઓ રાજમહાલયમાં ગયાં છે—હમણાંજ પાછાં આવશે."

બેસતાં બેસતાં ભીમસિંહે કહ્યું:—" મંજુલ ! ત્હારે મિટનકોટ આવવાની જરૂર નથી. યુદ્ધ પ્રસંગે ક્ષણે ક્ષણે સંકટમાં સપડાઇ જવાનો સંભવ છે. જો હું તને મ્હારી સાથે લઇ જઉં તો અંતે મ્હારે હરકત વેઠવી પડે. "

કાંઇક ઉદ્ધત સ્વરે બાળક મંજુલે કહ્યું:—" આપના જેવા વીર પુરુષ પણ સંકટનો ભય રાખે છે કે શું ? મ્હને તો સંકટનો સહજ પણ ભય નથી ! મ્હારે લીધે આપને કોઇ પણ પ્રકારની હરકત નહિ વેઠવી પડે—હું તમારી સાથે આવીશજ. " છેલ્લું વાક્ય બાળકે દ્રઢતાથી; પણ સ્મિત મુખે ઉચ્ચાર્યું.

ભીમસિંહે હસીને કહ્યું:-" બાળક ! સંકટને તું શું સમજે ? મ્હારે પોતાને માટે હું ભય રાખતો નથી. તને હું ચ્હાઉં છું તેથી ત્હારે માટે મ્હને ભય ઉપજે છે. મ્હારું કહ્યું માનીને તું ઘેર રહે. "

બાળકનું મુખમંડળ લાલચોળ બની ગયું. અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું:--" જો આપ મ્હને સાથે લઇ નહિ જાઓ તો હું છુપી રીતે તમે જાણી શકો નહિ તેવી રીતે તમારી સાથે આવીશ. તમે સંકટમાં કૂદકો મારી શકશો અને હું નહિ મારી શકું કે ?"

ભીમસિંહ ફરીથી હસી પડયો. તેણે કહ્યું:--" વારૂં આવજે. હવે તું જઇને જો કે, ભીમા આવી છે કે નહિ ? "

બાળક ચાલ્યો ગયો. ભીમસિંહ વિચારવા લાગ્યો:--" મંજુલ એક અદ્‌ભુત છોકરો છે ! બાળકના પ્રાણમાં યુવકનો ઉત્સાહ અને સાહસ છે, તથા તે ઉપરાંત રમણીય સ્નેહ અને કોમળતા છે ! તેના તરફ મ્હારું મન દિન પ્રતિદિન વિશેષ આકર્ષાય છે. એને સાથે લઇ જવાની ઇચ્છા થાય છે તેમજ તે સાથે અંતરમાં ભય પણ ઉપજે છે. ભીમા ! જો તું કદાચ મંજુલના જેવી હોત તો ?! "

આ સમયે મંજુલની સાથે ભીમા આવી પહોંચી, તથા તેણે કહ્યું:—" તમે મ્હને બોલાવી છે, કેમ ? "

ભીમાનો હાથ પકડીને ભીમસિંહે કહ્યું:—" હા—ત્હારું દર્શન કરવાની મ્હારી ઇચ્છા હતી. મહા મુશિબતે મ્હને હમણાં અવકાશ મળ્યો છે ! "

ભીમાએ પૂછયું:—" તમે મિટનકોટ તરફ ક્યારે જવાના છો?"

ભીમસિંહે ઉત્તર આપ્યો:—" કાલે પ્રભાતકાળે. આ યુદ્ધ થઇ ગયા પછી આપણે અપાર સુખમાં આપણા દિવસો પસાર કરીશું."

ધીમે ધીમે મંજુલ ત્યાંથી ચાલ્યો ગયો. ભીમાએ કહ્યું:— " સ્વામિન્ ! હમણાં પણ મ્હને શું દુ:ખ છે ? તમે મ્હને તમારા પ્રાણ કરતાં પણ વિશેષ ચ્હાઓ છો એ હું જાણું છું. આજ સુધી હું આપના અપાર પ્રેમને સમજી શકી નહોતી એ દોષ મ્હારોજ છે.

હુંજ તમારી ઇચ્છાનુસાર વર્તતી નહોતી—હુંજ પ્રેમ કેમ કરવો તે જાણુતી નહોતી.”

ભીમસિંહે વિચાર્યું:—“ આજે ભીમા આમ કેમ બોલે છે ? ” પ્રકાશમાં તેણે કહ્યું:—“ કેમ, તું તો મ્હારા ઉપર પુષ્કળ પ્રેમ રાખે છે. !”

ભીમા કહેવા લાગી:—“ ના નાથ ! આજ સુધી હું અજ્ઞાન્ હતી. આપની કીર્ત્તિનો વિશેષ વિસ્તાર થાય, આપની ઉન્નતિ થાય એવું એક પણ કાર્ય હું હતભાગિની કરી શકી નથી. આજ સુધીમાં કદાપી મ્હેં તમને તમારા સત્કાર્યમાં ઉત્સાહિત કર્યા નથી. હુ તો માત્ર તમને ઘરમાં બેસાડી રાખવાનેજ ઇચ્છતી હતી. તમે જ્યારે તમારા કામે બ્હાર ચાલ્યા જતા હતા ત્યારે હું ચિંતામગ્ન બની જઇને બેસી રહેતી હતી. હવે હું મ્હારી મહાન્ ભૂલ સમજી શકી છું. તમે મ્હારા એકલીના નથી. તમે અજમેર રાજ્યના છો-તમે સમસ્ત રાજસ્થાનના છો. સ્વામિન્ ! મ્હારા અપરાધની મ્હને ક્ષમા આપો. હવેથી આપની સ્ત્રી તરીકે મ્હારે જેમ વર્તવું જોઇએ તેવીજ રીતે હું વર્તીશ. ”

ભીમાના અંગને આલિંગન કરી સેનાપતિ ભીમસિંહે પ્રેમાવેગથી કહ્યું:—“ ભીમા ! આ તું શું સાચું કહે છે? જો, તું કહે છે તેમજ વર્તવાની ત્હારી ઇચ્છા હોય તો મ્હારી વાત તું સાંભળ. તું મ્હારો અલંકાર નથી--ઘરની કોઇ વસ્તુ નથી પણ મ્હારી સહધર્મિણી છે. સત્કાર્યમાં ત્હારે મ્હને સહાયતા કરવી જોઇએ. દેશસેવામાં ત્હારે મ્હને સવિશેષ ઉત્સાહિત કરવો જોઇએ. કદાપિ જો હું મ્હારા ધર્મને ભૂલતો હોઉં તો ત્હારે મ્હને ધર્મમાર્ગ ઉપર સ્થિર રાખવો જોઇએ. આજ ત્હારો ધર્મ અને કર્મ છે. સ્વદેશના કાર્યમાં મ્હેં મ્હારો

આત્મા સમર્પણ કર્યો છે. આ કાર્યમાં તુ મ્હને સહાયતા કર."

પતિના કંઠમાં વળગી પડીને, તેના ખભા ઉપર મસ્તક ગોઠવીને ગદ્દગદ કંઠે ભીમાએ કહ્યું:—"કેમ પ્રિયતમ! આજ સુધી આવી રીતે મ્હને મ્હારું કર્ત્તવ્ય તમે શિખવ્યું કેમ નહોતુ ? કેમ તમે મ્હને મ્હારી ભૂલ બતાવી મ્હારા અજ્ઞાનને દૂર કર્યું નહોતું ? હવે હું તમને સંપૂર્ણ પિછાની શકી છું. મ્હારૂં કર્ત્તવ્ય એક પળને માટે પણ હુ ભૂલીશ નહિ. આપ શાન્તિથી યુદ્ધમાં જાઓ. આ સમયે હું તમને હસતાં હસતાં યુદ્ધમાં જવા દઇશ. પ્રાણેશ્વર! મ્હને પણ તમે તમારી સાથે લઇ જશો કે ?"

આ સમયે કોઇનો ગંભીર સ્વર સંભળાયો કે:—"ના ભીમા! ત્હારે ત્હારા પતિની સાથે જવાનું નથી."

ભીમા તથા ભીમસિંહે દૃષ્ટિ ફેરવીને જોયું તો ત્રિકાળજ્ઞાની કહ્લન મહારાજને તેમણે પોતાની પાસે આવતા જોયા. અલ્પકાળમાંજ કહ્લન મહારજ તેમની પાસે આવી પહોંચ્યા. ભીમાએ તથા ભીમસિંહે તેમને પ્રણામ કર્યાં. આશીર્વાદ આપીને કહ્લન મહારાજે કહ્યું:—"ભીમા! અહિં ત્હારે ઘણું કામ કરવાનું છે. ત્હારે અહિંજ રહેવાનું છે." પછીથી ભીમસિંહ તરફ જોઇને તેમણે કહ્યું:—"ભીમસિંહ! ત્હારા હ્રદયમાં ધીમે ધીમે દુર્બળતા પ્રવેશ કરે છે. આજ સુધી ત્હારા અંતરમાં સ્વદેશની ચિંતા સિવાય બીજી કોઇ પણ પ્રકારની ચિંતા નહોતી; પરંતુ ધીમે ધીમે તું મંજુલની ચિંતા કરવા લાગ્યો છે. સંકટયુક્ત થવાના ભયથી તું તેને ત્હારી સાથે લઇ જતાં સંકોચાય છે! છતાં તું સંકટનો ભય શા માટે રાખે છે? તું માત્ર ત્હારું કાર્ય લક્ષ્યપૂર્વક કર્યા કરજે. મંજુલના નશિબમાં જે નિર્માણ થયું હશે તે થશે. વળી આજ સુધી ત્હારા અંતરમાં તું

ભીમાની ચિંતા પણ રાખતો નહોતો; પરંતુ આજે ભીમાનાં નેત્રોમાંનું અશ્રુજળ જોઇ ત્હારૂં મન ભીંજાય છે. તુ તેને ત્હારી સાથે લઇ જવાને ચ્હાય છે! ત્હારી સ્હામે ભીષણ કર્ત્તવ્ય ઉપસ્થિત થયેલું છે. આ સમયે તું ત્હારી સઘળી ચિંતા દૂર કર, મન સ્થિર કર. દેશનો નાશ થવા બેઠો છે. ધર્મ, માન તથા આચાર વ્યવહાર સઘળું કંપી ઉઠયું છે! આ પ્રસંગે જો કદાચ યવનો રાજસ્થાનને સ્વાધીન કરશે તો હિન્દુસ્તાનનું નામ લુપ્ત થશે; પૂર્વ તરફ બંગાળા અને કલિંગ અને દક્ષિણે કન્યા કુમારિકા સુધી તેઓ આગળ વધશે. દેશના આવા દુર્દૈવના સમયે અમે કાર્યમાંથી મુક્ત થઇ ગયા છીએ. હવે અમારા બાહુમાં યુવાવસ્થાનું બળ નથી. હૃદયમાં પૂર્વેના જેવો ઉત્સાહ નથી! માત્ર ત્હારા ઉપરજ અમારો સઘળો ભરોંસો છે, તેથી જોતું પણ સ્વદેશસંરક્ષણની ચિંતાનો ત્યાગ કરી બીજી ચિંતા કરીશ તો પછી સ્વદેશની કેવી શોચનીય સ્થિતિ થશે તેની કલ્પના કરી જો."

કલ્હન મહારાજનો સ્વર કંપતો હતો. તેમનાં નેત્રયુગલમાં અશ્રુજળ ભરાઇ આવ્યું હતું.

કલ્હન મહારાજની ચરણરજ શિર ઉપર ચઢાવી સેનાપતિ ભીમસિંહે કહ્યું:—"મહાપ્રભુ! મ્હને ક્ષમા કરો. આપના ચરણોને સ્પર્શ કરી તું પ્રતિજ્ઞા કરૂં છું કે, યવનો ઉપર વિજય નહિ મળે ત્યાં સુધી હું મ્હારા અંતરમાં બીજી કોઇ ચિંતાને સ્થાન આપીશ નહિ. આપ જ્યારે ના કહો છો ત્યારે ભીમાને હું મ્હારી સાથે લઇ જઇશ નહિ."

કલ્હન મહારાજે ભીમાને કહ્યું:—" ભીમા! તું વીરપુરૂષની પત્નીને ઉચિત થઇ પડે એવું કાર્ય કર. ત્હારે ત્હારા પતિનું ગૌરવ વધારવાનોજ પ્રયત્ન કરવો જોઇએ."

હસીને ભીમાએ કહ્યું:—" પ્રભુ! આપનું કહેવું યથાર્થ છે.

આપ પણ હવે નિદ્રામાંથી જાગ્રત થયા હો એમ લાગે છે. આપ પણ હવે આપને ઉચિત થઇ પડે એવું કાર્ય કરો. રાજસ્થાનમાં ભીમાના જેવી અનેક ભીમાઓ છે તેમને પણ આપ જાગ્રત કરો."

કલ્લન મહારાજે કહ્યું:—"હા બેટા! તું સાચુંજ કહે છે. ત્હારા જેવી અનેક ભીમાઓ રાજસ્થાનમાં છે તેમને પણ જાગ્રત કરવી જોઇએ. રણઘેલા રજપૂતો ધીમે ધીમે પડદાની પાછળ છુપાઇ જવા લાગ્યા છે. આજ જાતીયપતનનું પૂર્વ ચિહ્ન કિંવા સૂચના છે."

પછીથી સાંથી વિદાય થતાં થતાં કલ્લન મહારાજે કહ્યું:— "ભીમસિંહ! મંજુલને તું સાથે લેજે. એનાથી તને સહાયતા મળશે." આમ કહીને તેઓ ચાલ્યા ગયા.

એવામાં મંજુલે આવીને કહ્યું:—"આપને બોલાવી લાવવા માટે મહારાણાએ માણસ મોકલ્યું હતું."

ભીમસિંહ તરતજ મહારાણા પાસે ચાલ્યો ગયો.

પછી બાળક મંજુલે અગ્રેસર થઇને ભીમાને કહ્યું:—"હવે તમે સુખી થઇ શકશો. તમે સત્યમાર્ગ સ્વીકાર્યો છે. તમારા પતિની તુલના જગતમાં કોઇ પણ પુરુષની સાથે થઇ શકે તેમ નથી!"

ભીમાએ આ કથેનો કશો ઉત્તર નહિ આપતાં કહ્યું:— "મંજુલ! કલ્લન મહારાજ ત્હારી મનોકામના કેવી રીતે સમજી શક્યા?"

"પહેલાં હું તેમની પાસેજ રહેતો હતો." મંજુલે નમ્રસ્વરે ઉત્તર આપ્યો.

"મંજુલ! ત્હારો મ્હારા ઉપર અપાર પ્રેમ છે. ત્હારો ત્યાગ કરવાની મારી ઇચ્છા થતી નથી."

મંજુલે હસીને કહ્યું:—"કેમ, હું તો પાછો આવવાનો છું."

ગાઢં નિશ્વાસ મૂકીને ભીમાએ કહ્યું:—" જો કદાચ પાછો ન આવે તો ? "

" હું મરી જઇશ એવી તમારા અંતરમાં શંકા ઉપજી છે ? મ્હારૂં મૃત્યુ થવાનું નથી. "

" મંજુલ ! આટલા દિવસ સુધી તું મ્હારી પાસે રહ્યો છે; છતાં ત્હારા સંબંધી હું કાંઇ જાણી શકી નથી. !"

" મ્હારા સંબંધી શું જાણવાનું છે ? મ્હારાં સગાં વ્હાલાંને હું મ્હારા દુર્દૈવે ગૂમાવી બેઠો છું. મ્હારી જે ઇચ્છા હતી તે મ્હને મળ્યું છે. આજે મ્હારા અંતરમાં અપાર આનંદ ઉપજયો છે. "

" ત્હારો વિવાહ થયો છે કે, મંજુલ ? "

" ના. "

" ત્યારે તું અહિંજ રહે: હું ત્હારો વિવાહ કરીશ. "

" મ્હારે વિવાહ કરી સંસારી થવું નથી. "

" ગાંડા ! તું વિવાહ નહિ કરે ? ત્હારાથી ત્હારી સ્ત્રી ઘણી સુખી થઇ શકશે. તું ઘણો ગુણવાન્ છે ! "

હસીને બાળકે કહ્યું:-" ઠીક છે, પહેલાં હું મિટનકોટ તો જઇ આવું-પછીથી મ્હારો વિવાહ કરવો હોય તો કરજો. "

## પ્રકરણ ૧૫ મું.

### સિંહણના સપાટામાં.

મર્જીનાને વિદાય કર્યા પછી શાહજાદી જોબેદી એજ વાકયનું સ્મરણ કર્યા કરતી હતી કે, " એ તમારો વિશેષ તિરસ્કાર કરશે. " આથી તે પોતાના કર્ત્તવ્યને નક્કી કરી શકતી. ન હોતી તેના અંતરમાં

એવો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કે, જ્યાં સુધી મર્જીના જીવતી છે ત્યાં સુધી તેની કોઇ પણ આશા ફળિભૂત થઇ શકે તેમ નથી.

વિચારો કરતી કરતી પાછલી રાત્રે શાહજાદી નિદ્રાધીન થઇ. જ્યારે તે જાગ્રત થઇ ત્યારે સૂર્યભગવાનનો પૂર્વાકાશમાં ઉદય થયેલો હતો.

શાહજાદી શય્યામાં બેઠી થઇ. તેના હૃદયનો ભાર ઘણે ખરે અંશે હલકો થઇ ગયો હતો. તેણે પોતાનો સંકલ્પ દૃઢ કર્યો હતો. નિદ્રાધીન સ્થિતિમાં જોએદીએ એક ઘણું ભીષણ સ્વપ્ન જોયું હતું તેણે જોયું હતું કે, તે બરાબર બાદશાહજાદીજ છે. દુનિયાનાં માણસો અદ્યાપિ તેની ઇચ્છાને અનુસરીને ઉઠબેસ કરે છે; આમ છતાં તે પોતે સમુદ્રતટ ઉપર એક પર્ણકુટી બાંધીને રહે છે. એક દિવસે ફરવા જતાં એકાએક તે જોઇ શકી કે, કોઇ એક માણસ બેશુદ્ધવસ્થામાં સરિતાના જળની પાસે પડયો છે. ઉત્સુકતાથી શાહજાદી ત્યાં ગઇ તો તે જોઇ શકી કે એ માણસ બીજો કોઇ નહિ; પણ તેનો આશક મહમ્મદ છે. તેણે મહમ્મદનું મસ્તક પોતાતા ખોળામાં મૂક્યું એટલે અલ્પકાળમાંજ તેનામાં શુદ્ધિ આવી, તથા પોતાનું મસ્તક શાહજાદીના ખોળામાં પડેલું જોઇને તે ચમકીને બેઠો થઇ ગયો–તેનું શરીર એટલું બધું દુર્બળ બની ગયું હતું કે વાયુથી ધ્રૂજતી પુષ્પલતાની માફક તે કંપતો હતો. આ સમયે શાહજાદીને તેને કહ્યું:—“ તમે તો મરવાની અણી ઉપર હતા. મ્હેં તમારો જાન બચાવ્યો છે-તેથી તમે મ્હારા છો.” મહમ્મદે ઉત્તર આપ્યો:–“ આ જગતમાં મર્જીના સિવાય હું કોઇ પણ માણસનો નથી. જો ત્હેં મ્હને બચાવ્યો છે તેથી મ્હારા શરીર ઉપર તું ત્હારો અધિકાર સમજતી હોય તો હું પુનઃ સમુદ્રના અગાધ જળમાં ડૂબી મરવાને તૈયાર છું.” જોએદીએ કહ્યું:—“ જે મર્જીનાને લીધે તમે મ્હને ચ્હાતા નથી તે મર્જીનાને

મ્હેં મારી નાખી છે." તરતજ મહમ્મદ વિદ્યુતગતિથી ઉઠી ઉભો થયો અને તેણે આવેશમાંજ કહ્યું:-" તું રાક્ષસી છે. મ્હારી મર્જીનાને મારી નાખી તું મ્હારા પ્રેમને પ્રાપ્ત કરવાની આશા રાખતી હતી? રાક્ષસિ! તું જો તો ખરી કે મર્જીના કયાં છે?!" આમ કહીને મહમ્મદે તીક્ષ્ણ કટારથી પોતાનું હૃદય ચીરી નાખ્યું. ભય તેમજ આશ્ચર્ય પામીને જોએદીએ જોયું કે, તેની સ્હામેજ મર્જીના ઉભી રહી છે! આ સમયેજ શાહજાદીની નિદ્રાનો ભંગ થયો હતો.

આ સ્વપ્ન ઉપરથી જોએદી એમ સમજી શકી હતી કે, મહમ્મદ મર્જીનાનોજ છે. કોઇ પણ પ્રકારે તે તેનો થશે નહિ. હવે જ્યારે તે તેનો થવાનો નથી તો પછી તે શા માટે સુખ ભોગવે? પોતે અશાન્તિના પ્રચંડ અગ્નિમાં સળગ્યા કરે અને મહમ્મદ તેના દુઃખને જોઇ હસે? ના—ના કદિ તેમ નહિ બને.

જોએદી ઉચ્ચ સ્વરે બોલી ઉઠી:—" મુન્ના—મુન્ના!" ઉત્તરમાં મુન્ના આવી પહોંચી. જોએદીએ તેને ઉદ્દેશીને કહ્યું:—" તું હમણાં ને હમણાં મર્જીનાને અહિં બોલાવી લાવ—ઘણું જરૂરી કામ છે!" બાંદી ચાલી ગઇ.

મહમ્મદને વિદાય કર્યા પછી મર્જીના પોતાના અંતરમાં શાન્તિ મેળવી શકી નહોતી. ઉલટી દિન પ્રતિદિન તેની અશાન્તિ વધતી હતી આ આશંકાનું—અશાન્તિનું શું કારણ છે તેનો તે કશો નિર્ણય કરી શકતી નહોતી. જ્યારે બાદશાહજાદીની બાંદીએ તેને બોલાવી ત્યારે તે બિછાનામાં પડી પડી, ઉશિકામાં મ્હોં છુપાવીને રુદન કર્યા કરતી હતી. તે શા માટે રડતી હતી તેનું કારણ તે પોતે પણ જાણતી નહોતી.

હાથ મ્હોં ધોઇ, મનને બની શકે તેટલું પ્રફુલ્લ કરીને બાંદીની

સાથે તે બાદશાહજાદીના વિશ્રામાલયમાં જઇ પહોંચી. રસ્તામાં બાંદીને તેણે કાંઇ પૂછ્યું નહિ.

મર્જીનાએ જ્યારે બાદશાહજાદીના વિશ્રામાલયમાં પ્રવેશ કર્યો ત્યારે જોબેદી ત્યાં અસ્થિર ચિત્તે ફર્યા કરતી હતી, તથા મર્જીનાને જોતાંની સાથેજ તે આવેશવશ થઇ બોલી ઉઠીઃ—" મર્જીના ! તું મ્હારી ચક્ષુશૂળ છે ! ત્હારે લીધેજ મ્હારા અંતરમાં અશાન્તિનો પ્રચંડ અગ્નિ સળગી ઉઠયો છે. મર્જીના ! ત્હારે મરણને શરણ થવું પડશે. "

આવાં કઠોર હૃદયભેદક વચનો સાંભળીને મર્જીના ચમકી ઉઠી. તેણે વિચાર્યું. " શાહજાદી દીવાની બની ગઇ છે કે શું ? " જોબેદીના મુખ તરફ જોઇને મર્જીના કશો નિશ્ચય કરી શકી નહિ તેણે જોયું કે, એ સ્વાભાવિક ઉદ્ધત મુખે આજે ભયંકર ઉગ્રમૂર્તિ ધારણ કરી છે. થોડા સમય પછી તેણે કહ્યુંઃ—" શાહજાદી ! તમે મ્હને તમારી ચક્ષુશૂળ કેમ કહો છો ? "

" તું કાંઇ જાણુતી નથી કે શું ? મ્હને પણુ તું છેતરવા માગે છે ? " આમ કહીને શાહજાદીએ રોષપૂર્ણ દૃષ્ટિથી મર્જીના તરફ જોયું.

મર્જીના અવાક બની ગઇ. તેના આશ્ચર્યની સીમા રહી નહિ ! જોબેદીએ પુનઃ કહ્યુંઃ—" મર્જીના ! ત્હારે મરણને શરણ થવુંજ પડશે. જ્યાં સુધી તું જીવતી છે ત્યાં સુધી મ્હને સુખ મળનાર નથી —મ્હારી આશા ફળનાર નથી.

મર્જીના કાંઇ પણ બોલ્યા સિવાય એકાગ્રદૃષ્ટિથી કંપતા શરીરે શાહજાદીના મુખમંડળ તરફ જોઇ રહી. તે કાંઇ સમજી શકી નહિ.

પુનઃ જોએદીએ કહ્યું:—" તું જાણે છે કે, હું એકવચની છે. હું હમ્મેશાં જે કાંઇ બોલું છું તેજ પ્રમાણે વર્તું છું! મ્હારા અંતરને દુઃખી કરી, મ્હારા પ્રેમનો અસ્વીકાર કરી તેઓ ત્હારી સાથે સુખ ભોગવે એ મ્હારાથી નહિ જોઇ શકાય. ત્હારે મરવુંજ પડશે!"

હવેજ મર્જીના કાંઇક સમજી શકી. ધીમેથી તેણે કહ્યું:—"મહમ્મદ પોતાના પ્રાણ કરતાં પણ મ્હને વિશેષ ચ્હાય છે મ્હને મારી નાખીને તમે તેમનો પ્રેમ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખો છો કે? ના—ના શાહજાદી! આવી આશાને અંતરમાં સ્થાન આપશો નહિ. તેમનો પ્રેમ કાંઇ માત્ર મ્હારા સૌન્દર્ય કિંવા શરીર ઉપરજ નથી."

"હું એ સઘળું જાણું છું, અને તેથીજ હું ત્હારો જીવ લઇશ."

"જો મ્હારો જીવ લેવાથી તમે સુખી થઇ શકતાં હો તો ભલે મ્હારો જીવ લ્યો; પણ વિચારી જુઓ કે આ કાર્યથી અંતે તમે તેમના તરફથી વિશેષ તિરસ્કારજ મેળવી શકશો."

જોએદીએ ફરીથી ગર્જના કરીને કહ્યું:-" શું હું માત્ર તેમનો તિરસ્કારજ મેળવીશ? ના ના—જો તેમ થશે તો મહમ્મદનો પણ જીવ જશે. ત્હેંજ મ્હને કહયું હતુંને કે " શાહજાદી! તમારો પ્રેમ ઘણો ભયંકર છે!"

મર્જીનાએ આવી જોએદીનો હાથ પકડીને કહ્યું:—" શાહજાદી! તમારો ક્રોધ તમે માત્ર મ્હારોજ જીવ લઇને સમાવો. મહમ્મદનું તમે કાંઇ અનિષ્ટ કરશો નહિ. કૃપા કરી મ્હારી આટલી અરજ સ્વીકારો. અને નિર્દોષના પર જુલ્મ ન ગુજારો."

પોતાનો હાથ છોડાવીને જોએદીએ કહ્યું:—"મહમ્મદ ત્હારો છે! હું શા માટે એના ઉપર દયા કરું? જે મ્હને અશાન્તિના પ્રચણ્ડ અગ્નિમાં બળવા દઇનેજ સુખી થાય તેમ છે-જે મ્હારા અપમાનનું

તથા કલંકનું ચિહ્ન છે તેને પણ અપાર દુઃખ ભોગવીને મરણને શરણ થવું પડશે. તને હું આજે નહિ મારી નાખું; સમજી મર્જીના ? જો હું આજેજ ત્હારો જીવ લઉં તો હું મહમ્મદના અંતરને બાળી શકું નહિ. એને યુદ્ધમાંથી પાછો આવવા દે એટલે એની નજર આગળ હું ત્હારો જીવ લઇશ. એ બળી જશે—દુઃખના સાગરમાં ડુબી જશે અને હું હસ્યા કરીશ. મર્જીના ! આજથી તું મ્હારી કેદી છે !"

જમીન ઉપર ધુંટણીએ પડી પડી ગદ્‌ગદ કંઠે મર્જીનાએ કહ્યું:– આટલા માટેજ મ્હારો જીવ પ્રથમથી અસ્થિર બની ગયો હતો કે શું ? ! હે ખુદા ! તમે ક્યાં છો ? તમારા જગતમાં આવો અન્યાય કેમ છે ? હે પરવરદિગાર ! આપની મરજી હોય તો આપ મ્હારો જીવ લેજો; પરંતુ મ્હારા પ્રાણાધાર મહમ્મદનું આપ નિરંતર રક્ષણ કરજો !"

આ સમયે એક બાંદી આવીને મર્જીનાને પોતાની સાથે લઇ ગઇ.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### મંજુલ !

આવતી કાલે પ્રભાતકાળેજ રજપૂત સૈન્ય મિટનકોટ બંદર તરફ જવાનું હતું. સેનાપતિ ભીમસિંહની સાથે તેની છાયાસ્વરૂપ મંજુલ પણ જવાનો હતો.

રાત્રિનો ત્રીજો પ્રહર ચાલતો હતો. સમસ્ત પ્રકૃતિ શાન્ત જણાતી હતી. ધીમે ધીમે મંજુલ પોતાની શય્યાનો ત્યાગ કરીને ઉઠયો. પછીથી ચોતરફ દૃષ્ટિ ફેરવીને તે બ્હાર નીકળ્યો.

ધીમે ધીમે મંજુલ ભવાની પહાડના પૂર્વ તરફના છેડા સુધી

જઇ પહોંચ્યો. અહિં એક ગુપ્તદ્વાર હતું-આ દ્વારની ચાવી કહ્લન મહારાજની પાસે રહેતી હતી; પરંતુ આજે એ ગુપ્તદ્વાર ઉઘાડું હતું. ધીમેથી ગુપ્તદ્વાર ઉઘાડી મંજુલે અંદર પ્રવેશ કર્યો, તથા એક વખત ચોતરફ જોઇને ધીમે ધીમે તે ભોંયરાને રસ્તે ઉંચાણ પર ચઢવા લાગ્યો. આ ભોંયરૂં ભવાનીના મંદિર સુધી જતું હતું. મંજુલ અ-લ્પકાળમાંજ ભવાનીના મંદિર પાસે જઇ પહોંચ્યો. ભવાની માતાની મૂર્ત્તિની સ્હામે એક મૃગચર્મના આસન ઉપર કહ્લન મહારાજ ધ્યાનમગ્ન સ્થિતિમાં નેત્રો મીંચીને બેઠા હતા. મંજુલના અંતરમાં અપાર ભક્તિ ઉત્પન્ન થઇ. તેણે સાવધાનતાથી કહ્લન મહારાજને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

થોડા સમય પછી મહાત્માના ધ્યાનનો ભંગ થયો. આંખો ઉઘાડી તો મંજુલને હાથ જોડીને ઉભો રહેલો તેમણે જોયો. કહ્લન મહારાજે પ્રેમસૂચક સ્વરે કહ્યું:-" આજે રાત્રે તને નિદ્રા આવીજ નથી કે શું ? ! તને ઘણું દુઃખ ઉપજ્યું છે, કેમ ? "

પછીથી બાળક કાંઇ ઉત્તર આપે તે પહેલાં તો મહાત્મા કહ્-લને પુનઃ ગંભીર કંઠે કહ્યું:-" બરાબર યાદ છે ને ? "

મસ્તક નમાવી મંજુલે કહ્યું:-" હા પ્રભુ ! આપનો ઉપદેશ આજ સુધીમાં એક ક્ષણને માટે પણ કદિ ભૂલ્યો નથી; છતાં વારં-વાર હું ચંચળ બની જઉં છું. મહાપ્રભુ ! મ્હારું હૃદય આપનાથી કાંઇ અજ્ઞાત નથી ! "

" તું ચંચળ બની જાય તે કેમ ચાલે ? એથી તો અશાન્તિ થવાનો સંભવ છે. જો અશાન્તિજ ભોગવવી હતી તો પછી પ્રેમ કરવા ગયો શા માટે ? પ્રેમ શાન્તિની સુખની તેમજ સ્વર્ગની વસ્તુ છે. તું જાણે છે કે પ્રેમ ત્રણ પ્રકારનો છે ? બાહ્યસંપદમૂલક પ્રેમ,

માનસિક ઉત્કર્ષમૂલક પ્રેમ અને આધ્યાત્મિક પ્રેમ. આ ત્રણે પ્રકારને તામસિક, રાજસિક અને સાત્વિક નામ પણ અનુક્રમે આપી શકાય છે. કોઇનું રુપસૌન્દર્ય યા તો અતુલ ઐશ્વર્ય જોઇને જે પ્રેમ ઉપજે છે તેને તામસિક પ્રેમ કહેવાય છે. એ પ્રેમ હલકી જાતનો છે; પરંતુ સૌ કોઈ આવા હલકટ પ્રેમથી સુખી યાતો સંતોષિત રહી શકતા નથી; તેથી તેમનું ચિત્ત જ્ઞાનસુખને માટે વ્યાકુળ થાય છે. જો કે રાજસિક પ્રેમ તામસિક પ્રેમને હાંકી કાઢતો નથી. એ બન્ને પ્રેમ એક સાથે પણ રહી શકે છે. વળી તામસિક પ્રેમ જેવી રીતે પ્રેમના પાત્રને આત્મસાત્ કરવાને વ્યાકુળ બની જાય છે તેવી રીતે રાજસિક પ્રેમ વ્યાકુળ બની જતો નથી. રાજસિક પ્રેમ નિર્દોષ છે—નિર્મળ છે-વાસનાથી તે અપવિત્ર નથી. હવે તામસિક અને રાજસિક પ્રેમમાં એક પ્રકારની અસંપૂર્ણતા છે. એ બન્ને પ્રીતિની વસ્તુ પ્રાપ્ત કરવાને માટે તથા તેનું સહવાસસુખ મેળવવાને ઇચ્છે છે. રાજસિક પ્રેમ પણ પ્રીતિની વસ્તુ પાસેથી પ્રતિદાન મેળવવાની આશા રાખે છે; કેમકે પ્રેમનો બદલો નહિ મળવાથી તે બહુ દુઃખી થાય છે. સહવાસસુખ મેળવવાની વાસના પરિતૃપ્ત થતી નથી; પરંતુ જે પ્રેમ અવિનશ્વર આત્માના એકત્વ ઉપર પ્રતિષ્ઠિત છે—જે આત્માની માફક ગંભીર તેમજ અતલસ્પર્શ છે તેને કોઇ પણ પ્રકારની વ્યાકુળતા હોતી નથી. તેનેજ આધ્યાત્મિક પ્રેમ કહી શકાય છે. પ્રેમનું સર્વોચ્ચ આદર્શ સતી સીતા અને સાવિત્રી છે. એ હિન્દુજાતિનું મહાન્ ગૌરવ છે. તું પણ આવા આધ્યાત્મિક પ્રેમનો અધિકારી થા; તેથી ત્હારી સઘળી ચંચળતા દૂર થશે. ખરા પ્રેમમાં આસક્તિ નહિ પણ વૈરાગ્ય હોવો જોઇએ. પ્રેમનું આકર્ષણ પ્રેમ નથી. મિલનથી પ્રેમ વધતો નથી; પરંતુ વિરહથીજ વધે છે, સમજયો ? સમાધિજ ખરો

પ્રેમ છે. "

ઘુંટણીએ બેસી પડીને બાળક મંજુલે કહ્યું:—" શક્તિ અનુસાર આપના ઉપદેશને આજ સુધી મ્હેં પાળ્યો છે અને ભવિષ્યમાં પાળવાનો પ્રયત્ન કરીશ. સ્ત્રીજાતિના હ્રદયમાં કેટલું બળ હોઇ શકે? મ્હેં જે કાંઇ અપરાધ કર્યો છે તેથી મન તેમજ આત્માની વચ્ચે તુમુલ યુદ્ધ થયા પછીજ કર્યો છે. હું મૃત્યુની મુલાકાત લેવા બેઠો હતો; પરંતુ આપેજ મ્હારા જીવનનું રક્ષણ કરી, મ્હને યત્કિંચિત્ શાન્તિ મળે એવો માર્ગ શોધી આપ્યો છે. પ્રભુ! હજી પણ જો ચાલતાં ચાલતાં હું લથડી પડું-સત્યમાર્ગ પરથી સરી જઉં તો આપ કૃપાભાવે મ્હારી ભૂલ સુધારજો."

" ભીમસિંહ કાંઇ જાણી શકયો છે કે?"

" ના."

" ભીમા?"

" ના."

" ઠીક ત્યારે આવીજ રીતે હજી થોડા સમય સુધી આત્મગોપન કરીને ત્હારે રહેવું પડશે. પછીથી કશો ભય નથી. તું ત્હારી સેવામાં તો ત્રુટી કરતો નથીને?"

" ના-ઇચ્છાપૂર્વક હું એમ કરતો નથી."

" સાવધાન રહેજે. ભીમસિંહની સેવામાં કદી ત્રુટી કરીશ નહિ. ત્હારા પોતાના સુખને માટે એને સુખી કરવાનો છે. વળી ભીમાની સાથે પણ ત્હારે ઘણું પ્રેમપૂર્ણ વર્તન ચલાવવાનું છે. એમ કરવાથી ત્હારૂં વ્રત પૂર્ણ થશે."

મંજુલ નીચું જોઇને નમ્રકંઠે કહેવા લાગ્યો:—" મહાપ્રભુ! આજે એક કામને લીધે હું આપની પાસે આવ્યો છું. તેમની સાથે

હું મિટનકોટ બંદર તરફ જઉં છું; ત્યાંથી કદાચ હું પાછો આવી શકું યા ન પણ આવી શકું. જીવનની સઘળી આકાંક્ષાનો મ્હેં ત્યાગ કર્યો છે. મ્હારી માત્ર એકજ આકાંક્ષા બાકી છે. એ આકાંક્ષા એજ છે કે, હું તેમના ચરણોમાં મ્હારું મસ્તક રાખીને તેમનું મુખ જોતાં જોતાં મરી શકું- મ્હારી આ આકાંક્ષા પૂરી થાય એવો આપ આ-શીર્વાદ આપો. ”

મહાત્મા કહ્લને હસીને કહ્યું:—“ ગાંડી ! મનુષ્ય શું વાસ-નાનો તદ્દન ત્યાગ ન કરી શકે કે ? જેના તરફથી માત્ર હાસ્ય જોવાની આશા રાખી નહિ તેના ચરણોમાં મરવાની આકાંક્ષા તું કેમ રાખે છે ? આ આકાંક્ષાનો તું ત્યાગ કર. ઇશ્વરનું સ્મરણ કરીનેજ તું મરવાનો પ્રયત્ન કરજે. ”

આ સમયે મંજુલે હસીને કહ્યું:—“ મહાત્મા ! આપ મહા-ત્માજ છો ! ભગવાનનું કોઇ એક ચોક્કસ નામ કિંવા ચોક્કસ આ-કાર છે ? જે નામ તમને સારું લાગ્યું છે, જે આકાર તમને પસંદ પડયો છે એ નામથી તમે તેને બોલાવો છો અને એ મૂર્ત્તિનું હૃદ-યમાં ધ્યાન ધરો છો તેજ પ્રમાણે જે નામ તથા જે મૂર્ત્તિ મ્હને પસંદ પડી છે એજ નામથી હું તેને બોલવવાને ઇચ્છું છું. મૃત્યુ સમયે એજ મૂર્ત્તિ જોવાને હું ઇચ્છું છું. ”

બાળકના મસ્તક ઉપર હાથ મૂકીને કહ્લન મહારાજે કહ્યું:-“થશે—ત્હારી આકાંક્ષા પૂર્ણ થશે. હું એક મ્હોટી ભૂલ કરતો હતો. આજે ત્હેં મ્હારી ભૂલ સુધારી છે ! ”

મંજુલે ઉઠી ઉભા થઇને કહ્યું:—“ પિતા ! હું હવે જઉં છું. રાત્રિ પૂરી થવા આવી છે.”

આમ કહીને મંજુલ ચાલ્યો ગયો.

૬

ઘણા સમય સુધી કહ્લન મહાત્મા મંદિરમા બેસી રહ્યા. તેમનું હૃદય પ્રશસ્ત મહાસાગરના જેવું અતલ સ્પર્શ હતું. મુખ શાન્ત હતું-ગંભીર હતું. ગમે એવા આકસ્મિક પ્રકારથી પણ તેઓ ચંચળ કિંવા અસ્થિર બની જતા નહિ.

ધીમે ધીમે પ્રભાતનો સમય થયો. પક્ષીઓ મધુર કલરવ કરવા લાગ્યાં. શીતળ સુગંધિત વાયુ વહેવા લાગ્યો. બ્રાહ્મણો જાગ્રત થઇને પોતપોતાના નિત્યકાર્યમાં પ્રવૃત્ત થવા લાગ્યા. પૂર્વદિશાએ ધીમે ધીમે તેજસ્વી રંગોથી રંગાઇને પ્રભાકરના આગમનની સૂચના કરવા માંડી. આવા સમયે મહાત્મા કહ્લન "જય ભવાની—માતા ભવાની." કહીને મંદિરની બ્હાર નીકળ્યા.

---

# પ્રકરણ ૧૭ મું.

---

## યુદ્ધાર્થે પ્રયાણ.

પ્રભાતકાળ થતાંમાંજ રાજા રાણી, પ્રભાવતી, વિમલા, ભીમસિંહ, ભીમા, મંજુલ તથા અજમેરનાં હજારો સ્ત્રી પુરુષો ભવાની પહાડ ઉપર આવી પહોંચ્યાં. ભવાનીનો આશીર્વાદ તથા મહાત્મા કહ્લનનો આશીર્વાદ લઇને આજે વીર સેનાપતિ ભીમસિંહ યુદ્ધ કરવા જવાનો હતો. સૌના મુખમંડળ ઉપર આનંદ તેમજ શોકની એકત્ર છાયા છવાઇ રહેલી જોવામાં આવતી હતી. ભીમસિંહનું દર્શન કરવાને સઘળાં માણસો વ્યાકુળ બની ગયાં હતાં. આજે ભીમા અપૂર્વ ઉત્સાહમયી દેખાતી હતી. આજે તેના આંતરપ્રદેશમાંથી જાણે કે આનંદનો પ્રવાહ પ્રવાહિત થતો હતો.

પૂજા સમાપ્ત કરી, દેવીના પાદપદ્મમાંથી પુષ્પબિલ્વપત્ર લઇને

કહૂલન મહારાજે ઉઠી ઉભા થઇ ચોતરફ જોઇને કહ્યું:—" બોલો-અજમેરવાસીઓ ભવાનીનો જય બોલો." આજ્ઞા થતાંની સાથેજ સઘળાં માણુસોએ એકસ્વરે માતા ભવાનીની જયગર્જના કરી દિશાઓને ડોલાવી દીધી. આનંદસૂચક સ્વરે કહૂલન મહારાજે કહ્યું:–આવ, ભીમસિંહ આશીર્વાદ સ્વીકાર."

સેનાપતિ ભીમસિંહે ભવાનીને તેમજ મહાત્મા કહ્લનને સાષ્ટાંગ પ્રણામ કર્યા મહાત્મા કહ્લને તેના મસ્તક ઉપર હાથ મૂકી તેને આશીર્વાદ આપ્યો. પછીથી તેમણે કહ્યું:–" જા વત્સ ! ઘણાજ ઉત્સાહ તથા આનંદથી યુદ્ધ કરજે તેથી ત્હારી અક્ષયકીર્ત્તિ જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. હિન્દુસ્તાનની પ્રજા ચિરકાળ સુધી ત્હારા નામનું સ્મરણુ કરશે જ્યાં સુધી રજપૂતજાતિનું નામ કાયમ રહેશે ત્યાં સુધી ત્હારી કીર્ત્તિ સ્થાયી થશે."

પછીથી ભીમા પાસે જઇને મહાત્માએ કહ્યું:–" ભીમા ! પવિત્ર આર્યા ! પ્રસન્ન મુખે ત્હારા સ્વામીને વિદાય કર. ત્હારો પતિ વિજયી થઇને પાછા આવે એવી તું માતા ભવાનીને પ્રાર્થના કર."

હસતાં હસતાં " સંકટવિનાશીની ભવાની માતા તમારું કલ્યાણ કરશે." કહીને ભીમાએ પતિના ચરણોમાં નમી પડીને પ્રણામ કર્યા.

પ્રભાવતીના તરફ જોઇને રાજાએ કહ્યું:—" પ્રભા ! હવે તું સંગીત ગા તથા ભીમસિંહ અને સૈન્યને વિદાય આપ."

કહ્લને કહ્યું:–" બરાબર છે. અંતરમાં સ્ફુર્ત્તિની આવશ્યક્તા છે—સ્ફુર્ત્તિ સિવાય સિદ્ધિ મેળવી શકાતી નથી."

આથી વાયુને શાન્ત કરી, શ્રોતૃમંડળને સ્તબ્ધ કરી પ્રભાવતી, વિમળા અને ભીમા એક સ્વરે ગાવા લાગ્યાં:—

" હાક પડી વીરનર જાગજોરે, સજી શસ્ત્ર હાથયાર,

ખડો બખ્તરિયા બ્હાર, રણનાં રણશિંગડાં વાગીયાં-હાક.
ઢોલ ત્રંબાળુ ગડગડયાં રે, કરે શરણાઈઓ શોર, (૨)
પઠા ઝાટકે વીર આવીઆ. થયો સિન્ધુનો શોર-રણનાં.
ઝુઝે છે શૂર મહાજંગમાં રે, ખેલે ખાંડાના ખેલ, (૨)
ધરણીના છેડા ધમકાવતા, લોહી તણી રેલછેલ—રણનાં.
તારોરા તડામાર તોપના રે ઝીલે ક્ષત્રિના તન,
જય જન્મભૂમિ માટ સ્વર્ગમાં, કરી જોધા જગન. રણનાં.
યોદ્ધા ક્ષત્રિય બંધુઓરે, કરી કેશરિયાં અંગ (૨)
ધડે લડે લઈ શીશ હાથમાં, જેણે રાખ્યા છે રંગ—રણનાં.

આ સંગીત સાંભળવામાં આવતાંજ શ્રોતૃમંડળના પ્રાણમાં એક નવીન આશા, અને એક સજીવ ઉત્સાહ ઉત્પન્ન થયો. અલ્પકાળમાંજ પુનઃ સર્વત્ર શાન્તિનો વિસ્તાર થયો.

પછીથી રાણીએ કહ્યું-" જાઓ ભીમસિંહ! જાઓ તમે એક-લાજ અમારા ગૌરવનું રક્ષણ કરી શકો તેમ છો. માતા ભવાની તમારી મનોકામના પૂર્ણ કરશે. "

રાજા, રાણી તથા કહ્લન મહારાજને પ્રણામ કરીને, ભીમાના તરફ પ્રેમાર્દ્ર દૃષ્ટિપાત્ કરી ભીમસિંહ જવા લાગ્યો. આ સમયે કહ્લન મહારાજે પ્રભાવતી તથા મંજુલને બોલાવીને કહ્યુ:-"જાઓ-તમે બન્ને પણ જાઓ-કાર્ય પૂર્ણ થાય એટલે તમે બન્ને પાછાં આવજો આવજો."

રાજા, રાણી ભીમા કહ્લન વગેરે સૌને પ્રણામ કરીને, ધીમે ધીમે ભીમાની પાસેથી વિદાય લઇને, પ્રભાવતીને સાથે લઇ મંજુલ ભીમસિંહનું અનુગમન કરવા લાગ્યો. કોઇ જોઇ શકે નહિ એવી રીતે ભીમાનાં નેત્રોમાંથી બે અશ્રુબિંદુઓ સરી પડયાં.

કિલ્લાની બ્હાર ભીમસિંહ, પ્રભાવતી તથા મંજુલને માટે

ઘોડાઓ તૈયાર રાખવામાં આવ્યા હતા. સૈન્ય પણ ત્યાં ઉભું રહીને સેનાપતિની રાહ જોતું હતું. ભીમસિંહ ત્યાં જઇ પહોંચ્યો એટલે સૈનિકોએ "જય સેનાપતિ ભીમસિંહનો જય" એવી વિજયગર્જનાઓ કરી આકાશને ગજવી મૂક્યું. આ વિજયગર્જના સાંભળી મંજુલ આનંદિત થયો.

ભીમસિંહ, મંજુલ અને પ્રભાવતી ઘોડેસ્વાર થયાં અને સૈન્યસહ ભિટનકોટ બંદર તરફ જવા લાગ્યાં. ભવાનીના પહાડ ઉપર ઉભાં રહીને રાજારાણીએ તથા ભીમાએ જ્યાં સુધી તેઓ દૃષ્ટિમર્યાદાની દૂર થાય ત્યાં સુધી તેમનું દર્શન કર્યા કર્યું. કોણ જાણે કે શાથી આ સમયે કહ્લન મહારાજનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું; છતાં તેમણે તરતજ આત્મસંવરણ કર્યું. પોતાનો આંતર્ભાવ તેમણે કોઇને જણાવા દીધો નાહ.

થોડા સમય પછી રાજાએ કહ્લન મહારાજ પાસે જઇને કહ્યું:-"પિતા ! મ્હારું મન ઘણું આનંદિત બની ગયું છે. પ્રભુ ! આપની કૃપાથી આ સમયે અમારો અવશ્ય વિજય થશે."

રાણી કમળાવતી બોલી ઉઠી:-"જય પરાજય ભવાનીના હાથમાં છે હવે હું જય પરાજયની ચિંતા કરતી નથી. રણઘેલા રજપૂતો શિયાળ કૂતરાંની માફક યવનોને સ્વાધીન થશે એવો મ્હા.ા અંતરમાં વ્હેમ હતો; પરંતુ મહાપ્રભુની ઉત્તેજનાથી—ઉત્સાહ વચનોથી સઘળા અજમેરવાસીઓ વીરપુરુષોની માફક યુદ્ધ કરવાને ગયા છે. જો તેઓ કદાચ મરશે તો વીરની માફક રણસંગ્રામમાંજ મરશે—તેથીજ આજે મ્હને અપાર આનંદ ઉપજ્યો છે. ભીમા ! તું ઘણી સૌભાગ્યવતી થા. ત્હારા પતિજ સમગ્ર રાજ્યસ્થાનનું ગૌરવ છે!"

ભીમાએ મસ્તક નમાવી નમ્ર કંઠે ઉત્તર આપ્યો—"મ્હારા

પતિ સ્વદેશ પ્રત્યે તેમનું જે કર્ત્તવ્ય છે તેજ માત્ર કરે છે!"

ભીમાના મસ્તક પર હાથ મૂકીને મહાત્મા કહલને કહ્યું:—"ભીમા! તું આવા વીર પતિની પત્ની છે! તું ત્હારા પતિનું મુખ ઉજવળ કર ભવાની ના કરે ને કદાચ યુદ્ધમાં ભીમસિંહનું કાંઇ અમંગળ થાય તો તું એનો બદલો લેજે—તથા જગતને એવું જણાવજે કે, તું યોગ્ય સ્વામીની યોગ્ય સ્ત્રી છે!"

રાણીએ કહ્યું:—"ભીમા! હજી આપણે અનેક કાર્યો કરવાનાં છે. સ્વરાજ્યમાં ઘેર ઘેર ફરીને આપણે પ્રત્યેક્ રજપૂતાણીને યુદ્ધને માટે આમંત્રણ કરવાનું છે તથા તેમને ઉત્તેજિત કરવાની છે. તેમને તેમનું કર્ત્તવ્ય આપણે વિના વિલંબેજ શિખવવું જોઇએ. રાજસ્થાનને વીરશૂન્ય કરવાનીજ કદાચ ભવાનીની ઇચ્છા હશે તો આપણે વીર રજપૂતોનું સ્થાન પૂર્ણ કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરીશું.—'**સતીઓનું શૂરાતન**' કેવું હોય છે તે જગતને બતાવીશું."

ભીમાએ કહ્યું:—"માતાજી! તમારી ઇચ્છા કિંવા આજ્ઞાનુસાર કાર્ય કરવાને હું તૈયાર છું તમે દેવી છો—રાજસ્થાનમાં આદર્શ રમણી છો. તમારી આજ્ઞાનું ઉલ્લંઘન સ્વરાજયની એક પણ સ્ત્રી નહિ કરે. શિયાળ તેમજ કૂતરાંની માફક મરવાની ઇચ્છા કોઇની પણ ન હોય. જ્યાં સુધી રાજસ્થાનની એક પણ સ્ત્રી જીવતી હશે ત્યાં સુધી યવનો આપણી જન્મભૂમિને સ્વાધીન કરી શકશે નહિ."

રાજાના મુખમંડળ તરફ જોઇને રાણીએ કહ્યું:—"મહારાજ! અજમેરને સુરક્ષિત કરો. વિશેષ પ્રમાણમાં ખોરાકી મંગાવીને રાજ્યના ભંડારમાં ભરી રખાવો. શત્રુઓ અજમેર સુધી નહિ આવે એમ શા ઉપરથી કહી શકાય! જો કદાચ તેઓ અહિં આવે તો તેમને કોઇ પણ રીતે કિલ્લામાં પ્રવેશ કરવા દેવો જોઇએ નહિ. જ્યાં સુધી શ-

ત્રુઓ અજમેરનો ત્યાગ નહિ કરી જાય ત્યાં સુધી કિલ્લાનો દરવાજો બંધ રાખવામાં આવશે."

અજયપાલે કહ્યું:—"રાણિ! જય પરાજયનો તે પહેલાંજ નિર્ણય થઇ જશે."

દઢતાથી રાણી કમળાવતીએ કહ્યું:—"એ બાબતનો ભલે નિર્ણય થાય; પણ જ્યાં સુધી આપની આ દાસીના દેહમાં જીવ હશે ત્યાં સુધી યવનો અજમેરને સ્વાધીન નહિ કરી શકે એમ ખાત્રીપૂર્વક સમજજો."

પછીથી કહ્લન મહાત્માને પ્રણામ કરી રાજા, રાણી અને ભીમા ત્યાંથી ચાલી ગયાં.

ઉદાસદષ્ટિથી ભવાની તરફ જોઇને કહ્લન મહારાજ પોતાના મન સાથે કહેવા લાગ્યા:—"માતા ભવાનિ! આટલું આટલું કર્યાં છતાં તું પ્રસન્ન કેમ નથી જણાવી? ભક્ત અજયપાલે ત્હારો એવો તે શો મહાન્ અપરાધ કર્યો છે કે તું આટલી બધી ક્રૂર અને નિષ્ઠુર થઇ છે? રાજસ્થાનનો નાશ થાય—અજમેર શ્મશાન બની જાય, પોતાના વંશની સાથે અજયપાલનો જીવ જાય તેથી મ્હને શું છે, એમ તું વિચારે છે? નિષ્ઠુર ભવાની! પિતાના યજ્ઞમાં પતિની નિન્દા સાંભળીને ત્હેં ત્હારા પ્રાણનો ત્યાગ શા માટે કર્યો હતો? તું તો દેવી છે. પ્રાણી માત્ર ઉપર ત્હારી સમાનદષ્ટિ હોવી જોઇએ; છતાં ત્હેં એમ શા માટે કર્યું હતું? હું તો મનુષ્ય છું. અસ્થિમજ્જા તથા રક્તમાંસથી ભરેલો મ્હારો દેહ છે. જે ત્હારાથી ન બની શક્યું તે હું કેવી રીતે કરી શકું? વળી ત્હેંજ શિખવ્યું હતું કે, જન્મભૂમિનું કાર્ય એ ત્હારુંજ કાર્ય છે. મ્હેં મ્હારાથી બની શકે તેટલા સૌને ઉત્તેજિત કર્યા છે. હવે પરિણામ ત્હારા હાથમાં છે—તું ઇચ્છામાં

આવે એવું પરિણામ લાવી શકે તેમ છે.” આમ કહીને કહુલન મહારાજે મંદિરનાં દ્વાર બંધ કર્યાં.

## પ્રકરણ ૧૮ મું.

### રજપૂતોની છાવણી.

“ ગયું શું શૌર્ય ભારતનું, ગુલામો શું થવા માગો ?
સ્મરીને કીર્ત્તિ પૂર્વજની, તમે સૌ ઉંઘતા જાગો;
પરાધિનતાની પીડાને, સ્વીકારો ના તમે વીરા,
ઝૂઝીને વીર દુશ્મનથી, કરો શુત્રુ તણા ચીરા. ”

યવન સૈનિકોનાં યુદ્ધનાં વહાણોએ મિટનકોટ બંદરની સ્હામે આવીને લંગર નાખ્યું હતું. કિનારા ઉપર રાજસ્થાનના સુસજ્જિત સૈનિકો શાન્તિથી નિદ્રાધીન થઇ ગયા હતા. પંદર વીસ સૈનિકો ફરતી પહેરો ભરતા હતા. તેઓ યવન વહાણોની હિલચાલ તરફ પૂરતું લક્ષ્ય રાખતા હતા.

કિનારાથી થોડે દૂર સેનાપતિ ભીમસિંહનો તંબૂ ઠોકવામાં આવ્યો હતો. ત્યાંથી થોડે દૂર બંદરાધ્યક્ષ વીરસિંહનો સુદૃઢ મહેલ આવેલો હતો. એ મહેલની આસપાસ મજબુત દિવાલ હતી. બંદર ઉપર એક પણ દુર્ગ બંધાવેલો નહોતો.

પ્રભાતકાળેજ યુદ્ધ થવાની આશંકા હતી; તેથી લગભગ મધ્યરાત્રિ સુધી ફરીને સેનાપતિ ભીમસિંહે પોતાના સૈનિકોને એકત્ર કરી યોગ્ય સલાહ તેમજ ઉપદેશ આપ્યો હતો. આ કાર્યથી નિવૃત્ત થયા પછી તે જ્યારે પોતાના તંબૂમાં જઇ પહોંચ્યો ત્યારે મંજુલ જાગતો બેસી રહ્યો હતો. ભૈરવે મંજુલનો બરડો થાબડીને કહ્યું:–“ મંજુલ !

મ્હારે માટે તું જાગતો બેસી રહ્યો છે!"

મંજુલ એકાગ્રદૃષ્ટિથી સેનાપતિ ભીમાસિંહના મુખમંડળ તરફ જોઇ રહ્યો. તેણે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ.

ભોજન કરી રહ્યા પછી ભીમસિંહ આવીને તંબૂના દ્વાર પાસેજ બેઠો. મંજુલ પણ આવીને તેની પાછળ ઉભો રહ્યો. ભીમસિંહે મંજુલને પોતાની પાસે ખેંચીને તેને સ્નેહાલિંગન કરી તેના મસ્તક ઉપર હસ્ત ફેરવ્યો. જ્યારે જ્યારે ભીમસિંહ મંજુલને જોતો હતો ત્યારે ત્યારે તેની તેને આલિંગન કરવાની ઇચ્છા થતી હતી. આમ થવાનું શું કારણ હતું તે અમે જણાવી શકતા નથી.

ભીમસિંહે મંજુલને સ્નેહાલિંગન કરીને કહ્યું:–"મંજુલ! જો કદાચ અહિં મ્હારું મૃત્યુ થાય તો તું પાછો અન્ય કોઇ સ્થળે નહિ જતાં અજમેર ચાલ્યો જજે. તું અહિંથી નિર્વિઘ્ને પલાયન કરી શકે એવી વ્યવસ્થા પ્રથમથીજ હું બંદરાધ્યક્ષને કહીને કરી રાખીશ. આ તંબૂની પાછળ ત્હારે માટે એક ઘોડો રહેશે. યવનોને કિનારા તરફ આવતા જુએ કે તરતજ તું ઘોડેસ્વાર થઇ અહિંથી અજમેર તરફ પલાયન કરી જજે; પાછું ફરીને જોઇશ પણ નહિ. અજમેર જઇ તું ભીમાને મ્હારું અપૂર્ણ કાર્ય પૂર્ણ કરીને મરવાનું કહેજે."

થોડા સમય સુધી ભીમસિંહના મુખ તરફ જોઇ રહ્યા પછી બાળક મંજુલ હસી પડયો. અંતે તેણે કહ્યું:–"સેનાપતિ મહાશય! સ્વદેશને માટે આપ આપના પ્રાણનો ત્યાગ કરી શકશો અને હું તેમ નહિ કરી શકું કે? શું મ્હને તમે નામર્દ સમજો છો? મૃત્યુનો ભય મનુષ્યે શા માટે રાખવો જોઇએ? જીવ માત્રને એક દિવસે મૃત્યુને આધીન થવાનું છે; પછી બે દિવસ મોડા યા વ્હેલા મૃત્યુને આલિંગન કરવામાં શી હરકત છે? આપ મૃત્યુ પામો અને હું પલાયન

કરી જઉં ? ના ના–મ્હારાથી કદિ તેમ નહિ બને !"

મંજુલનાં દઢતાસૂચક વચનો સાંભળી ભીમસિંહ સ્તબ્ધ બની ગયેલો હતો. મંજુલનો ઉદ્દેશ ફેરવવાના હેતુથી તેણે કહ્યું:–" ગાંડા ! મૃત્યુને તું રમતની વસ્તુ સમજે છે ? કાળના કરાળ ભયથી કોનાં કાળજાં નથી કંપી ઉઠયા ?

હો દેવ કે માનવ ભલે, સૌ કાળથી કંપી ઉઠે,
ઉડી જાય છે જીવ પલકમાં, યમદેવનું અંતર રુઠે;
રામ જેવા દેવપુરુષો, સ્થાયી જગમાં ના રહ્યા,
કૌરવ કહો કે પાંડવો સૌ પૃથ્વમાંથી ગૂમ થયા.

મંજુલ:–વીરપુરુષો કાળથી ના કોઈ દિન ગભરાય છે,
આવવું ને જવું એ તો આ જગતનો ન્યાય છે
નિજદેશની સેવા ચુકી જે જીવ બચાવા ચ્હાય છે
ધિક્કાર એવા જીવનને જે માતૃદ્રોહી થાય છે !

ભીમસિંહ મંજુલ ! સમજ, વિચાર કરી જો. દુરાગ્રહ ન કર. કદાચ યવનો તને પકડી જશે તો ત્હારી કેવી દુર્દશા થશે તેનો વિચાર કર.

મંજુલ:—જનની જન્મભૂમિને માટે મ્હારી કદાચ દુર્દશા થશે તો તેની મ્હને ચિંતા નથી.

મંજુલની દઢતા જોઇ ભીમસિંહ નિરુપાયે શાન્ત રહ્યો. મંજુલના મુખમંડળ ઉપર તે અપાર દઢતાનું દર્શન કરી શકયો. પછીથી તેણે એમ વિચાર્યું કે:—" જગતમાં મંજુલનું કોઇ સગુંવ્હાલું નહિ હોવાથી તેને પોતાના જીવન ઉપર માયા નથી. બાલ્યાવસ્થામાંજ મંજુલના અંતરમાં ઉદાસિનતા અને વૈરાગ્યભાવ ઉપજયો છે. " આથી તેણે કહ્યું:—" મંજુલ ! તું જીવતો રહીશ તો પુનઃ સંસારમાં

સુખ મેળવી શકીશ. મ્હારું કહ્યું માની, પલાયન કરી જઇને તું ત્હારો જીવ બચાવજે. જો મૂર્ખતાથી તું યવનોના પંઝામાં ફસાઇ પડીશ તો ત્હારી દુર્ગતિનો પાર રહેશે નહિ."

મંજુલે દૃઢતાસૂચક સ્વરે ઉત્તર આપ્યો:–"સુખદુ:ખ એ માત્ર મનનુંજ કારણુ છે. આપ મ્હને ગમે એટલું કહેશો તો પણ મ્હારો નિશ્ચય ફરનાર નથી—મૃત્યુથી હું ડરનાર નથી. જુઓ, રાત્રિ વીતી જવા આવી છે. પ્રભાતકાળેજ પાછું આપને જાગ્રત થવું પડશે. હવે આપ સૂઇ રહેવા ચાલો."

અત્યાર સુધી વીર ભીમસિંહ યુદ્ધની વાત ભૂલી ગયો હતો. મંજુલનાં આ વચનોથી એ વાત તેને યાદ આવી. ધીમે ધીમે ઉઠીને તે સૂઇ રહેવા ચાલ્યો ગયો. મંજુલ પણ પોતાના ઠેકાણે જઇને સૂઇ ગયો. ઘણા સમય સુધી શય્યામાં આળોટયા છતાં તેને નિદ્રા આવી નહિ. ધીમેથી ઉઠીને તે તંબૂમાંથી બ્હાર નીકળ્યો.

ચંદ્રદેવ અસ્ત થવાની તૈયારીમાં હતા. યવન સૈન્યનાં વ્હાણો શાન્ત તેમજ સ્થિર હતાં. વીર રજપૂત સૈનિકો પણ યુદ્ધની વાતને ભૂલી જઇ અપાર શાન્તિથી નિદ્રા સુખ અનુભવતા હતા. પહેરેગીરોના કવચિત્ થતા ખડખડાટથી રાત્રિની શાન્તિનો સહજ ભંગ થતો હતો. તંબૂની બ્હાર આવતાંજ મંજુલના અંતરમાં પણ જાણે કે અપાર શાન્તિ થઇ. તે સ્વગત બોલી ઉઠયો:—"વાહ! ચોતરફ કેવી અપૂર્વ શાન્તિનો વિસ્તાર થઇ રહેલો છે. સાગર શાન્ત છે, જળતરંગો શાન્ત છે, આકાશ સ્તબ્ધ છે, યુદ્ધનાં વ્હાણો પણ સ્થિર છે! અરેરે! ચિરકાળ સુધી આવી શાન્તિ કાયમ કેમ નથી રહેતી ?!"

બરાબર આ સમયે પ્રભાવતીને સાથે લઇને યોદ્ધાના વેષમાં બંદરાધ્યક્ષ વીરસિંહ મંજુલની પાસે આવી પહોંચ્યો. વીરસિંહે સેનાપતિ

ભીમસિંહના તંબૂમાં પ્રવેશ કર્યો. પ્રભાવતી મંજુલની સાથે વાતચિત કરવા લાગી. પ્રભાવતીએ પૂછ્યુંઃ-"મંજુલ ! તું શું જુએ છે?"

ઉત્તર નહિ આપતાં મંજુલે ઉલટો પ્રભાવતીને પ્રશ્ન કર્યો:-"તમે શું હવે અહિંથી ચાલ્યાં જાઓ છો?"

"હા--" બંદરાધ્યક્ષથી વીરસિંહની પત્ની ચપળા તથા તેનાં સંતાનો તૈયાર થઇ ગયાં છે. સેનાપતિની મુલાકાત લઇ, તેમની સાથે હું અજમેર ચાલી જઇશ. તું પણ મ્હારી સાથે ચાલને મંજુલ!"

"રાજનન્દિનિ! હું તમારી સાથે આવી શકીશ નહિ."

"કારણ?"

"હું પ્રેમમાં પડયો છું."

પ્રભાવતી એ હસીને કહ્યું:--"ત્યારે તો તું આ સમુદ્રમાં ડૂબી જઇ ત્હારા પ્રેમયજ્ઞની પૂર્ણાહુતિ કર."

આ સમયે ભીમસિંહ અને વીરસિંહ પણ તંબૂમાંથી બ્હાર આવ્યા. મંજુલ તરફ આંગળી કરીને ભીમસિંહે કહ્યું:--"આ બાળકને સાથે લાવી હું મ્હોટી ઉપાધિમાં પડયો છું! મંજુલ! હજી પણ મ્હારું કહ્યું માનીને અજમેર પાછો ચાલ્યો જા."

વીરસિંહે ભીમસિંહના મતને સંમત થઇને કહ્યુંઃ-"મંજુલ! સેનાપતિ વ્યાજબી કહે છે. તું રાજકુમારીની સાથે અજમેર પાછો ચાલ્યો જા.

મસ્તક હલાવીને દૃઢતાથી મંજુલે કહ્યું:—"શું તમે સ્વદેશની આવીજ ચિંતા રાખો છો કે? ખુલ્લી સમશેરો લઇ યવનો યુદ્ધ કરવાને આવી પહોંચ્યા છે. સ્વદેશની સ્વાધીનતાનો નાશ થવાનો સમય પાસે આવી પહોંચ્યો છે આવા સમયે મ્હારા જેવા એક સામાન્ય બાળકના જીવનભયથી અસ્થિર બની જવું આપને માટે ઉચિત છે કે? શું મ્હારા જીવને તમે એટલો બધો મૂલ્યવાન્ સમજો

છો ? આ જુઓ, વ્હાણો ધીમે ધીમે આ તરફ આવવા લાગ્યાં છે. આ સમયે આપે આપનું જીવન બચાવવાની તથા સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરવાની જ ચિંતા રાખવી જોઇએ."

આમ કહીને મંજુલે પોતાનું મુખ બીજી દિશા તરફ ફેરવ્યું. ભીમસિંહ અને વીરસિંહે જોયું તો યવનોનાં વ્હાણો કિનારા તરફ આવતાં તેમને જણાયાં. તેઓ બન્ને સમજી ગયા કે હવે થોડા સમયમાંજ યુદ્ધનો આરંભ થશે. તેથી બન્ને જણા ધીમે ધીમે પોતાના સૈન્યમંડળમાં જઇ પહોંચ્યા. ભીમસિંહે શંખનો અવાજ કર્યો. સઘળા સૈનિકો પોતાનાં હથિયારો લઇ ઉભા થઇ ગયા અને સેનાપતિની આજ્ઞા સાંભળવાને આતુર બની ગયા.

પોતાના સૈનિકોને ઉદ્દેશી ભીમસિંહે ગંભીર સ્વરે કહ્યું:—

"વીરબંધુઓ! યવનો હવે આ તરફ આવતા જણાય છે. હવે તમે તમારા પૂર્વજોની વીરકીર્તિનું સ્મરણ કરી, જીવનની માયામમતનો ત્યાગ કરી યુદ્ધ કરજો. શત્રુઓને રાજસ્થાનની પવિત્ર ભૂમિ ઉપર પગ પણ મૂકવા દેશો નહિ. આ યુદ્ધ ઉપર આપણા માત્ર રાજસ્થાનનીજ નહિ; પરંતુ સમસ્ત હિન્દુસ્તાનની સ્વાધીનતાનો આધાર છે. જો આજે કદાચ યવનો સ્વરાજ્ય ઉપર જય મેળવી શકશે તો આપણી સ્વાધીનતાનું ક્ષત્રિયાણીઓની મર્યાદાનું તથા આપણા ધર્મનું રક્ષણ થશે નહિ. માટે સ્વદેશને માટે પ્રાણ આપજો; પણ શત્રુઓને પરાજિત કરજો. સ્વદેશને માટે પ્રાણ ત્યાગવાથી આપણે સૌ સ્વર્ગમાં સ્થાન મેળવી શકીશું. આપણી કીર્તિ અનંતકાળ સુધી કાયમ રહેશે. આપણાં સંતાનો પણ આપણા વીરત્વનું સ્મરણ કરી આપણા જેવાંજ વીર કાર્યો કરશે. તમે સૌ તમારા અંતરમાં એવી દૃઢ પ્રતિજ્ઞા કરો કે.

" પ્રાણ જાય તો જાય આ રક્ષું ક્ષત્રિય વંશ:
રણક્ષેત્રમાં ભીષ્મ થઈ કરૂં શત્રુનો ધ્વંસ"

આ સમયે સઘળા બહાદુર રજપૂત સૈનિકો બોલી ઉઠયા:—" કબૂલ છે—કબૂલ છે. રાજસ્થાનને માટે અમારો પ્રાણ પણ કબૂલ છે. રજપૂતો કદિ મૃત્યુથી ડરતા નથી."

ભીમસિંહે કહ્યું:—"ત્યારે સૌ બોલો 'મહારાણા અજયપાલનો જય "—" દેવી ભવાનીનો જય." એક સાથે સઘળા રજપૂતોએ રાજા અજયપાલનો અને માતા ભવાનીનો જય જયકાર કરી દિશાઓને ધ્રૂજાવી દીધી. યવન સૈનિકો પણ " અલ્લા હો અકબર " નો અવાજ કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૯ મું.

### સ્વદેશભક્તિની પરીક્ષા.

"મુસિબતકે ડર, રંજકો હૌલસે,
બહાદર બદલતે નહીં કૌલસે !
ખુદા લે કે તું લે યહ જાન એક હય,
મગર બાત એક ઓર જબાન એક હય"

આજે બે દિવસથી ભીષણ યુદ્ધ ચાલતું હતું. અદ્યાપિ જય પરાજયનો કશો નિર્ણય થયો નહોતો. અસંખ્ય રજપૂત સૈનિકો યુદ્ધમાં માર્યા ગયા હતા; છતાં યવનો રાજસ્થાનના કિનારા ઉપર પગ મૂકી શકયા નહોતા. ઉભય પક્ષ તરફથી તીરોની વૃષ્ટિ થયા કરતી હતી. એ તીરોના આઘાતથી અસંખ્ય સૈનિકોનો જીવ જતો હતો. રજપૂતો ઘણી બહાદુરીથી યુદ્ધ કરતા હતા; પરંતુ યવન સૈનિકોની

સંખ્યા તેમના કરતાં ઘણી વધારે હતી; તેથી તેઓ કોઇ પણ રીતે યવનોનો પરાજય કરી શકતા નહોતા.

બીજે દિવસે સંધ્યાકાળે યુદ્ધ બંધ પડયું. ઘાયલ થયેલા સૈનિકોની સેવાશુશ્રુષા થવા લાગી. મરી ગયેલા સૈનિકોના દેહનો સત્કાર થવા લાગ્યો.

આ બે દિવસના યુદ્ધને અંતે યવન સેનાધિપતિ મહમ્મદના અંતરમાં પણ ભયે પ્રવેશ કર્યો હતો. અજમેર રાજ્યને સ્વાધીન કરવાનું કાર્ય પૂર્વે તેણે જેટલું સહેલું વિચાર્યું હતું તેટલુંજ હવે વિશેષ કઠિન જણાયું. આથી તેણે પોતાના સહાયકર્ત્તા સરદાર રહિમખાનને મસલત ચલાવવા માટે પોતાની પાસે બોલાવ્યો.

રહિમખાન આવી પહોંચ્યો. તે ઘણો બળવાન્ અને શરીરે હૃષ્ટ-પુષ્ટ માણુસ હતો. તેની ઉમ્મર લગભગ ચાળીસ વર્ષની હતી. તેનાં નેત્રો ન્હાનાં પણ લાલચોળ હતાં. વારંવાર તે પોતાનો જમણો હાથ દાઢીમાંજ ઘાલી રાખતો હતો. વક્રદૃષ્ટિથી જોઇ રહીને વાત કરવાનો તેનો અભ્યાસ હતો.

મહમ્મદે કહ્યું:—" ખાનસાહેબ ! યુદ્ધની સ્થિતિ તમને કેવી લાગે છે ?"

શત્રુઓની છાવણી તરફ દૃષ્ટિપાત્ કરી રહિમખાને ઉત્તર આપ્યો:—" મ્હને તો સારી સ્થિતિ જણાતી નથી. જો એક વખત આપણે કિનારા ઉપર ઉતરી શકીએ તોજ કાંઇ નવાજુની કરી શકીએ."

મહમ્મદે હસીને કહ્યું:—એ તો ખરું છે; પણ કિનારા ઉપર ઉતરવાનું કાર્યજ ઘણી મુશ્કેલી ભર્યું છે. વીર રજપૂતો મૃત્યુનો ભય રાખ્યા સિવાય યુદ્ધ કરે છે ! કાફરો ઘણા બહાદુર છે. આવી રીતે જો આપણે આપણા સૈન્યનો વિના કારણ વિનાશ કરીશું તો

અંતે વિજય પ્રાપ્તિ અસંભવ થઇ પડશે"

થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી રહિમખાને કહ્યું:—"એક કાર્ય કરીએ તો સારું."

જીજ્ઞાસાથી મહમ્મદે પૂછ્યું:—"શું કામ વારું?"

દાઢી ખંજવાળતાં ખંજવાળતાં અલ્પકાળપર્યન્ત કાંઇ વિચાર કર્યા પછી રહિમખાને કહ્યું:-"બરાબર છે એમ કરવાનીજ જરુર છે."

વિશેષ ઉત્સુક બની જઇને મહમ્મદે પૂછ્યું:—"શું કરવાની જરુર છે તે પ્રથમ કહો તો ખરા."

રહિમખાને તીક્ષ્ણદૃષ્ટિથી સેનાધિપતિ તરફ જોઇને કહ્યું:—સંધિ કરવાનો વિચાર દર્શાવીને કાલે આપણે કિનારા ઉપર દૂતને મોકલીએ દૂતની સાથે હું પણ જઇશ."

"વારું, પછી?"

"પૂર્વે જ્યારે હું આ તરફ આવ્યો હતો ત્યારે મ્હને માલૂમ પડયું હતું કે વીરસિંહ નામનો પુરુષ આ બંદરનો અધ્યક્ષ છે. હું તેને સારી રીતે ઓળખું છું. એ માણસ ઘણો લોભી છે. સ્વાર્થસિદ્ધિ માટે તે હરેક કાર્ય કરવા તૈયાર થશે એમ હું ધારું છું."

"એટલે તમે શું કરવાને ઇચ્છો છો?"

ઘણે ધીમે સ્વરે રહિમખાને કહ્યું:—"એ માણસને આપણે આપણા હાથમાં લેવો જોઇએ અજમેર ઉપર વિજય મળતાં આપણે જો તેનેજ એ રાજ્ય અર્પણ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરીશું તો આપણે સહેલાઇથી આપણું કાર્ય પાર ઉતારી શકીશું."

મહમ્મદે નેત્રો મીંચી થોડા સમય સુધી રહિમખાનનાં આ વચનો ઉપર કાંઇ વિચાર કર્યા કર્યો. પછીથી તેણે કહ્યું:—"કાફરોના અંધકારમય દેશમાં ધર્મનો દીપક સળગાવવાને આપણે સઘળું કરી

શકીએ તેમ છીએ; જો બંદરાધ્યક્ષ વીરસિંહને આપણે સ્વાધીન કરી શકીએ તો રાજસ્થાનને આપણે સહેલાઇથી જીતી શકીશું. વીરસિંહ રાજ્યલોભથી આપણને સહાયતા કરશે એવી તમારી ચોક્કસ ખાત્રી છે ? ”

હસીને રહિમખાને કહ્યું:-“ ખાનસાહેબ ! રાજ્યલોભ જેવો લોભ જગતમાં બીજો એક પણ નથી. આપ તદ્દન બેફિકર રહો. હું પ્રથમ ભીમસિંહને ફસાવવાનો પ્રયત્ન કરીશ અને તે મ્હારું કહ્યું નહિ કબૂલ કરે તો હું સહેલાઇથી આપણી પ્રપંચજાળમાં વીરસિંહને ફસાવીશ. અંતે તેને સિંહાસનને બદલે મૃત્યુનો માર્ગ બતાવીશ. પ્રપંચની બાજી ખેલ્યા સિવાય જગતમાં વિજય મેળવી શકાતો નથી.”

મહમ્મદે કહ્યું:—“ બરાબર છે. જો લોભી વીરસિંહ રાજ્યલોભથી આપણને સહાયતા કરશે તો પછીથી જોઇ લેવાશે. અજમેરનું સિંહાસન મેળવવાનો તેનો લાભ આપણે આપણો સ્વાર્થ સધાયા પછી દૂર કરીશું અંતે તેને ધૂળજ ફકાવીશું. ”

* * * * *

પ્રભાતકાળેજ યવનોનાં વ્હાણો ઉપર સંધિની ધ્વજા ફરકવા લાગી. રજપૂત પહેરેગીરોના જાણવામાં આ પ્રકાર આવતાંજ તેમણે આ હકીકત પોતાના સેનાપતિને કહી. પોતાના તંબૂમાંથી બ્હાર નીકળીને ભીમસિંહે જોયું તો તેને પહેરેગીરોની વાર્તા સત્ય જણાઇ. યવનો સંધિ કરવાની ઇચ્છા દર્શાવે છે જાણી તે અતિ આનંદિત થયો.

સૂર્યોદય સમયે એક નૌકામાં બેસીને રહિમખાન ત્રણ સશસ્ત્ર સૈનિકોની સાથે સંધિનું કહેણુ લઇને કિનારા ઉપર ઉતર્યો. રજપૂત પહેરેગીરો રહિમખાનને સેનાપતિના તંબૂમાં લઇ ગયા. આ સમયે તંબૂમાં ભીમસિંહ અને વીરસિંહ બેઠા બેઠા વાતચિત કરતા હતા.

રહિમખાને ભીમસિંહના હાથમાં મહમ્મદનો પત્ર આપ્યો. ભીમસિંહ એ પત્ર વાંચવા લાગ્યો. રહિમખાને વીરસિંહના તરફ એક વખત અર્થસૂચક દૃષ્ટિપાત્ કર્યો. આ પ્રકાર વીરસિંહ પણ જાણી શકયો.

પત્ર વાંચી રહ્યા પછી, રહિમખાનને એક આસન ઉપર બેસવાનું કહી ભીમસિંહે કહ્યું:—" સંધિ કરવાને માટે હું કોઇ પણ રીતે નારાજ નથી; પરંતુ અજમેરાધિપતિ અજયપાલની અનુમતિ સિવાય હું આપને કશો ઉત્તર આપી શકું તેમ નથી. સંધ્યાકાળ સુધી આપ રાહ જુઓ ત્યાં સુધીમાં મહારાણા તરફથી ઉત્તર આવી પહોંચશે. "

પછીથી ભીમસિંહે ઉઠીને મહારાણા અજયપાલ ઉપર એક પત્ર લખ્યો. પછી તેણે પોતાના પત્ર સાથે યવન સેનાપતિ મહમ્મદખાનનો સંધિપત્ર એક ઘોડેસ્વારને આપી તેને અજમેર તરફ રવાના કર્યો. આ સમયે વીરસિંહ પણ સેનાપતિ ભીમસિંહના તંબૂનો ત્યાગ કરી પોતાના મકાન તરફ ચાલ્યો ગયો.

ઘણા સમય સુધી ભીમસિંહના મુખમંડળ તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહી રહિમખાને કહ્યું–" સેનાપતિસાહેબ ! આપ એમ ન સમજતા કે હું યવન છું તેથી આપનો દુશ્મન છું. આપની ઉન્નતિ થાય એવીજ મ્હારી ઇચ્છા છે, સમજ્યા. "

ભીમસિંહે અતિ આશ્ચર્ય પામીને કહ્યું:—"આપના વાકયનું તારતમ્ય હું સમજી શકતો નથી. આપ શું કહેવાને ઇચ્છો છો તે કૃપા કરીને મ્હને સ્પષ્ટતાથી સમજાવો."

રહિમખાનઃ—મ્હારી એજ ઇચ્છા છે કે આપ વિશાળ અજમેર રાજ્યના મહારાણા થાઓ–એ સંબંધીનો ઉપાય મ્હારા હાથમાંજ છે. યવનરાજ ખલિફાની સાથે મિત્રાચારી કરી જો તમે અમને

સહાયતા કરશો તો તમેજ અજમેરના સુપ્રસિદ્ધ સિંહાસનના અધિકારી થશો.

ભીમસિંહઃ–શું હું માત્ર રાજ્યલોભને માટે મ્હારા માલિકથી બેવફા થઉં ? મ્હારી જનની જન્મભૂમિની સ્વાધીનતાનો વિનાશ કરી તમારા જેવા નરપિશાચોના માલિક ખલિફાની સાથે મિત્રાચારી કરૂં ? નહિ નહિ, મ્હારી રગેરગમાં વફાદારીનું તેમજ દેશપ્રીતિનું લોહી વહે છે. તમે મ્હને માત્ર અજમેરનો તો શું પરંતુ આખી દુનિયાનો શહેનશાહ બનાવો તો પણ હું મ્હારા માલિકથી બેવફા થઇ શકું તેમ નથી. મ્હારી માતૃભૂમિને પરાધીન કરી હું રાજ્યપ્રાપ્તિની અભિલાષા રાખતો નથી.

રહિમખાનઃ—" સેનાપતિ ! લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ને તમે મ્હોં ધોવા જાઓ એ ઉચિત નથી. રાજ્યપ્રાપ્તિ માટે જગતમાં સકળ કાર્યો કરી શકાય છે. મ્હારૂં કહ્યું માનો અને આ સુયોગને નકામો ન જવા દો.

ભીમસિંહઃ—બસ કરો હું વિશેષ સાંભળવાને ઇચ્છતો નથી. વળી ધારો કે હું અધર્મનો આશ્રય લઇને રાજા થયો તો તેથી પણ મ્હારા જીવનનું શું કલ્યાણ થવાનું હતું ? રાજા કિંવા રંકને એક દિવસે મૃત્યુને આધીન થવાનું છે. પછી આ ક્ષણભંગુર સંસારમાં પાપકર્મ કરી અનેક જીવનપર્યન્ત દુઃખી શા માટે થવું જોઇએ ? જીવન એ તો કસોટી છે. જે એ કસોટીમાં પાર ઉતરે છે તેનાં સકળ દુઃખોનો નાશ થાય છે અને જે પાપકાર્યોમાં રચીપચી રહે છે. તે ભવસાગરમાં અથડાયાજ કરે છે. માટે કૃપા કરી મ્હને કાંઇ કહેશો નહિ મ્હને લાગે છે કે સંધિ કરવાનું બ્હાનું બતાવી તમે મ્હને છેતરવાને આવ્યા છો; પરંતુ ખરો ક્ષત્રિય–ખરો રજપૂત કદિ પોતાના

રાજાથી તથા પોતાની માતૃભૂમિથી બેવફા નહિજ થાય.

રહિમખાનઃ—સેનાપતિ મહાશય ! તમે ભૂલો છો. ખરા માર્ગનો ત્યાગ કરી ભાવિ જીવનને સુખી કરવું છોડી દઇ શા માટે તમે તમારો જીવ ગૂમાવવાને ઇચ્છો છો ?

ભીમસિંહઃ—દુનિયામાં ખરો અને સીધો રસ્તો માત્ર નેકીનો છે. એ રસ્તો કબ્રના દરવાજામાંથી નીકળી કયામતના મયદાનમાં થઇને સ્વર્ગના દરબારમાં પહોંચે છે. બીજા બધા રસ્તા ઠોકરો ખવડાવે છે, કાંટાઓમાં ફસાવે છે અને અન્તે નરકના ભીષણુ અંધકારમય સ્થાનમાં પહોંચાડી દે છે.

ઉલટી જમાનો જાય તો પરવાહ નથી મ્હને
દુઃખ કે સંકટ તણી ચિંતા નથી મ્હને
માર્ગ પ્યારો નેકીનો રહેશે સદાય નિગાહમાં
જો ખાક થાઉં તો ભલે નેકીની રાહમાં.

રહિમખાનઃ-વફાદારી શું છે તે હું સમજી શકતો નથી. વફાદારી ઉપર તમ શા માટે તમારો જીવ આપો છો ?

ભીમસિંહઃ--શા માટે જીવ આપું છું ? જુઓ સાંભળો, વફાદારી સ્વર્ગીય તેજ છે. વફાદારી ઇશ્વરે બનાવેલો એક કિલ્લો છે. એ કિલ્લામાં ધર્મી મનુષ્ય બેસીને અધર્મી કિંવા શયતાન શત્રુની સાથે યુદ્ધ કરી શકે છે.

રહિમખાનઃ—મ્હને લાગે છે કે તમે દીવાના બની ગયા છો !

ભીમસિંહઃ—હા હા, હું દીવાનો બની ગયો છું ખરો; પરંતુ નીચ, અધર્મી, શયતાન નિમકહરામ યા તો બેવફા બની ગયો નથી.

રહિમખાનઃ—સાંભળ ભીમસિંહ ! સિંહની સાથે બાથ ભીડી તું સાર નહિ કાઢે. મ્હારી આગળ તું આવા શબ્દો ક્યા સાહસથી ઉચ્ચારે છે ?

ભીમસિંહઃ—તો સાંભળ, ખલિફાની દૃષ્ટિમાં તું ભલે તેમનો સેનાપતિ હોય; પરંતુ મ્હારી દૃષ્ટિમાં તો તું દગાબાજ અને નિમકહરામ છે. તું સંધિ કરવાને આવ્યો છે કે સ્વદેશ ભક્ત વીર રજપૂતની વફાદારીની પરીક્ષા કરવાને આવ્યો છે? હું ત્હારો તેમજ ત્હારા માલિકનો બિલકુલ ભય રાખતો નથી. ભય કોને કહે છે એ વીર રજપૂતો જાણતાજ નથી.

રહિમખાનઃ-ભીમસિંહ! હું ઇમાનથી કહું છું કે તું ત્હારી હઠ છોડી દે તો.

ભીમસિંહઃ-ચૂપ! હું ત્હારા જેવા નાપાકના મુખમાંથી એક પણ શબ્દ સાંભળવાને ઇચ્છતો નથી.

રહિમખાનઃ-જો જે. હું ત્હારા પ્રાણનો નાશ કરીશ-એક ક્ષણમાંજ મ્હારી સમશેરથી ત્હારું ગળું કાપી નાખીશ.

ભીમસિંહઃ—તું તો શું પરંતુ આખા જગતના શયતાનો મળીને મ્હારા પ્રાણનો નાશ કરવાના પ્રયત્નો કરો તો પણ એ સ્વર્ગીય પ્રાણ કદિ નાશ પામવાનો નથી. અનન્તકાળ સુધી મનુષ્યનો જીવનદીપ બુઝાઇ જતો નથી.

રહિમખાનઃ—ભીમસિંહ! હું કેવો માણસ છું તેની હજી સુધી તને માહતી નથી.

ભીમસિંહઃ—મ્હને સંપૂર્ણ માહિતી છે કે, તું દગાબાજ, ખૂની, વિશ્વાસઘાતક નરપિશાચ છે. ઇશ્વરની સ્વર્ગીય સૃષ્ટિમાં તું સાક્ષાત શયતાન છે. પણ તું જાણે છે કે,

" શિયાળના ડરાવ્યાથી સિંહ તો ડરતો નથી.
ખંજર અને તલવારનો ભય લેશ હું ધરતો નથી.

સમજયો? મ્હારી જનની જન્મભૂમિ આગળ મ્હારો જીવ કાંઇ હિસાબમાં નથી.

રહિમખાનઃ—ભીમસિંહ ! બસ કર—ઝાઝી જબાન ન ચલાવ. હું સમજી શકું છું કે, ત્હારૂં ચિત્ત સ્થિર નથી. રાજવૈભવ પ્રાપ્ત કરવાની ત્હારી ઇચ્છા નથી. તું મૃત્યુનેજ ચ્હાય છે. હું જોઉં છું કે, આ પ્રસંગે તને કોણ સહાયતા કરે છે.? બ્હાર તંબૂ ઉપર પહેરો ભરતા પહેરેગીરોને મ્હેં યુક્તિથી નીશો કરાવ્યો છે. તેઓ ઘસઘસાટ ઉંઘ્યા કરે છે. માટે હજી પણ કહે કે, તું શું ઇચ્છે છે ? રાજગાદી કે મૃત્યુ ?

ભીમસિંહઃ–મૃત્યુનેજ હું ચ્હાઉં છું; પણ જો તું ખરો વીર હોય તો મ્હને હથિયાર આપ અને મ્હારી સાથે યુદ્ધ કર.

રહિમખાનઃ—નહિ નહિ. હું એવો મૂર્ખ નથી કે પિંજરમાં પૂરાયલા સિંહને મુક્ત કરૂં ? ચાલ, હું અલ્પકાળમાંજ ત્હારો જીવ લઇશ, માટે ત્હારે જેનું સ્મરણ કરવું હોય તેનું સ્મરણ કરી લે.

ભીમસિંહ સમજી ગયો કે તેની મુક્તિનો એક પણ ઉપાય નથી. નિરુપાય બની જઇને તેણે ઇષ્ટદેવતાનું સ્મરણ કરતાં કરતાં કહ્યું:—" હે પ્રભુ ! સ્વદેશ આગળ મ્હને મ્હારા શરીરની સહજ પણ પરવાહ નથી. હું મૃત્યુને પ્રસન્ન મુખે આધીન થઉં છું. માતા ભવાનિ! હવે રાજસ્થાનનું રક્ષણ માત્ર તમેજ કરી શકો તેમ છો. અંતકાળે મ્હારી તમને માત્ર એટલીજ પ્રાર્થના છે કે, મ્હારી જન્મભૂમિને તમે પરાધીનતાના બંધનમાં બાંધશો નહિ. "

આમ કહીને ભીમસિંહ ઇષ્ટદેવતાનું સ્મરણ કરતો કરતો ઘુંટણીએ પડયો અને તેણે યવન સરદાર રહિમખાનને તેનું કાર્ય પૂર્ણ કરવાને કહ્યું. હજી સુધી મંજુલ કયાં ગયો છે તેની ભીમસિંહને માહિતી નહોતી. રહિમખાને પોતાની સમશેર ઉંચી કરી અને જેવો તે ભીમસિંહના ગળા ઉપર ઘા કરવાને આગળ ધસ્યો કે તેણે એક

ભીષણ સ્વર સાંભળ્યોઃ—"શયતાન ! જો એક પણ ડગલું આગળ જઇશ તો તરતજ ત્હારો જીવ લઇશ. નિર્દોષ માણસના ગળા ઉપર તું ઘા કરવાને આગળ વધે છે, કેમ ?"

આમ કહેતી એક અપૂર્વ રૂપવતી પંદર વર્ષની બાળિકા ભીષણ મૂર્ત્તિ ધારણ કરીને ત્યાં આવી પહોંચી. બાળિકાનો મનહર અને કામીઓનાં કાળજાંને ભેદી નાખે . એવો કૃષ્ણકેશકલાપ તેની પીઠ ઉપર ઝૂલી રહ્યો હતો. તેણે એક ભગવું વસ્ત્ર પહેર્યું હતું. તેના હાથમાં ધનુષ્યબાણ હતાં. બાણને તેણે ધનુષ્યની દોરી સાથે રાખી, યવન રહિમખાન તરફ લક્ષ્ય તાકયું હતું. આ ભૈરવી જેવી બાળિકાનાં બન્ને નેત્રો અપાર ક્રોધથી લાલચોળ બની ગયાં હતાં.

બાળિકાનું આવું ભીષણ સ્વરૂપ જોઇ થોડા સમયને માટે રહિમખાન ગભરાઇ ગયો; પરંતુ પછીથી આત્મસંવરણ કરીને તેણે કહ્યું:—"બાળા ! તું કોણ છે ? મ્હારા કાર્યમાં વિઘ્નકારિણી થવા માટે તું કેમ અત્રે આવી છે ?"

બાળિકાએ ગંભીર સ્વરે કહ્યું:—"દગાબાજ પિશાચ ! સેનાપતિ ભીમસિંહ નિર્દોષ છે. તેમનો જીવ બચાવવાનેજ હું આવી છું. સત્વર ત્હારા હાથમાંની સમશેર તું નીચે મૂકી દે; નહિ તો આ તીક્ષ્ણ બાણ છોડીને હું ત્હારો જીવ લઇશ."

રહિમખાન એકદમ બાળિકાના અંગ તરફ ધસ્યો અને બાળિકા તીર છોડે તે પહેલાં તો તેણે તેને જમીનદોસ્ત કરી નાખી. પ્રિય પાઠક ! આ બાળિકા મંજુલ હતી. તેનો સઘળો ઇતિહાસ ટૂંક સમયમાંજ નિવેદન કરવામાં આવશે. સેનાપતિ ભીમસિંહ મંજુલને બાળિકાના વેષમાં પણ પિછાની શકયો હતો. મંજુલના ઉપર રહિમખાને હુમલો કર્યો એટલે તેણે રહિમખાનના અંગ ઉપર ધસીને ઘણાજ બળથી

તેના હાથમાંની સમશેર પડાવી લીધી. રહિમખાન પણ સમજી ગયો કે તે તેની બાજીમાં હાર્યો છે; તેથી તેણે મંજુલનો ત્યાગ કરી સહજ દૂર ખસી ભીમસિંહ તરફ જોઇને કહ્યું:—"બહાદુર સેનાપતિ ! અત્યાર સુધી હું આપના વીરત્વની પરીક્ષા કરતો હતો તે માટે ઉદારહૃદયથી મ્હને ક્ષમા કરો. આપ વીર રજપૂતોના સેનાપતિ તો શું; પરંતુ રાજેન્દ્ર થવાને યોગ્ય છો. આપની સ્વદેશપ્રીતિ અતુલનીય છે."

ભીમસિંહ સમજી ગયો કે, રહિમખાન ચાલાકી વાપરી છુટી જવાની ઇચ્છા રાખે છે; તેથી તેણે કહ્યું:--" નરરાક્ષસ ! તું એમ ન સમજતો કે ત્હારાં વચનો ઉપર ફરીથી વિશ્વાસ રાખીને હું ત્હારી પ્રપંચજાળમાં ફસાઇશ. હવે તું મ્હારો કેદી છે; છતાં જ્યાં સુધી તું વિશેષ કાંઇ ખટપટ નહિ કરે ત્યાં સુધી હું ત્હારૂં મૃત્યુ નિપજાવીશ નહિ. રજપૂતો પોતાના શત્રુઓને પણ જીવનદાન આપે છે, સમજ્યો ?"

રહિમખાન પોતાની યુક્તિમાં નાસિપાસ થઇ ભાવિ ભયના વિચારો કરતો એક ખુણામાં બેસી રહ્યો. ભીમસિંહે મંજુલને ઉદ્દેશીને કહ્યું:--" મંજુલ ! જીવનાધિક ! આજનો ત્હારો મ્હારા ઉપરનો મહાન્ ઉપકાર હું કદાપિ ભૂલી જઇશ નહિ. જો કટાકટીના પ્રસંગે તું મ્હને સહાયતા કરવા ન આવી પહોંચ્યો હોત તો આ નરપિશાચને હાથે મ્હારો જીવ જાત—સુવર્ણભૂમિ રાજસ્થાન યવનોના ચરણસ્પર્શથી કલંકિત થાત. વારું મંજુલ ! આજે તું બાળકના વેષને બદલે બાળિકાના વેષમાં અત્રે કેમ ઉપસ્થિત થયો છે તે મ્હને જણાવીશ કે ? ત્હારા ચરિત્રના વિચિત્ર રહસ્યને હું અનેક વિચારો કરું છું તો પણ સમજી શકતો નથી. આજે તું મ્હને ત્હારો સંપૂર્ણ પરિચય આપીશ કે ?"

મંજુલે નમ્રસ્વરે કહ્યું:—"સેનાપતિ મહાશય! આપ મ્હારા માલિક છો. એક ગુલામ તરીકે મ્હેં મ્હારૂં કર્ત્તવ્ય બજાવ્યું છે. એ કર્ત્તવ્યને આપ ઉપકાર સમજશો નહિ. વળી આપ કહો છો તે પ્રમાણે મ્હારું ચરિત્ર રહસ્યમય છે એ નિસ્સંદેહ છે. હું મ્હારો સંપૂર્ણ પરિચય આપને આપવાને તૈયાર છું; પરંતુ તે પૂર્વે આ દુષ્ટ યવનને આપ અહિંથી યથાસ્થાને મોકલી દ્યો. પછીથી આપણે શાન્તિથી સઘળી વાતચિત કરીશું."

તરતજ ભીમસિંહની આજ્ઞાથી મંજુલ પાંચ સશસ્ત્ર રજપૂત પહેરેગીરોને બોલાવી લાવ્યો. પહેરેગીરો આવી પહોંચ્યા એટલે તેમને ઉદ્દેશીને ભીમસિંહે કહ્યું:—"આ યવન સેનાપતિને તમે પૂરતી દેખરેખથી કેદ કરી રાખો. જો તે કોઇ પણ રીતે પલાયન કરી જશે તો તમારે ઘણી કઠોર શિક્ષા સહન કરવી પડશે એ લક્ષ્યમાં રાખજો."

"જેવી પ્રભુની આજ્ઞા. આપ એ માટે તદ્દન નિશ્ચિંત રહેજો." આમ કહી પહેરેગીરો યવન સેનાપતિ રહિમખાનને સાથે લઇ ભીમસિંહના તંબુની બ્હાર નીકળી પડયા. હવે તંબૂમાં માત્ર મંજુલ અને ભીમસિંહજ રહ્યા.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### રહસ્ય-સ્ફોટ.

સ્હવારના નવ વાગ્યાનો સમય હતો. સર્વત્ર સૂર્યપ્રકાશનો વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો. રજપૂત તેમજ યવન સૈનિકો પોતાની રસોઇ બનાવવાના કાર્યમાં ગુંથાયલા હતા. યવન સેનાપતિ મહમ્મદ પોતાની નૌકામાં બેઠો બેઠો રહિમખાનની રાહ જોઇ

રહ્યો હતો અને રહિમખાન અદ્યાપિપર્યન્ત પાછો ફરેલો નહિ હો· વાથી તે પોતાના મનમાં ને મનમાં વિવિધ પ્રકારના તર્કવિતર્કો કરતો હતો.

ઘણા સમય સુધી મંજુલ તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહીને ભીમસિંહે કહ્યું:—"મંજુલ ! જીવનાધિક ! કેટલીક વખતે મ્હારા અંતરમાં એવો વિચાર ઉપજતો હતો કે, તું પુરુષ નહિ પરંતુ સ્ત્રી જાત છે; પરંતુ પુનઃ ત્હારૂં અપાર શૌર્ય જોવામાં આવતાં મ્હારો એ વિચાર બદલાઇ જતો હતો. છતાં હજી પણ ત્હારે માટે હું કોઇ પણ પ્રકારનો નિશ્ચય કરી શકયો નથી. આજે તું મ્હને ત્હારી સઘળી હકીકત કહી સંભળાવ."

મંજુલે કહ્યું:—"સેનાપતિ મહાશય ! જો કે જીવનપર્યંત હું મ્હારા જીવનના ભેદથી આપને વાકિફ કરી દુઃખિત બનાવવાની ઇ- ચ્છા રાખતો નહોતો; પરંતુ આપ જ્યારે મ્હને અત્યાગ્રહ કરો છો ત્યારે સઘળી સત્ય હકીકત આપને નિવેદન કરવામાં મ્હને કશી અડ- ચણ નથી. જુઓ, આપજ મ્હારા હૃદય-સર્વસ્વ, આલોક અને પરલો- કના દેવતા, નેત્રોના તારા અને હૃદયની શાન્તિ છો ! લક્ષ્મણસિંહ નામનો આપનો એક નોકર હતો એ આપ જાણો છો કે ? એની એક છો- કરી હતી. તેના ઉપર તમે અપાર પ્રેમ રાખતા હતા. એ સઘળી હકીકત આપના સ્મરણમાં છે કે ?"

ભીમસિંહ કાંઇ બોલ્યો નહિ. તે એકાગ્ર દૃષ્ટિથી મંજુલ તરફ જોઇ રહ્યો. ધીમે ધીમે તેનું અંતર નૂતન આનંદથી જાણે કે નૃત્ય કરતું હતું.

પ્રથમના જેવા નમ્ર અને કોમળ કંઠે મંજુલ કહેવા લાગ્યો:- "એ છોકરીનું નામ સાવિત્રી હતું અને હુંજ એ હતભાગિની સા·

વિત્રી છું. તમે મ્હારા ઉપર સ્નેહ કરીને મ્હને ઉન્મત્ત બનાવી દીધી હતી. જેમ જેમ હું ઉમ્મર લાયક થવા લાગી-જ્યારે હું ચોદ વર્ષની ઉમ્મરની થઇ ત્યારે મ્હારા અંતરની અશાન્તિ-મ્હારી પ્રણુયવેદના સહસ્ત્રધા વૃદ્ધિંગત થઇ. આપને પ્રણુયપાત્ર તરીકે મેળવવાને માટે મ્હારો જીવ અસ્થિર બની ગયો. સ્વપ્નાવસ્થામાં તેમજ જાગ્રદવસ્થામાં હું આપનીજ સુંદર મૂર્તિનું દર્શન કરવા લાગી. કેટલીક વખત મ્હારા અંતરની વ્યથાની હકીકત આપને નિવેદન કરવાનો મ્હને વિચાર થતો હતો; પરંતુ અલ્પકાળમાંજ હું પાછી એ વિચારને દૂર કરતી હતી. કહ્લન મહાત્માની શક્તિ અપાર હોવાથી અંતે મ્હેં શરમ અને સંકોચનો ત્યાગ કરી સઘળી હકીકત તેમને કહી સંભળાવી. તેમની સલાહથીજ હું ગૃહત્યાગ કરી નાશી આવી અને તેમના ઉપદેશ અનુસારજ હું પુરૂષવેષમાં તમારે ત્યાં તમારો નોકર થઇને રહી."

ધીમે ધીમે ભીમસિંહે કહ્યું:—"સાવિત્રિ! જીવનાધિક! આ વાત ત્હેં મ્હને પ્રથમથીજ કેમ કહી નહિ? હમણાં તું જાણે છે કે, હું યુદ્ધ કરવાને માટે આવેલો છું. યવનોના અગણિત સૈન્ય આગળ રજપૂત સૈન્ય વિશેષ ટક્કર ઝીલી શકે એમ મ્હને લાગતું નથી. આ યુદ્ધમાં મ્હારો જીવ જવાનો પણ સંભવ છે. જો ન કરે નારાયણ ને કદાચ એમજ બનશે તો હું તને આ જીવનમાં સુખી કરી શકીશ નહિ. ત્હારા અતુલનીય પ્રેમનો યત્કિંચિત્ બદલો પણ હું વાળી શકીશ નહિ."

મંજુલનો ત્યાગ કરી હવે અમે સાવિત્રી નામનોજ ઉલ્લેખ કરીશું. સાવિત્રીએ પ્રેમાવેશથી ભીમસિંહનો એક હાથ પકડીને કહ્યું:—"સ્વામિન્! હું મ્હારા પ્રેમનો બદલો મેળવવાની અભિલાષા રાખતી

નથી. જો મ્હારી એવીજ અભિલાષા હોત તો આજ સુધી હું મ્હારી પ્રણય-વેદના છુપાવી શકત નહિ. વળી કલ્લન મહાત્માની કૃપાથી નિઃસ્વાર્થ અને સત્ય પ્રેમનું સ્વરૂપ હું સર્વાંશે સમજી શકી છું. જે પ્રેમ બદલો પ્રાપ્ત કરવાની આશા રાખે છે તેને પ્રેમ કહી શકાયજ નહિ. ધ્યાન ધારણાજ પ્રેમ છે.”

ભીમસિંહે સાવિત્રીને સ્નેહાલિંગન કરીને કહ્યું:—“સાવિત્રિ! પ્રેમપ્રતિમા! હવેજ હું સ્પષ્ટતાથી સમજી શકું છું કે, શા માટે અજમેરથી દઢાગ્રહ કરીને તું અહિં મ્હારી સાથે આવી છે. હજી પણ હું તને ચેતાવું છું કે, તું આ સ્થાનનો ત્યાગ કરી સત્વર અજમેર ચાલી જા. તું નિર્વિઘ્ને અજમેર જઇ શકે એવી વ્યવસ્થા હું કરી આપું છું.”

સાવિત્રીએ આગ્રહસૂચક સ્વરે કહ્યું:—“ના ના-નાથ! મ્હને આપનો ત્યાગ કરી અન્ય કોઇ પણ સ્થળે જવાને આપ કહેશો નહિ. જો રાજસ્થાનના દુર્દૈવે યવનો સાથેના યુદ્ધમાં આપનો જીવ જશે તો આ ચરણસેવિકા પણ આપની છાયાસ્વરૂપે સ્વર્ગમાં આવશે અને અનન્તકાળ સુધી આપના પ્રેમને પ્રાપ્ત કરશે. મ્હને મૃત્યુનો સહજ પણ ભય નથી. દયાળુ દીનાનાથની કૃપાથી આજે મ્હારી અભિલાષા પૂર્ણ થઇ છે. આજે મ્હારાં સ્ત્રીજીવનનું સાર્થક થયું છે. આપની છાયા તરીકે સમરક્ષેત્રમાં પણ હું આપને યથાશક્તિ સહાયતા કરીશ. રજપૂત રમણીઓ સ્વદેશ આગળ પોતાના જીવનને-આલોકના સર્વસ્વને તુચ્છ સમજે છે. ભારતીય સન્નારીઓની આવા આત્મત્યાગની કથા ભારતના ઇતિહાસમાં ચિરકાળપર્યન્ત સુવર્ણાક્ષરે પ્રકાશી રહે છે. હું પણ રજપૂતાણી છું. મ્હારા કર્ત્તવ્યને હું સારી રીતે પિછાનું છું. દેશના આવા દુર્દૈવના પ્રસંગે તમે મ્હારા જેવી

એક સામાન્ય અબળાની ચિંતાને તમારા અંતરમાં સ્થાન આપશો નહિ. આપ સ્વદેશભક્ત વીર રજપૂત છો. આપને આપનું કર્ત્તવ્ય મ્હારે શિખવવું પડે તેમ નથી."

ભીમસિંહ સાવિત્રીની દૃઢતા જોઇ નિરુપાયે મૌન ધારણ કરી બેસી રહ્યો. મંજુલે થોડા સમય સુધી શાન્ત રહીને પૂછ્યું:—"સ્વામિન્! આપ કદાચ યવનોને પરાજિત કરી વિજયી વીરની માફક અજમેર જઇ પહોંચશો તો આ ચરણસેવિકાને તમારા હૃદયમાંથી દૂર તો નહિ કરોને? ભીમાદેવીના પ્રેમથી પરિતૃપ્ત રહીને મ્હારો ત્યાગ તો નહિ કરોને?"

ભીમસિંહે કહ્યું:—"મંજુલ! ભીમાને પ્રેમનું શિક્ષણ ત્હેંજ આપ્યું છે; ત્હારી સાથે તું ભીમાની તુલના કરે છે? ના ના–હું તમને બન્નેને સમાનદૃષ્ટિથી નિહાળીશ. તમને બન્નેને મ્હારી પ્રેમાધિકારીણીઓ બનાવીશ. ભીમાનામાં હવે ઘણું પરિવર્ત્તન થયું છે. ત્હારા પ્રેમની પ્રાપ્તિથી મ્હને જ્યારે સુખી થયેલો તે સમજશે ત્યારે તે ત્હારા પ્રત્યે સહજ પણ દ્વેષ નહિ દર્શાવતાં ઉલટો સ્નેહ દર્શાવશે. સતી સાધ્વી સ્ત્રી પોતાના પતિના સુખમાંજ સુખી અને આનંદી રહે છે. ભીમાને ત્હેં વારંવાર ઉપદેશ આપીને તેના નારીજીવનનું સાર્થક કર્યું છે."

મંજુલ:—પ્રેમિકા પોતાના પ્રેમિને–પોતાના પ્રેમપાત્રને સુખી કરવાને માટે સકળ કાર્યો કરે છે. મ્હેં પણ આપને સુખી કરવાને માટે મ્હારાથી બની શકે એટલા પ્રયત્નો કર્યા છે. વળી સ્વામિન્! મ્હારે લીધે આપ કદી ભીમાનો તિરસ્કાર કરશો નહિ. હું આપને કે ભીમાદેવીને દુઃખી કરવાને ઇચ્છતી નથી. આપના પ્રત્યેના મ્હારા પ્રેમનો બદલો મેળવવાને હું ઇચ્છતી નથી.

ભીમસિંહઃ–સાવિત્રિ ! એ માટે તું નિશ્ચિંત રહે. જમવાનો સમય થઇ ગયો છે. ચાલ, આપણે જમી લઇએ. રહિમખાનને આપણે કેદ પકડયો છે એવા સમાચાર જ્યારે યવન સેનાધિપતિ મહમ્મદખાનના સાંભળવામાં આવશે ત્યારે તે યુદ્ધ કરવામાં એક ક્ષણનો પણ વિલંબ નહિ કરે; તેથી આપણે પણ જેમ બને તેમ ત્વરાથી સઘળી તૈયારી કરવી જોઇએ.

ભીમસિંહ અને સાવિત્રી ભોજન કરવા માટે ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૨૧ મું.

### ભીષણ—સંગ્રામ.

યવન સેનાધિપતિ મહમ્મદખાન તેની મ્હોટી નૌકામાં બેઠો બેઠો ઘણા સમયથી રહિમખાનની રાહ જોઇ રહ્યો હતો, પરંતુ રહિમખાનને પાછા ફરતાં જેમ જેમ વિલંબ થતો હતો તેમ તેમ તેની શંકા દૃઢ થયે જતી હતી. વારંવાર તે સુરાપાત્ર ભરીને મદ્યપાન કરતો હતો. એક બે સુંદરીઓ ગાન સાથે નૃત્ય પણ કરી રહી હતી.

(ગજલ.)

"બેઠે જો શામ મે તેરે દર પર સહર હુઈ.
અફસોસ એ કમર કિ ન મુતલક ખબર હુઈ.
અરમાન વસ્લ યોહીં રહા સોગયે નસીબ,
આંખે જો ખુલ ચઈ તો એકાએક સહર હુઈ.
દિલ આશિકોંકે છિદ ગયે તિરછી નિગાહસે,
મિજગા કી નોક દુશ્મને જાની જીગર હુઇ.

પછતાતા હું કિ આંખ અબ તુમસે લડ ગઇ.
બરછી હમારે હક મેં તુમારી નજર હુઈ.
છાની કહાં ન ખાક ન પાયા કહીં તુમ્હેં,
મિટ્ટી મેરી ખરાબ અબસ દર બદર હુઈ.
ધ્યાન આ ગલા જો શામકો ઉસ જુલફે રસાકા.
ઉલઝન મેં સારી રાત હમારી બસર હુઈ.

સંગીતના પ્રત્યેક તાનમાંથી જાણે કે અમૃત ઝરી રહ્યું હતું. સેનાપતિ મહમ્મદ આમ હોવા છતાં તેના અસ્વસ્થ ચિત્તને શાન્ત કરી શકતો નહોતો. ગાન પૂર્ણ થતાંજ તેણે સુંદરી ગાયિકાને વિદાય કરી દીધી, અને તે એકલો નૌકામાં વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહ્યો. એવામાં રહિમખાનની સાથે જે બે ત્રણ યવન સૈનિકો ગયા હતા તેમણે પાછા આવીને તેના કેદ પકડાયાના સમાચાર મહમ્મદને નિવેદન કર્યા આ સમાચાર સાંભળી મહમ્મદ તેના અંતરમાં ઉપજેલા ક્રોધને સમાવી શકયો નહિ. ક્રોધથી કંપતા સ્વરે તે બોલી ઉઠયો:—" આવો દગો! આવો વિશ્વાસઘાત ! એ કાફરોને જેમ બને તેમ સત્વર યમસદનમાં પહોંચાડવા જોઇએ. તેમની વહુબેટીઓને શહેનશાહ ખલીફાના જનાનખાનામાં બાંદીઓ બનાવીને રાખવી જોઇએ. તેમનાં ધર્મમંદિરોને ઉખેડી નાખી તે ઠેકાણે મસ્જીદોની સ્થાપના કરવી જોઇએ. તેમના ધર્મનો નાશ કરી સમસ્ત ભારતવર્ષમાં ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવો જોઇએ. એમ થશે ત્યારેજ મ્હારા જીગરમાં જાગેલી વેરની પ્રચંડ આગ શાન્ત થશે. જે મહમ્મદખાને સેંકડો શત્રુઓનાં મસ્તકોને જમીનદોસ્ત કરી તેમના ઉપર વિજય મેળવ્યો છે તેજ વીર મહમ્મદ શું આ કાફર જાતિનો ભય રાખશે? નહિ નહિ. કદિ નહિ. જાઓ સૈનિકો તમે આપણા સૈન્યને યુદ્ધની તૈયારી

કરવાનું જણાવો. અલ્પકાળમાંજ આપણે યુદ્ધ કરી શત્રુઓના આસ્માન સુધી ઉંચે ચઢેલા ગર્વને ઉતારવો જોઇએ. જાઓ–એક ક્ષણનો પણ વિલંબ ન કરો. ”

તરતજ સૈનિકો ચાલ્યા ગયા. યવન સૈન્ય યુદ્ધની તૈયારી કરવા લાગ્યું.

રજપૂતો પણ કાંઇ શાન્તિ ધારણ કરીને બેસી રહ્યા નહોતા. તેઓ પણ સેનાપતિ ભીમસિંહની આસપાસ એકત્ર થઇ જઇ 'સેનાપતિ ભીમસિંહનો જય, ' મહારાણા અજયપાલનો જય' 'માતા ભવાનીનો જય' એવી વિજયગર્જનાઓ કરતા હતા. સેનાપતિ ભીમસિંહ તેમને ઉદ્દેશીને કહેતો હતો કે:–“મ્હારા શૂરવીર સાથીઓ ! આજના તમારા પરાક્રમ ઉપરજ આપણી સ્વર્ગભૂમિની ઉન્નતિ અવનતિનો આધાર છે. જો યવનો આજે આપણા ઉપર વિજય મેળવશે તો સુવર્ણભૂમિ રાજસ્થાન સ્મશાન સમાન બની જશે. આપણાં પરમ પવિત્ર દેવમંદિરોને ઠેકાણે મસ્જીદો ઉભી થશે. આપણા આર્યધર્મનો લોપ થશે. આપણી આર્યનારીઓ—આપણી બેટીઓ અને માતાઓ યવનોની બાંદીઓ બનશે. શું આ સઘળું તમે જોઇ શકશો—સહન કરી શકશો ? આપણી નસેનસમાં આર્યમાતાનું પવિત્ર લોહી વહે છે; તેથી આપણે આપણી માતાની સ્વાધીનતાનું સંરક્ષણ કરવાને તનમનથી તત્પર થવુંજ જોઇએ. બહાદુર રજપૂતો ! આપણા પૂર્વજોના પરાક્રમનું સ્મરણ કરો. એમનાં કેસરિયાંની કલ્પના કરો અને તમે પણ તેમની માફક કીર્તિદેવીને વરવાનો તમારા અંતરમાં દૃઢ નિશ્ચય કરો. જો કે યવન સૈન્ય આપણા કરતાં ઘણી વધારે સંખ્યામાં છે તોપણ તેથી આપણે ડરવાનું નથી. જે પક્ષમાં ધર્મ છે તેજ પક્ષનો વિજય છે. કૌરવ સેના ઘણી વધારે હતી; પરંતુ કૌરવોના પક્ષમાં અધર્મ

હતો અને પાંડવોના પક્ષમાં ધર્મ હતો; તેથી તેઓ અંતે વિજયી થયા હતા. આ ઉપરથી શું તમે નથી સમજી શકતા કે **યતો ધર્મ સ્તતો જયઃ** જુઓ સ્વર્ગમાં અપ્સરાઓ તમને વરવાને મ્હારા કંઠમાં પુષ્પમાળાઓ પહેરાવવાને ઉભી રહી છે. જન્મભૂમિની સ્વાધીનતાને માટે મરો અને સ્વર્ગમાં અક્ષયકીર્ત્તિ તેમજ સુખના અધિકારી થાઓ."

સઘળા રજપૂત સૈનિકો એક સાથે બોલી ઉઠયાઃ—" કબુલ છે–કબુલ છે જનની જન્મભૂમિને માટે અમારે જાન પણ કબુલ છીએ. રજપૂતોને માટે યુદ્ધભૂમિ સમરક્ષેત્ર રંગભૂમિજ છે. રજપૂતો રંગભૂમિ-માં—સંગ્રામક્ષેત્રમાં મરી સ્વર્ગ જવાને માટેજ ઉત્પન્ન થયેલા છે."

ભીમસિંહ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયોઃ—"ધન્ય છે–ધન્ય છે તમારી બહાદુરીને તથા તમારા અપૂર્વ ત્યાગને સહસ્ત્રવાર ધન્યવાદ ઘટે છે."

* * * *

થોડા સમય પછી ભીષણ યુદ્ધનો આરંભ થયો. તીરોની વૃષ્ટિ થવા લાગી. રજપૂતો અતુલ પરાક્રમ પ્રદર્શિત કરવા લાગ્યા. યવન સૈન્ય કિનારા તરફ અગ્રેસર થવા લાગ્યું. જોત જોતાંમાં ઘણા યવન સૈનિકો કિનારા પર આવી પહોંચ્યા " દીન દીન—અલ્લા હો અક-બર " " જયમાતા ભવાનીનો જય " મહારાણા અજયપાલનો જય.' "જય સેનાપતિ ભીમસિંહનો જય" વગેરે વિવિધ ગર્જનાઓથી ગગન-મંડળ ગાજી ઉઠયું. સમશેરો સૂર્યપ્રકાશમાં ચમકવા લાગી. ભાલાઓ ફરવા લાગ્યા અને તીરો છુટવા લાગ્યાં. યવન સૈનિકો તેમજ રજપૂત સૈનિકો મરણિયા થઇને યુદ્ધ કરવા લાગ્યા. ઘોડાઓના હણહણાટથી, હથિયારોના ખડખડાટથી, ઘાયલ થતા સૈનિકોની કારમી ચીસોથી, તથા વિવિધ ગર્જનાઓથી રણભૂમિ ગાજી ઉઠી. ભીષણ કોલાહલ થઇ રહ્યો. રણઘેલા રજપૂતો આલોકની માયા મમતાનો ત્યાગ કરી

સગાં સંબંધીઓના સ્નેહને વિસારી, પોતાની જન્મભૂમિની સ્વાધીનતાને અર્થે યુદ્ધ કરતા હતા. યવનો તેમના પ્રબળ પરાક્રમ આગળ પાછા હટતા હતા; પરંતુ શત્રુઓની સંખ્યા વિશેષ હોવાથી રજપૂતો તેમનો સર્વાંશે વિનાશ કરી શકયા નહિ. ધીમે ધીમે રજપૂતોની સંખ્યા જેમ જેમ ઓછી થવા લાગી તેમ તેમ યવનો આગળ વધવા લાગ્યા. સેનાધિપતિ મહમ્મદ 'મારો—કાફરોને કાપી નાખો.' એવાં વચનો કહીને યવન સૈનિકોને ઉત્તેજિત કરતો હતો.

ધીમે ધીમે રાત્રિનો સમય ઉપસ્થિત થયો; છતાં ઉભય પક્ષમાંથી કોઇપણ પક્ષનો જય પરાજય નિશ્ચિત થયો નહિ. રાત્રે નિત્ય નિયમાનુસાર યુદ્ધ બંધ પડયું.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### ભીમસિંહનું ખૂન.

"બેવફા દુનિયામેં કિસ કિસકા ભરોસા કીજે,
દોસ્ત દુશ્મનબનકે ઇજા દે તો ફિર કયા કીજે !
જો સીપ અપના સીના ચીરકે નિકાલે મોતી,
ઉસીકો જબ ઉસિકી પરવાહ નહીં હોતી."

મધ્યરાત્રિનો સમય થયો હતો. આકાશમાં અસંખ્ય વાદળાંઓ એકત્ર થઇ ગયેલાં હોવાથી સર્વત્ર અંધકાર જોવામાં આવતો હતો. માત્ર કેટલેક ઠેકાણે સૈનિકોમાંના કેટલાક પોતપોતાની ટોળીમાં બેસીને વચ્ચે તાપણી સળગાવી વાતચિત કરતા જોવામાં આવતા હતા. આ તાપણીઓનોજ પ્રકાશ માત્ર જોવામાં આવતો હતો.

સેનાપતિ ભીમસિંહ તેના તંબુમાં એક સુંદર પલંગમાં નિદ્રાધીન થઇ ગયો હતો. સાવિત્રી થોડે દૂર એક શય્યા બિછાવીને અર્દ્ધ જાગ્રદવસ્થામાં સૂતી હતી.

બરાબર આ સમયે બંદરાધ્યક્ષ વીરસિંહે સેનાપતિ ભીમસિંહના તંબુમાં પ્રવેશ કર્યો. ભીમસિંહને નિદ્રાધીન સ્થિતિમાં જોઇ તે તંબુમાંથી તરતજ પાછો ફર્યો તથા અંતરના આવેશને લીધે તેનાથી માત્ર એટલાજ શબ્દો બોલી જવાયા કે. " ભીમસિંહ ! ત્હેં જો કે અજમેરના રાજા થવાના સુયોગને વ્યર્થ જવા દીધો છે; પરંતુ આ વીરસિંહ પોતાની મહત્વાકાંક્ષા પૂર્ણ કરવાનો પ્રયત્ન કરશે અને યુક્તિ પ્રયુક્તિથી તે વિશાળ અજમેર રાજ્યનો મહારાણો થશે!"

અમે ઉપર જણાવી ગયા છીએ કે, સાવિત્રી અર્દ્ધજાગ્રદવસ્થામાં હતી. વીરસિંહે તંબુમાં પ્રવેશ કર્યો એ પ્રકાર તેનાથી અજાણ્યો રહ્યો નહિ. તેણે વીરસિંહની મહત્વાકાંક્ષા સંબંધીનાં ઉપરોક્ત વચનો પણ સાંભળ્યા; તેથી તેના અંતરમાં સંદેહ ઉપજ્યો, અને જેવો બંદરાધ્યક્ષ વીરસિંહ તંબુની બ્હાર નીકળી પડ્યો કે તરતજ સાવિત્રી પણ શય્યાનો ત્યાગ કરી ઘણીજ સાવધાનતાથી તેની પાછળ પાછળ જવા લાગી.

અંતે જે તંબુમાં રહિમખાનને કેદ કરી રાખવામાં આવ્યો હતો તે તંબુમાં વીરસિંહે પ્રવેશ કર્યો તથા પહેરેગીરોને અંતે તંબુમાં બીજા કોઇને પ્રવેશ નહિ કરવા દેવાની તેણે આજ્ઞા કરી.

રહિમખાન તંબુના એક ખુણામાં બેઠો બેઠો કેવી રીતે મુક્તિ મેળવવી તેનાજ વિચારો કર્યા કરતો હતો. આજે તેનાં નેત્રોમાં સહજ પણ નિદ્રા નહોતી. જો વીરસિંહની સાથે પોતાની મુલાકાત થાય તો પોતાની કદાચ મુક્તિ થાય એમ તે ધારતો હતો; પરંતુ

વીરસિંહ પોતેજ તેને કહેવડાવ્યા સિવાય પોતાની પાસે આવશે એમ તે ધારતો નહોતો; છતાં વીરસિંહ તેના તંબુમાં આવી પહોંચ્યો. આથી રહિમખાન આનંદિત તેમજ આશ્ચર્યચકિત બની ગયો.

વીરસિંહ ધુર્ત્ત હતો. રહિમખાનજ પોતાના સ્વાર્થની વાત કાઢે તો સારું એમ તે ધારતો હતો; તેથી તેણે પૂછ્યું:—" કેમ સેનાપતિ સાહેબ! આપને અમારા સેનાધિપતિએ કેદ કર્યા છે કે શું?"

રહિમખાને કહ્યું:—" હા. હું નહોતો ધારતો કે તેમનું ભલું કરવા જતાં ઉલટા મ્હારેજ દુઃખી થવું પડશે!"

વીરસિંહ:— ખાનસાહેબ! આપ ચિંતા કરશો નહિ. આપ કેદ પકડાયા છો એવી ખબર મ્હને એક પહેરેગીરે છેક રાત્રેજ જણાવી હતી. તેથી આવી મધ્યરાત્રે હું આપને મળવા માટે આવ્યો છું. આપની આવી દુર્દશા થયેલી જોતાં મ્હારા અંતરમાં અપાર દુઃખ થાય છે. ખુદા તમને સહાયતા કરો.

રહિમખાનઃ—ખુદા દયાળુ છે. તેમણે દયા લાવી તમને મ્હારી પાસે મોકલ્યા છે. મહાશય! આજે જો તમે મ્હને મુક્ત કરશો તો હું તમારો ઉપકાર જીવનપર્યન્ત કદિ ભૂલી જઇશ નહિ. તમારા ઉપકારનો શક્તિ અનુસાર બદલો વાળવાનો હું મ્હારાથી બનતો પ્રયત્ન કરીશ. વીરસિંહ! જો તમે મ્હને મુક્ત કરશો તેમજ અજમેર રાજ્ય ઉપર વિજય મેળવવામાં અમને આવશ્યક સહાયતા કરશો તો શહેનશાહ ખલિફાને ભલામણ કરી હું તમને અજમેર રાજ્યની પ્રાપ્તિ થાય એવો પ્રયત્ન જરૂર કરીશ. યવન શહેનશાહ સાથે જો તમે મિત્રચારી કરશો તો તમારા ભાગ્યનો ભાનુ પૂર્ણ તેજથી પ્રકાશશે—તમારી કીર્ત્તિ તમારી સત્તા આદિનો વિશાળ

રાજસ્થાનમાં સર્વત્ર વિસ્તાર થશે. તમારા પુત્રો તેમજ વંશજોની સુખસમૃદ્ધિનો પણ પાર રહેશે નહિ. ત્રણ ચાર દિવસમાંજ હું તમને રાજસિંહાસન ઉપર બેસાડીશ."

અલ્પકાળ સુધી વિચારમગ્ન રહ્યા પછી વીરસિંહે ગંભીરતાથી કહ્યું:—"ખાનસાહેબ! ત્રણ ચાર દિવસમાંજ તમે મ્હને સિંહાસન ઉપર કેવી રીતે બેસાડી શકશો? અદ્યાપિ અજમેર ઉપર તમારે વિજય મેળવવાનો છે!"

વીરસિંહની તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહી રહિમખાને કહ્યું:—"ગમે તેમ હશે તો પણ ચાર દિવસમાંજ તમને અજમેરરાજ તરીકે જાહિર કરવામાં આવશે. વળી યવન સૈનિકોની બહાદુરી જગવિખ્યાત છે. અમે આ મિટનકોટ બંદર ઉપર આવતી કાલેજ વિજય મેળવીશું. પછીથી અન્ય સ્થળોને સ્વાધીન કરવામાં પણ અમને મુસ્કેલી નહિ વેઠવી પડે."

વીરસિંહે કહ્યું:—"જ્યાં સુધી ભીમસિંહ હયાત છે ત્યાં સુધી રજપૂત સૈનિકો યુદ્ધ કરવામાં પાછી પ્હાની નહિ કરે. યુક્તિ-પ્રયુક્તિથી જ્યાં સુધી તમે ભીમસિંહનો જીવ નહિ લ્યો ત્યાં સુધી અહિં પણ વિજય મેળવતાં તમને ઘણી મુસ્કેલી વેઠવી પડશે. વળી ભીમ-સિંહનો જીવ જાય તો હું પણ તમને સહેલાઇથી સહાયતા કરી શકું."

રહિમખાન:—જો તમે મ્હને મુક્ત કરો તો ભીમસિંહનો જીવ આપણે બન્ને મળીને સહેલાઇથી લઇ શકીએ. છુપી રીતે આપણે તેના તંબુમાંજ પ્રવેશ કરીને તેનું કાસળ કાઢી નાખીએ.

વીરસિંહ:—એ કાર્યમાં તમને સહાયતા કરવાને હું તૈયાર છું. પરંતુ જો જો, અંતે મ્હારા દોસ્ત થઇ દુશ્મનની ગરજ ન સારતા. મ્હને મ્હારા કાર્યના બદલામાં અજમેરનું સિંહાસન પ્રાપ્ત

ચવુંજ જોઇએ.

રહિમખાનઃ—વીરસિંહ! તમારી શંકા અસ્થાને છે. યવન-જાતિને તમે એટલી બધી બેવફા સમજશો નહિ. તમારા કાર્યનો યોગ્ય બદલો તમને અવશ્ય મળશે-અજમેરરાજ થવાની તમારી ધારણા ફળશે.

વીરસિંહઃ—ઠીક ત્યારે ચાલો, આપણે પ્રથમ ભીમસિંહનું કાસળ કાઢી નાખીએ.

પ્રિય પાઠક! સાવિત્રી વીરસિંહની પાછળ પાછળ જે તંબુમાં રહિમખાનને ભીમસિંહે કેદ કરી રાખ્યો હતો એ તંબુ સુધી આવી હતી; પરંતુ વીરસિંહે અન્ય કોઇ પણ માણસને તંબુમાં પ્રવેશ કરવા દેવો નહિ એવી પહેરેગીરોને આજ્ઞા કરેલી હોવાથી સાવિત્રીને તેમણે તંબુમાં જવા દીધી નહોતી. અંતે સાવિત્રી તંબુની પાછળ ગઇ અને ત્યાંથી રહિમખાન અને વીરસિંહની વચ્ચે જે વાતચિત થઇ તે તેણે સાંભળી લીધી. તેણે જ્યારે એમ સાંભળ્યું કે, વીરસિંહ તથા રહિ-મખાને મળીને ભીમસિંહને મારી નાખવાનો નિશ્ચય કર્યો છે ત્યારે તે ઘણી ચિંતામગ્ન બની ગઇ. શું કરવું તે તેને સૂઝયું નહિ. સત્વર તે ભીમસિંહ પાસે તેને ચેતાવવા જવા લાગી; પરંતુ આ સમયે રહિમખાન અને વીરસિંહ પણ બ્હાર નીકળ્યા. વીરસિંહે પહેરેગીરોના કાનમાં કાંઈ કહ્યું તેથી પહેરેગીરોએ રહિમખાનને પણ બ્હાર જવા દીધો. રસ્તે જતાં જતાં તેઓ સાવિત્રીને ત્વરિત ગતિથી ભીમસંહના તંબુ તરફ જતી જોઇ શક્યા. તેને જોતાંજ રહિમખાને ધીમેથી વીરસિંહને કહ્યુંઃ—"દોસ્ત! હું ધારું છું કે પેલી બાળિકા છુપી રીતે આપણી વાતચિત સાંભળી લઇને ભીમસિંહના તરફ તેને સાવ-ધાન કરવાને જાય છે. પ્રથમ આપણે એ બાળિકાને પકડવી જોઇએ

નહિતો આપણી સઘળી બાજી ધૂળધાણી થઇ જશે."

વીરસિંહઃ—ખાનસાહેબ! આપનું કહેવું ખરું છે. સુજ્ઞ પુરુષે પાછળથી પસ્તાવા જેવું કારણ રાખવું જોઇએ નહિ. આપ સત્વર એને કેદ પકડીને આપની છાવણીમાં લઇ જાઓ. અલ્પકાળમાંજ હું પણ આપની છાવણીમાં આવી પહોંચીશ. પછી આપણે આપણો હેતુ પાર ઉતારીશું.

રહિમખાન "વારું" કહીને તરતજ સાવિત્રી પાસે ગયો અને તેણે રોષાવેશમાંજ કહ્યું:—"સુંદરિ! આવી મધ્યરાત્રે તું સેનાપતિ ભીમસિંહના તંબુ તરફ કેમ જાય છે? એક વખત ત્હેં મ્હારી બાજીમાં મ્હને નિરાશ કર્યો છે. ત્હારે લીધેજ ભીમસિંહ મૃત્યુના મુખમાંથી બચી ગયો છે; પરંતુ હવે ત્હારું કાંઇ વળનાર નથી-ભીમસિંહના મૃત્યુને સાક્ષાત બ્રહ્મા પણ અટકાવી શકનાર નથી. એક પણ અક્ષર ઉચ્ચાર્યા સિવાય મ્હારે સ્વાધીન થા અને હું તને જ્યાં લઇ જઉં ત્યાં મ્હારી સાથે ચાલ."

સાવિત્રી સમજી ગઇ કે, હવે આ વખતે રકઝક કરવાથી સારું પરિણામ આવવાનું નથી; તેથી તેણે કહ્યું:—"ખાનસાહેબ! હું કોઇ પણ પ્રકારે આપના કાર્યમાં પુનઃ વિઘ્નકારિણી થવા ઇચ્છતી નથી; પ્રથમ આપના સપાટામાંથી મ્હેં ભીમસિંહનું રક્ષણ કર્યું હતું તેનું કારણ એ હતું કે, હું તેનો પ્રેમ મેળવવાની ઇચ્છા રાખતી હતી. એમના પ્રેમને પ્રાપ્ત કરવાને માટેજ હું જન્મભૂમિ અજમેરનો ત્યાગ કરી તેમની સાથે અત્રે આવી હતી; પરંતુ નિષ્ઠુર ભીમસિંહે મ્હારા પ્રેમને નહિ સ્વીકારતાં મ્હને નિરાશ કરી છે પ્રણય-નિરાશાથી મ્હારા અંતરમાં વૈરનો પ્રચંડ અગ્નિ સળગી રહ્યો છે. હમણાં હું ભીમસિંહનો જીવ લેવાનેજ જતી હતી; ભીમસિંહ મ્હારા પ્યારનો

અસ્વીકાર કરી—મ્હને દુઃખી કરી સુખશાન્તિ ભોગવે એ મ્હારાથી કેવી રીતે જોઇ શકાય? પરંતુ આપજ જ્યારે તેને મારી નાખવાનો વિચાર રાખોછો ત્યારે પછી હું એક પુરુષનું ખૂન કરવાનું પાપ સ્વીકારવાને ઇચ્છતી નથી. હવે હું આપના માર્ગમાં કદિ વિઘ્નકારિણી નહિજ થઉં એમ ચોકકસ સમજી રાખજો. લ્યો ચાલો, હું આપની સાથે આવવાને તૈયાર છું." સાવિત્રીએ સમયને સમજી જઇ રહિમખાનને તદ્દન અસત્ય હકીકત કહી.

રહિમખાનને પણ સાવિત્રીનાં આ વચનો ઉપર થોડો ઘણો વિશ્વાસ બેઠો; પરંતુ તેણે સાવિત્રીને સહેલાઇથી છોડી દીધી નહિ. સાવિત્રીના રૂપસૌન્દર્યે તેના મન ઉપર જાદુઇ અસર કરી હતી. તેણે વિચાર્યું હતું કે, રજપૂત સેનાપતિ ભીમસિંહનો પ્યાર મેળવવામાં નિરાશ થયેલી સુંદરી તેના પ્યારને અવશ્ય સ્વીકારશે. તેથી તેણે કહ્યું:—"સુંદરિ! હું તમારાં વચનો ઉપર વિશ્વાસ મૂકું છું. ભીમસિંહ ઘણોજ પાષાણ હૃદય તેમજ મૂર્ખ પુરુષ છે. તમારા જેવી–બિહસ્તની હુરીના જેવી અપ્સરાનો પ્યાર સુદ્ધાં તેણે સ્વીકાર્યો નહિ? કેવો અકકલહીન! છતાં સુંદરિ! તમે નિરાશ થશો નહિ. ખુદાની આ દુનિયામાં નિરાશ થવાની કાંઇ જરૂર નથી. તમે હમણાં મ્હારી સાથે ચાલો, અને કૃપા કરી મ્હારા આતિથ્યને સ્વીકારો. આજેજ હું ભીમસિંહનો જીવ લઇશ–તમારા શત્રુનો વિનાશ કરીશ."

"ભલે પધારો." કહીને સાવિત્રી રહિમખાનની સાથે સાથે યવન છાવણી તરફ જવા લાગી. આ સમયે તેના મનમાં અસંખ્ય વિચારો ઉપજતા હતા અને પાછા વિલીન થઇ જતા હતા. ભીમસિંહનું જીવન સર્વસ્વનું આજે ક્રૂર રહિમખાનના પંઝામાંથી કેવી રીતે રક્ષણ કરવું તેનો તે કશો નિર્ણય કરી શકી નહિ. ધીમે ધીમે તેનું

અંતર વિશેષ ઉદ્વિગ્ન અને શોકમગ્ન બની જવા લાગ્યું. રાત્રિનો સમય હોઇ ભીષણ અંધકારનો સર્વત્ર સંપૂર્ણ વિસ્તાર થયેલો હોવાથી રહિમખાન સાવિત્રીની મુખમુદ્રાનો ભાવ કળી શકયો નહિ.

થોડા સમયમાંજ તેઓ બન્ને જણા યવન છાવણીમાં જઇ પહોંચ્યા. યવન છાવણીમાં સનાપતિ રહિમખાનને માટે પણ એક તંબુ ઠોકવામાં આવ્યો હતો રહિમખાન એ તંબુમાં સાવિત્રીને મૂકી, પહેરેગીરોને તેના ઉપર છુપી રીતે બરાબર દેખરેખ રાખવાની સૂચના કરી તે સેનાધિપતિ મહમ્મદને મળવા માટે તેના તંબુમાં ગયો; પરંતુ રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હોવાથી મહમ્મદ નિદ્રાધિન થઇ ગયો હતો તેથી રહિમખાન ત્યાંથી પોતાના તંબુ તરફ પાછો ફર્યો. રસ્તામાં વીરસિંહ સાથે તેની મુલાકાત થઇ. વીરસિંહની સલાહથી રહિમખાને રજપૂત સૈનિકનો વેષ ધારણ કર્યો અને તેઓ બન્ને પુનઃ રજપૂતોની છાવણી તરફ જવા લાગ્યા.

રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. અદ્યાપિ ઉષાની જ્યોતિએ રાત્રિના ભીષણ અંધકારનો વિનાશ કર્યો નહોતો. ગગનમંડળમાં કેટલાક તારાઓ પ્રકાશી રહ્યા હતા. બહાદુર રજપૂત સૈનિકો સશસ્ત્ર સ્થિતિમાંજ સૂઇ રહી નિદ્રાસુખ અનુભવતા હતા. કેટલાક પહેરેગીરો ખુલ્લી તલવાર હાથમાં લઇને પહેરો ભરતા હતા. રહિમખાને રજપૂતનો પોષાક પહેરેલો હોવાથી તેમજ વીરસિંહને સૌ પિછાનતા હોવાથી તેમને બન્નેને કોઇપણ પહેરેગીરે આગળ વધતા અટકાવ્યા નહિ. તેઓ બન્ને ભીમસિંહના તંબુ પાસે જઇ પહોંચ્યા. એ ઠેકાણે બે પહેરેગીરો પહેરો ભરતા હતા. વીરસિંહે તેમાંના એક પહેરેગીરને કહ્યું:—
" વીરસિંહ ! હમણાં સેનાપતિ ભીમસિંહને મળવાની ખાસ જરૂર છે. મ્હારે તેમની સાથે કેટલીક જરૂરી વાતચિત કરવાની છે."

"આપ બેધડક અંદર જાઓ. આપને અમારાથી અટકાવી શકાયજ નહિ." પહેરેગીરે પ્રત્યુત્તરમાં કહ્યું.

તરતજ વીરસિંહે રહિમખાનને સાથે લઇ ભીમસિંહના તંબુમાં પ્રવેશ કર્યો. તંબુમાં પણ જૂદી જૂદી ઓરડીઓ જેવા વિભાગ કરવામાં આવ્યા હતા. તે પૈકીની એક ઓરડીમાં એક સુંદર પલંગ ઉપર વીર સેનાપતિ ભીમસિંહ નિદ્રાધીન થઇ ગયો હતો.

રહિમખાને વીરસિંહને નેત્રસંકેત કર્યો. તેની સાથેજ વીરસિંહે નિદ્રાધીન થયેલા ભીમસિંહના હૃદય ઉપર પોતાના હાથમાંની તીક્ષ્ણ કટાર ઉગામી. બરાબર આ સમયેજ ભીમસિંહ જાગી ઉઠયો. આથી વીરસિંહ ગભરાઇ ગયો અને તે ભીમસિંહના હૃદયને કટારની તીક્ષ્ણ ધારથી વીંધી શકયો નહિ. જાગ્રત થતાંજ ભીમસિંહ ચમકી ઉઠયો. તેના વિસ્મયનો તેમજ ભયનો પાર રહ્યો નહિ. રજપૂત સૈનિકના વેષમાં આવેલા રહિમખાનને તે એકાએક ઓળખી શકયો નહિ. તેણે વીરસિંહને ઉદ્દેશીને કહ્યું—"કોણ બંદરાધ્યક્ષ વીરસિંહ? તમે હાથમાં તીક્ષ્ણ કટાર લઇ મ્હારી પાસે શા માટે આવ્યા છો? વળી તમારી સાથે આ રજપૂત કોણ છે?"

વીરસિંહે હિમ્મત લાવીને કહ્યું:—"સેનાપતિ! હું તમારા પ્રશ્નોના ઉત્તર આપવાની ઇચ્છા રાખતો નથી."

ભીમસિંહ:—બંદરાધ્યક્ષ! શું તમે મ્હારું ખુન કરવાને અત્રે આવ્યા છો?

વીરસિંહ:—હા.

ભીમસિંહ:—કાંઇ કારણ? મ્હેં તમારો શો અપરાધ કર્યો છે?

વીરસિંહ:—સેનાધિપતિ! તમારું લોહી રેડયા સિવાય હું યવનોને સહાયતા કરી શકું તેમ નથી—અજમેર રાજ્યનો મહારાણો

થઇ શકું તેમ નથી!

ભીમસિંહઃ—ત્યારે શું રાજ્યલોભથી લોભાઇ, યવનોની પ્રપંચબાજીમાં ફસાઇ તમે મ્હારું ખૂન કરવાને આવ્યા છો? ભલે તમે મ્હારું ખૂન કરશો તો તેની મ્હને ચિંતા નથી; પરંતુ ક્ષણિક રાજસુખને માટે તમે તમારા દેશબંધુઓ ઉપર તલવાર ફેરવશો? તમે સ્વદેશદ્રોહી થઇ માતૃભૂમિને વિદેશીઓના સ્પર્શથી કલંકિત કરશો?

અત્યાર સુધી રહિમખાન શાન્તિથી ઉભો રહ્યો હતો. તેણે આ સમયે કહ્યું:—“કેમ ભીમસિંહ! આ બહાદુર યવન સેનાપતિ રહિમખાનને કેદ કરી શો સાર કાઢ્યો તે જણાયું? હવે ઝાઝી જબાન ચલાવીશ નહિ. જે બાળિકાએ મ્હારા સપાટામાંથી પ્રથમ તને બચાવ્યો હતો એ બાળિકાને મ્હેં કેદ કરી છે. હું તેને મ્હારી માશુક બનાવીશ. ત્હેં તેના પ્રેમને સ્વીકારેલો નહિ હોવાથી તે ત્હારા ઉપર ક્રોધે ભરાયલી છે. એ હવે ત્હારું સંરક્ષણ કરવા આવી શકે તેમ નથી.”

આ વચનો સાંભળી ભીમસિંહ ઘણાજ આશ્ચર્યમાં તેમજ ચિંતામાં પડયો. સાવિત્રીના પ્રેમને તેણે સ્વીકાર્યો નહી એ વાક્ય સાંભળવામાં આવતાં તો તે વિસ્મિત બની ગયો તથા સાવિત્રી કેદ પકડાઇ છે જાણી તે ચિંતાતુર બની ગયો. શું બોલવું તેનો તે કશો નિર્ણય કરી શક્યો નહિ.

વીરસિંહે ભીમસિંહને શાન્ત જોઇને કહ્યું:—“કેમ, હવે મૃત્યુ માટે થઇ જાઓ તૈયાર. તમે મ્હને ગમે એટલું સમજાવશો તો પણ હું આજે મ્હારા નિશ્ચયથી ડગનાર નથી. તમારું ખૂન કર્યા સિવાય અહિંથી પાછો જનાર નથી.”

ભીમસિંહે કહ્યું:—“બંદરાધ્યક્ષ વીરસિંહ! આપણી પવિત્ર જન્મભૂમિ પ્રત્યે તમને સહજ પણ પ્રેમ નથી? જનેતા માતાને

બેવફા થવા કરતાં જન્મભૂમિને બેવફા થવામાં વિશેષ પાપ છે. મ્હારું કહ્યું માનો અને પાપીઓની પ્રપંચજાળમાં ન ફસાઓ. સ્વદેશદ્રોહીને નરકમાં પણ સ્થાન મળતું નથી.”

વીરસિંહે કહ્યું:—“સ્વર્ગ નરકને બહાદુર પુરૂષો જાણતા નથી. જો મનુષ્ય ધારે છે તો આ સંસારમાંજ સ્વર્ગસુખ મેળવી શકે છે. મ્હારે ત્હારો એક પણ શબ્દ સાંભળવો નથી. મૃત્યુભયથી ત્હારું મસ્તક ભ્રમિત થઇ ગયું હોય એમ મ્હને લાગે છે.”

ભીમસિંહઃ-વીરસિંહ ! વિચાર કરી જુઓ, પાછળથી અપાર પશ્ચાત્તાપ કરશો. સ્વર્ગભૂમિ અજમેર યવનોના હાથમાં જશે તો સ્વદેશની કેવી શોચનીય સ્થિતિ થશે તેનો ખ્યાલ કરો. શું આર્ય બ્હેનોને યવન શહેનશાહ ખલિફાની બેગમો અને બાંદીઓ બનાવવાનું મહાપાપ તમે વ્હોરી લેવાને ઇચ્છો છો ? આર્યમન્દિરોને ઠેકાણે મસ્જીદો બનાવવાનું ધૃણિત કાર્ય કરવાને તમે ઇચ્છો છો ? આપણા આર્યધર્મનો વિનાશ કરવાની તમારી અભિલાષા છે ? આજના તમારા મહાપાપને પરિણામે અંતે તમારી દુર્દશા થશે, આપણી જનની જન્મભૂમિની દુર્દશા થશે અને તે સાથેજ આપણી મા બ્હેનોની પણ દુર્દશા થશે.

વીરસિંહઃ—ભીમસિંહ ! ભવિષ્યમાં જેમ થવાનું હોય તેમ ભલે થાય તેની મ્હને ચિંતા નથી—સુજ્ઞ જનો વર્ત્તમાનનોજ વિચાર કરે છે. મ્હારા ભાગ્યનો ભાનુ પૂર્ણતેજથી પ્રકાશિત થવાની તૈયારીમાં છે.

ભીમસિંહઃ—વીરસિંહ ! હું જાણું છું કે અત્યારે હું તમને જેટલો ઉપદેશ આપીશ તેનું કાંઇ પરિણામ આવવાનું નથી. દશા ફરે ત્યારે બુદ્ધિ બદલાઇ જાય છે. અંતે હું તમને એક વિનંતિ કર-

વાને ઇચ્છું છું.

વીરસિંહઃ—શી વિનંતિ કરવી છે ?

ભીમસિંહઃ—એજ કે, કૃપા કરી સાવિત્રીને એક વખત મ્હારી પાસે લાવો. એ મ્હારી પ્રેમપ્રતિમા છે. મૃત્યુકાળે હું તેની પાસે વિદાય લેવા માગું છું.

આ સમયે રહિમખાને કહ્યું:—"ભીમસિંહ ! જેના પ્રેમનો ત્હેં અસ્વીકાર કર્યો છે તેને તું પ્રેમપ્રતિમા કહે છે ? તેની પાસે તું છેવટની વિદાય લેવા માગે છે ? ઠીક છે, એજ તને વિદાય આપશે. વીરસિંહ ! જાઓ, મ્હારા તંબુમાં જઇ સત્વર સાવિત્રીને અત્રે લઇ આવો."

વીરસિંહ તરતજ ચાલ્યો ગયો અને દશપંદર મિનિટમાંજ સાવિત્રીને લઇ તે પાછો આવી પહોંચ્યો. સાવિત્રીને જોતાંની સાથેજ રહિમખાનને કહ્યુ:—" કેમ ગુલબદન ! આ રજપૂત સેનાપતિ ભીમસિંહ તને પોતાની માશુક તરીકે ઓળખાવે છે એ વાત શું સત્ય છે ? મ્હને લાગે છે અંતકાળે ભીમસિંહનું ભેજું ચસકી ગયું છે !"

સાવિત્રીએ કહ્યુ:—"હા હા સેનાપતિ ભીમસિંહ જે કહે છે તે સાચુંજ કહે છે. તેઓ મ્હારી ભક્તિમાં સાક્ષાત કૃષ્ણ, કંઠના અલંકાર, નેત્રોના તારા અને શરીરના પ્રાણ છે.

" દિલબર મ્હારા પ્રાણપ્યારા, એ જીવન આધાર છે,
આલોક કે પરલોકના, આ દિલ તણા દિલદાર છે. "

રહિમખાન આ ઉતર સાંભળી મ્હોટા વિચારમાં પડી ગયો. તેણે વિચાર્યું કે, જો તેણે શંકાશીલ બની પુનઃ સાવિત્રીને કેદ પકડી ન હોત તો તે પુનઃ પણ ભીમસિંહને બચાવવાનો પ્રયત્ન કરત. રોષાવેશમાંજ તેણે સાવિત્રી તરફ જોઇને કહ્યું:—" સુંદરિ ! જો કે

ત્હેં મ્હને ઠગવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ હું ત્હારાથી ઠગાયો નથી. આજે ત્હારા પ્રિયતમને કોઇપણ બચાવી શકે તેમ નથી.”

સાવિત્રીએ કરગરીને કહ્યું:—“ન કરો—ખાનસાહેબ! આટલો બધો જુલ્મ ન કરો. આ દીન અબળા ઉપર દયા લાવી મ્હારા પ્રાણાધિક ભીમસિંહનું રક્ષણ કરો. આપની ઇચ્છા હોય તો આપ તેમને બદલે મ્હારોજ જીવ લ્યો.”

ભીમસિંહે કહ્યું:—“સાવિત્રિ! પ્રાણાધિકે! દુષ્ટ નરાધમ માણુસની પાસે તું મ્હારા જીવનની ભિક્ષા માગે છે? ના ના—એમ કરવાની કાંઇ જરૂર નથી. આપણું બન્નેનું સ્વર્ગમાં મિલન થશે. આ તુચ્છ શરીર ઉપર—આ માયાવી જીવન ઉપર તું આટલો બધો મોહ શા માટે રાખે છે? સ્વદેશની ચિંતા હવે માતા ભવાનીને છે. આપણે પામર મનુષ્યો શું કરી શકીએ તેમ છીએ?”

આ સમયે સાવિત્રીએ વીરસિંહ તરફ જોઇને કહ્યું:—“બંદરાધ્યક્ષ! શું તમે જ મ્હારા હૃદયનાથના જીવનને હરી લેશો? ન્યાય નીતિ, ધર્મ તેમજ નિમકહલાલીનો આજે આ જગતમાંથી નાશ થયો છે કે શું? વિચારો વિચારો, આ રંક અબળા ઉપર દયા લાવો. સ્વદેશનો તરફ બેવફાઇ ન બતાવો. જો સેનાપતિ ભીમસિંહનું તમે ખૂન કરશો તો અજમેર રાજ્યનું રક્ષણ કરે એવા બીજા વીર પુરુષો કોઇકજ છે. વળી યવનોની સાથે મિત્રાચારી કરી તમે રાજ્ય મેળવશો એવી તમારી ધારણા છે કે? જો તમે એમ ધારતા હો તો એ તમારી મ્હોટી ભૂલ છે. મનુષ્ય માત્રને તેના પાપકાર્યનું પરિણામ આલોકમાંજ ભોગવવું પડે છે.

પાપને સૌ પુણ્યનો ઈન્સાફ અત્રે થાય છે,
ભોગવી દુઃખ પાપી જગમાં નરકમાંહી જાય છે,

પુણ્યશાળી જીવનની સદ્ગતિ સત્વર થાય છે,
વીર દેશભક્તોનો સદા જયકાર અહિં બોલાય છે,
જીવન છે સ્વપ્નું ક્ષણિક, પળમાં ઉડી એ જાય છે,
પુણ્યને બસ પાપનો સગાંથ સાથે થાય છે.

માટે વિચારો—અધર્મનો આશ્રય લઇ સ્વદેશને શ્મશાન સ્વરૂપ ન બનાવો—મ્હારા પ્રાણાધિક ભીમસિંહને બચાવો.

રહિમખાન બોલી ઉઠયો:—"સુંદરિ! શું આ ભીમસિંહ ત્હારો પ્રાણાધિક પ્રિયતમ થવાને યોગ્ય છે? નહિ નહિ, તું તો બસ આ યવન સેનાપતિનેજ લાયક છે!"

સાવિત્રી આવેશમાંજ બોલી ઉઠી:—"ન કરો—સેનાપતિ! સતી સ્ત્રીનું આપમાન ન કરો—પાપનો ઘડો ઓછો ભરો. જુઓ સાંભળો, જ્યાં સુધી ભીમસિંહ આ જગતમાં હયાત છે ત્યાં સુધીજ મ્હારો જીવ હયાત છે. પ્રાણાધિક ભીમસિંહનો જીવ જ્યારે સ્વર્ગે જશે ત્યારે તેમની આ દાસી પણ સ્વર્ગે સિધાવશે."

રહિમખાને આવેશમાંજ કહ્યું:—"સુંદરિ! ત્હારો: શા માટે મૂર્ખ ભીમસિંહની સાથે મરી જવું જોઇએ? હું તને ઘણાજ વિલાસ-વૈભવમાં રાખીશ. ભીમસિંહના કરતાં હું તને વિશેષ સુખી કરીશ."

સાવિત્રી બોલી ઉઠી:—"પિશાચ! મ્હારા જીવનાધિકને તું મૂર્ખ કહે છે? હું ત્હારા વૈભવવિલાસને તુચ્છ સમજું છું. સતી સ્ત્રીને માટે વિશાળ મહેલ અને જંગલની ઝુંપડી સમાન છે."

રહિમખાને વીરસિંહને ઉદ્દેશીને કહ્યું:—"વીરસિંહ! હવે વિલંબ ન કરો. પ્રભાતકાળ થવા આવ્યો છે. તમે સત્વર તમારૂં કાર્ય પૂર્ણ કરો; નહિ તો બાજી બગડવાનો સંભવ છે."

ભીમસિંહે ગદ્ગદ કંઠે કહ્યું:—"પ્રેમપ્રતિમા! હું જઉં છું વિદાય

થઉં છું. તું ભીમા પાસે જઇ તેને સાંત્વના આપજે. અંતકાળે મ્હને અફસોસ માત્ર એટલોજ થાય છે કે એક દગાબાજ પિશાચ સ્વદેશદ્રોહીને હાથે મ્હારૂં મૃત્યુ થાય છે. આ કરતાં રણક્ષેત્રમાં યુદ્ધ કરતાં કરતાં મ્હારો જીવ ગયો હોત તો મ્હને કશી ચિંતા નહોતી !"

સાવિત્રીએ કહ્યું:—"સ્વામિન્ ! વિધાતાની અકળ કળાને કોણ કળી શક્યું છે? મનુષ્ય માત્રને ઇશ્વરેચ્છાને આધીન થવું પડે છે. એ માટે હર્ષશોક કરવાની જરૂર નથી. વળી આપનો જીવ જશે તેની સાથેજ સ્વર્ગલોકમાં આ ચરણસેવિકાની સાથે આપનું મિલન થશે. જુઓ હું આપની પહેલાંજ મ્હારી જીવનલીલા પૂર્ણ કરું છું."

આમ કહીને સાવિત્રીએ ત્વરાથી પોતાનાં વસ્ત્રોમાં છુપાવી રાખેલી કટાર બ્હાર કાઢી પોતાના હૃદયમાં ખોસી દીધી. આ સમયે રહિમખાન જો કે સાવિત્રીનો હાથ પકડવાને આગળ વધ્યો; પરંતુ તે તેનો હાથ પકડે એ પહેલાં તો સાવિત્રી હૃદયમાં થયેલા આઘાતથી નિર્બળ બની જઇને પૃથ્વી ઉપર પટકાઇ પડી.

આ પ્રકારથી ભીમસિંહ પણ વ્યાકૂળ બની ગયો. તેણે વીરસિંહ તરફ જોઇને ગદ્ગદ કંઠે કહ્યું:—"બંદરાધ્યક્ષ વીરસિંહ ! હવે તું એક પણ ક્ષણનો વિલંબ કરીશ નહિ. મ્હારી પ્રેમપ્રતિમા સાવિત્રી સિવાય હવે હું આ જગતમાં એક ક્ષણને માટે પણ રહી શકું તેમ નથી. હું મ્હારી જીવન મોહિનીની સાથેજ સ્વર્ગલોકમાં જવાને ઇચ્છું છું."

વિરસિંહે પણ હવે વિલંબ નહિ કરતાં પોતાના હાથમાંની તીક્ષ્ણ કટારથી ભીમસિંહના હૃદયને વીંધી નાંખ્યું. અજમેરરાજ્યનો આધારસ્તંભ, સાચો સ્વદેશભક્ત વીરપુરુષ ભીમસિંહ હૃદયમાં આઘાત થતાંની સાથેજ સાવિત્રીના અંગ ઉપર ઢળી પડયો. મૃત્યુકાળે પણ પ્રેમિક પ્રેમિકા એક બીજાંની સાથે ચિરકાળને માટે સુઇ ગયાં

બે પ્રેમાત્માઓનો આવો શોચનીય અંત આવ્યો.

રહિમખાને વીરસિંહ તરફ જોઇને કહ્યું:-"વીરસિંહ! હવે સત્વર આપણે અહિંથી પલાયન કરી જઇએ. નહિ તો સઘળો ભેદ ખુલ્લો થઇ જશે માટે ચાલો, એક પળનો પણ વિલંબ ન કરો."

તરતજ રહિમખાન અને વીરસિંહ તંબુની પાછળના ભાગને અસ્ત્રથી કાપી નાંખી ત્યાંથી સત્વર પલાયન કરી ગયા અને થોડા સમયમાંજ તેઓ બન્ને યવન છાવણીમાં જઇ પહોંચ્યા. આ સમયે પ્રભાતકાળના પ્રકાશનો ધીમે ધીમે વસુંધરા ઉપર વિસ્તાર થતો હતો.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### પ્રથમ પરાજય.

પ્રભાતકાળ થયો. ભગવાન્ પ્રભાકરનાં રંગબેરંગી કિરણોના પ્રકાશનો પૃથિવી ઉપર વિસ્તાર થવા લાગ્યો. સઘળા રજપૂત સૈનિકો જાગ્રત થયા. ધીમે ધીમે દિવસ ચઢવા લાગ્યો; છતાં સેનાપતિ ભીમસિંહનું દર્શન નહિ થયાથી રજપૂત સૈનિકો ઉદ્વિગ્ન બની જવા લાગ્યા. અંતે બે ત્રણ સરદારોએ ભીમસિંહના તંબુમાં પ્રવેશ કર્યો, તથા તેમણે ત્યાં જે દેખાવ જોયો તેથી તેઓ કંપી ઉઠયા. હજી સુધી ભીમસિંહ અને સાવિત્રીના મૃતદેહ એકબીજાના ઉપર પડયા હતા. તેમનું ઉભયનું મૃત્યુ કટારના ઘાથી થયું છે એટલું તો સરદારો સહેલાઇથી સમજી શકયા; પરંતુ કોણે આવું નૃશંસ કાર્ય કર્યું છે તેનો તેઓ કશો નિર્ણય કરી શકયા નહિ. તેઓ તો આ પ્રકાર જોઇને મ્હોટી ચિંતામાં પડી ગયા; છતાં એ સરદારોમાં રણવીરસિંહ

નામનો સરદાર ઘણો સમયસૂચક અને બહાદુર હતો. તેણે બ્હાર આવી પોતાના સઘળા સૈનિકોને ઉદ્દેશીને કહ્યું:—' રજપૂત વીરો ! આજે પાપી શત્રુઓના પ્રપંચથી એક ઘણો માઠો બનાવ બન્યો છે, અને તેથી આપણને અપાર શોક થાય એ વાસ્તવિક છે; પરંતુ આપણે આ સમયનો સંપૂર્ણ વિચાર કરવાની જરૂર છે. જો આપણે સૌ સેનાપતિ ભીમસિંહના અકાળ મૃત્યુથી શોકવિહ્વળ તેમજ નિરાશ બની જઇશું તો આપણે સ્વરાજ્યનું સંરક્ષણ કરી શકીશું નહિ; માટે સમય વિચારો અને શત્રુઓને પાછા હઠાવવા તૈયાર થાઓ. સેનાપતિ ભીમસિંહના મૃત્યુનો બદલો લેવાની તમે દૃઢ પ્રતિજ્ઞા કરો." ઘણાખરા સૈનિકો બોલી ઉઠયા:--" આવો પ્રપંચ ! આવો વિશ્વાસઘાત ? ! અમે શત્રુઓના આવા નીચ કાર્યને કદિ ભૂલી શકીશું નહિ. બસ મરવું કે મારવું એજ અમારો નિશ્ચય છે. સ્વરાજ્યને માટે, સેનાપતિના અકાળ મૃત્યુના બદલો લેવાને માટે તથા સ્વદેશની સ્વાધીનતાને માટે અમારો જાન પણ કબુલ છે."

* * * *

બીજી તરફથી યવન છાવણીમાં પણ ઘણી ચળવળ ચાલી રહી હતી. રહિમખાને સેનાપતિ મહમ્મદને મળી તેને ભીમસિંહના મૃત્યુની હકીકતથી વાકિફ કર્યો હતો. આથી મહમ્મદે પણ રહિમખાનના બુદ્ધિચાતુર્યની ઘણી પ્રશંસા કરી વીરસિંહને અજમેરરાજ્યનું સિંહાસન આપવાનું આશ્વાસન આપ્યું હતું. હમણાં મહમ્મદ પોતાના સૈનિકોને એકત્ર કરી તેમને કહેતો હતો કે:—" વીરબંધુઓ ! આપણા બહાદુર સેનાપતિ રહિમખાને યુક્તિથી રજપૂત સેનાપતિ ભીમસિંહનું ખૂન કર્યું છે તેથી રજપૂતોનો ઉત્સાહ ઓછો થઇ જશે. હવે તેઓ પ્રથમના જેટલી ઉત્તેજનાથી યુદ્ધ કરી શકશે નહિ; માટે

આજે તમે કોઇ પણ રીતે પાછા હઠશો નહિ. જો બિટનકોટઅંદર ઉપર તમે વિજય મેળવશો તો તમને અપાર સંપત્તિ પ્રાપ્ત થશે. આજના તમારા પરાક્રમથી તમ શત્રુઓને પાછા હઠાવજો. તમે જાણો છો કે, આપણે સમસ્ત રાજસ્થાનને હસ્તગત કરવાનું છે. સમસ્ત રાજસ્થાનમાં આપણા ઇસ્લામ ધર્મની સ્થાપના કરવાની છે. તે સાથે દોલત મેળવવાની છે. માટે જાનની પરવાહ રાખ્યા સિવાય યુદ્ધ કરજો."

યવન સૈનિકો બોલી ઉઠયાઃ—" કાફરોને કાપી નાખવા એમાં તે શી મ્હોટી વાત છે? આજે અમે સૌ જરૂર તેમનો પરાજય કરીશું. અમે જાણીએ છીએ કે રાજસ્થાનમાં ઘણી બિહસ્તની હુ-રીઓ જેવી અપ્સરાઓ છે. રાજસ્થાન સ્વાધીન કરી અમે તેમને અમારી બીબીઓ બનાવીશું. અપાર દોલત લૂંટી એમની સાથે મૉ-જમજા ઉડાવીશું."

આવી રીતે મહમ્મદે તેમજ રહિમખાને પોતાના સૈનિકોને ઘણા ઉત્તેજિત કર્યા. બરાબર મધ્યાન્હકાળે યુદ્ધનો આરંભ થયો. રજપૂત સેનાપતિ ભીમસિંહની જગ્યા ઘણા સરદારોના અત્યાગ્રહથી વીર સરદાર રણવીરસિંહે સ્વીકારી હતી. જો કે રણવીરસિંહ ભીમસિંહની બરાબરી કરી શકે એવો તો નહોતોજ; છતાં તે એક વીરપુરુષ હતો. ભય કોને કહે છે એ તે સમજતો જ નહિ. તે પોતાના સૈન્યને મોખરે ઉભો રહીને યવનો સાથે યુદ્ધ કરવા લાગ્યો. પુનઃ ઉભયપક્ષની જય ગર્જનાઓ થવા લાગી. હથિયારો હવામાં ઉડવા લાગ્યાં. અસંખ્ય સૈનિકો ઘાયલ થઇ ભૂમિ ઉપર ઢળી પડવા લાગ્યા. રજપૂતો અતુલ પરાક્રમ પ્રદર્શિત કરતા હોવા છતાં ગયા ત્રણ દિવસના યુદ્ધમાં તે-મની સંખ્યા ઘણી ઓછી થઇ ગઇ હતી; તેથી તેઓ અસંખ્ય

યવન સૈનિકો સ્હામે વિશેષ સમય સુધી ટક્કર ઝીલી શકે એવો સંભવ નહોતો. યવન સૈનિકોનો સેનાપતિ મહમ્મદખાન અને રજપૂત સૈનિકોનો સેનાપતિ રણધીરસિંહ પોતપોતાના સૈનિકોને આવેશભર્યાં વચનો કહીને ઉત્તેજિત-રણોન્મત્ત કરતા હતા. સઘળા સૈનિકોનાં મ્હોં સૂર્યના પ્રખર તાપથી લાલચોળ બની ગયાં હતાં. તેમનાં સર્વાંગ પસીનાથી ભીંજાઇ ગયાં હતાં.

આવી રીતે સંધ્યાકાળ સુધી યુદ્ધ ચાલ્યું આજના યુદ્ધમાં સઘળા રજપૂતો રણભૂમિમાંજ મૃત્યુ પામી સ્વર્ગગમન કરી ગયા. યવનોના ઉત્સાહ તેમજ આનંદનો પાર રહ્યો નહિ. જે થોડા ઘણા રજપૂત સૈનિકો કિંવા સરદારો મરતા બચી ગયા તેઓ આ શોચનીય સમાચાર રાજા અજયપાલને પહોંચાડવાને માટે અજમેર તરફ રવાના થઇ ગયા.

આવી રીતે રાજસ્થાનના સુપ્રસિદ્ધ મિટનકોટ બંદરની રાજદ્રોહી વીરસિંહે યવનોને હાથે દુર્દશા કરાવી ! મિટનકોટ પરાધીન થયું. સ્વાધીનતા દેવીની ગતિ આવી વિચિત્રજ છે. તે કયાંથી આવશે અને કયાં જશે તથા કયારે આવશે અને કયારે જતી રહેશે તેની કોઇને માહિતી હોતી નથી. ?

---

## પ્રકરણ ૨૪ મું.

---

## સતી સાધ્વીની પતિભક્તિ.

પાઠકબંધુ ! ઘણા સમયથી આપણે શાહજાદી જોબેદી અને મર્જીનાની સંભાળ લીધી નથી માટે ચાલો આજે આપણે મક્કામાં જઇ આવીએ. ત્યાર પછી અમે વીર રજપૂત પુરુષોનાં પરાક્રમો

અને સતી સ્ત્રીઓના શૂરાતનને પ્રદર્શિત કરીશું. મર્જીનાને કેદ કરીને પણ શાહજાદી સુખી થઇ શકી નહોતી. મહમ્મદ એમ વિચાર્યા કરતો હતો કે, “ મર્જીના સુખમાં હશે ! તે મ્હારી રાહ જોઇ તેના દિવસો મ્હારું સ્મરણ કરવામાંજ પસાર કરતી હશે. ” શાહજાદી એમ વિચારતી હતી કે, “ મહમ્મદ કયારે પાછો ફરશે તેનો કશો નિશ્ચય નથી. જો તે અહિં આવી પહોંચે તો હું તેની દૃષ્ટિ સમક્ષ મર્જીનાનું ખૂન કરી તેને બાળી શકું અને મ્હારી પ્રેમનિરાશાની વેદનાનો હું બદલો લઇ શકું. અરેરે ! અંતે જો એ ક્રૂર મ્હારી ઇચ્છાને તૃપ્ત નહિ કરી તો હું તેને પણ સુખમાં–શાન્તિમાં રહેવા દઇશ નહિ. મર્જીનાનો જીવ લઇ હું તેનો પણ જીવ લઇશ. પછીથી મ્હારું શુ થશે તેની હમણાં હું કશી કલ્પના કરી શકતી નથી. ખુદાએ મ્હારા ભાગ્યમાં શું બનવાનું લખ્યું છે તે હું સમજી શકતી નથી.”

શાહજાદી જોબેદીનું ચિત્ત આવી રીતે અસ્વસ્થ બની ગયું હતું. દિનપ્રતિદિન તેની અસ્થિરતા તેમજ ઉત્તેજના વધતી હતી. મનુષ્ય પ્રત્યેક પગલે ભૂલ કરે છે–ભૂલ કરવામાં મનુષ્ય સિદ્ધહસ્ત હોય છે. આ જગતમાં આવી ભૂલ કિંવા ભ્રમને પરિણામે મ્હોટો અનર્થ થાય છે. આપણે સ્વાર્થ સારવાને માટે કેટલીક વખતે એવો ભ્રમ કરીએ છીએ કે, તેથી આપણે આપણા તેમજ અન્યના દુઃખના કારણરૂપ થઇએ છીએ. જીવનપર્યન્તના પશ્ચાતાપથી અનુશોચનાથી યાતો રુદનથી, આ ભ્રમથી થયેલા મહાપાપનું પ્રાયશ્ચિત થતું નથી–સ્વાર્થસિદ્ધ નહિ થતાં મનુષ્ય ક્રોધથી અંધ બની જાય છે. એ ક્રોધથી તે આત્મભાન,—સારા નરસાનું જ્ઞાન ભૂલી જાય છે તથા ચિત્તની આવી ઉત્તેજિત અવસ્થામાં તે કેટલીક વખત નહિ કરવાનાં કાર્યો પણ કરી બેસે છે. જોબેદી તેના અંતરને વિવિધ પ્રકારે શાન્ત કરવાનો પ્રયત્ન

કરતી હતી—વારંવાર શરાબ પીતી હતી; છતાં તેના અંતરની અશાન્તિ દૂર થતી નહોતી. તે દુઃખી થતી હતી તેમજ નિરપાધી મર્જીનાને પણ દુઃખી કરતી હતી.

હવે મર્જીનાની કેવી સ્થિતિ હતી તે આપણે જોઇએ. શાહજાદીએ તેને રંગમહેલના—જનાનખાનાના એક ગુપ્ત ઓરડામાં કેદ કરી રાખી હતી. એ ઓરડાને પ્રવેશદ્વાર સિવાય બીજું એક પણ બારી બારણું કે જાળીઉં નહોતું તેથી ત્યાં પૂર્ણ અંધકાર હતો. મર્જીનાને શાહજાદીની દયાથી બે વખત સામાન્ય ભોજન મળતું હતું. પ્રથમ તો શાહજાદી પોતાને ઝેર ખવડાવશે એવા ભયથી બે ત્રણ દિવસ સુધી તેણે કાંઇ ખાધું નહોતું; પરંતુ ભૂખના દુઃખ જેવું દુઃખ જગતમાં બીજું એક પણ નથી; તેથી હવે તે તેને જે કાંઇ ખોરાક મળતો હતો છે તે ખાઇને પોતાના દુઃખી જીવનને ટકાવી રાખતી હતી મર્જીનાના રૂપસૌન્દર્યમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. દુઃખ તેમજ ચિંતાથી તેનું ગુલેગુલાબી મ્હોં મલિન તેમજ તેજોહીન બની ગયું હતું. તેનું સબળ શરીર ધીમે ધીમે દુર્બળ બની જતું હતું. પોતાના પતિનું શું થયું ? યુદ્ધનો કેવો અંત આવ્યો તે જાણવાની તેને ઘણી ચિંતા હતી; છતાં તેના કમનશિબે કોઇ તેના ઉપર દયા દર્શાવે એમ નહોતું.

રાત્રિનો સમય હતો. મર્જીનાના ઓરડામાં એક મંદતેજ દીપક સળગી રહ્યો હતો. મર્જીના બાવે અભાવે થોડું ખાઇ એક ખુણામાં ચિંતામગ્ન સ્થિતિમાં પડી રહી હતી. આવા સમયે શાહજાદી જોએદીએ એ ઠેકાણે પ્રવેશ કર્યો. તેણે પુષ્કળ શરાબ પીધેલો હોવાથી તેનું મ્હોં, આંખો, નાક તેમજ કાન લાલચોળ બની ગયાં હતાં. તેણે તેના શરીર ઉપર એક રત્નજડિત ઓઢણું ઓઢ્યું હતું.

રેશમી પાય જામે પહેર્યો હતો અને પગમાં રત્નજડિત મખમલની સપાટો હતી. શાહજાદીએ આવેશમાંજ પૂછયું:—" કેમ મર્જીના ! કેવી સ્થિતિમાં છે ? "

મર્જીનાઃ—હું કેવી સ્થિતિમાં છું તે તમે સારી રીતે જોઇ શકો છો ? શાહજાદી ! હું તમારા ચરણોમાં નમી પડી કરગરીને પ્રાર્થના કરું છું કે, મ્હને આવી રીતે રિબાવી રિબાવીને કાળના કરાળ મુખ પાસે લઇ જાઓ. જેમ બને તેમ જલદી તમે મ્હારું મૃત્યુ નિપજાવશો તો હું તમારો મ્હારા ઉપર મ્હોટો ઉપકાર થયો માનીશ.

શાહજાદીઃ-ના મર્જીના ! ત્હારે રિબાઇ રિબાઇને મરવું પડશે. શા માટે તું વીર મહમ્મદની પત્ની થઇ ? શા માટે તું મ્હારા પ્રેમ-માર્ગમાં અંતરાયરૂપ થઇ પડી ? મર્જીના ! જો હજી પણ તું મહ-મ્મદને ભૂલી જઇ તેના પ્રેમનો ત્યાગ કરી દૂર વિદેશમાં હમ્મેશાંને માટે જતી રહેતી હોય તો હું તને મુક્ત કરવાને તૈયાર છું. જ્યાં સુધી હું આ જગતમાં જીવતી છું ત્યાં સુધી તું મહમ્મદના સહવાસમાં રહી સુખી થઇ શકીશ નહિ.

મર્જીનાઃ-શાહજાદી ! શું તમે મ્હને મહમ્મદનો પ્રેમ છોડી દઇ વિદેશમાં જવાનું કહો છો ? ના ના-જીવનપર્યંત હું પ્રાણાધિક મહમ્મદનો ત્યાગ કરી શકીશ નહિ. સતી સાધ્વી સ્ત્રી કદાપિ પોતાના પતિના પ્રેમનો ત્યાગ કરી શકે કે ?

પ્રિયતમ પ્રતિમા હૃદયમાં હમ્મેશ રહે બિરાજતી,
એ પ્રાણપ્રભુની બંસરી બસ મધુર સુરથી વાગતી,
આધાર એ મમપ્રાણની જ્યોતિ હૃદયમાં જાગતી.
સંભાળી એ દિલજાનને, હું રાત્રિ દિવસો કાપતી.

માટે શાહજાદી ! વિના કારણ મ્હને શા માટે દુઃખી કરો છો ?

મ્હારો તમે જીવ લેશો તો પણ મહમ્મદ તમારા પ્રેમને કદિ નહિ સ્વીકારે છતાં તમારી ઇચ્છા હોય તો તમે બેલાશક મ્હારો જીવ લ્યો, પરંતુ હવે મ્હને આવી રીતે કેદ કરીને દુઃખ દેશો નહિ. ”

જોબેદીએ પોતાનું અભિમાની મસ્તક હલાવીને કહ્યું:—“ ના મર્જીના ! જ્યાં સુધી મહમ્મદ પાછો નહિ આવે ત્યાં સુધી હું તને મારીશ નહિ. એની દૃષ્ટિ સમક્ષ હું ત્હારો જીવ લઇશ. એ બળતો રહેશે અને હું હસ્યા કરીશ. એટલું છતાં તે મ્હારાં પ્રેમને નહિ સ્વીકારે તો હું તેને પણ મારી નાખીશ. ”

મર્જીનાએ કહ્યું:—“ શાહજાદી ! આસ્માન તૂટી પડે, નેવનાં પાણી મોભે ચઢે, પૃથિવી રસાતળમાં પહોંચી જાય તોપણ તમારી અભિલાષા પૂર્ણ નહિજ થાય. મ્હારા પ્રાણાધિક તમને કદાપિ તેમના હૃદય-મંદિરમાં પ્રતિષ્ઠિત કરશે નહિ; કેમકે તેઓ કાળાંતરે પણ મ્હને ભૂલી જવાના નથી.”

શાહજાદી:—મર્જીના ! ત્યારે તો હું ત્હારું રક્ષણ કરી શકીશ નહિ. ત્હારે મરવુંજ પડશે. હજી પણ મ્હને કહે કે તું મક્કાનો હમ્મેશાંને માટે ત્યાગ કરી વિદેશમાં ચાલી જવાને રાજી છે ?

“ ના. ”

“ બીજો પતિ પરણવાને રાજી છે ? ”

“ સતી સાધ્વી પતિપરાયણા પ્રેમદાનો આલોક કે પરલોકમાં એકજ પતિ હોય છે. હું મહમ્મદ સિવાય જગત ઉપરના સઘળા ન્હાના પુરુષોને મ્હારા ભાઇ અને મ્હોટા પુરુષોને મ્હારા પિતા સમાન સમજું છું. પતિના પ્યારનો તિરસ્કાર કરી પરપુરુષના પ્રેમને સ્વીકારનારી પ્રેમદાને નરકમાં પણ સ્થાન મળતું નથી. સતી તો પતિનીજ ચરણસેવા કરે છે.

સતી સૌભાગ્યની દેવી પતિપદ પ્રેમથી પૂજે,
નિરંતર નાથને સેવી ગુણોનિજ નાથને ગુંજે;
પતિ સાથે જીવન ધરતી, પતિ સાથે બળી મરતી,
પ્રબળ પ્રેમે રતી ધરતી, ચરણુ સ્પર્શે ધરા ધ્રુજે;
'વહે છે દિવ્યતા રગમાં, કરે સંચાર ખગ જગમાં,
સતી વિણુ શ્રેષ્ઠતા જગમાં, સતીની અન્ય ના બુઝે."

"મર્જીના ! અંતે તું મ્હારી એક વાત માનીશ ?"

"શી, વારું ?"

"એજ કે અંતરથી નહિ તો માત્ર મુખેથી પણ તું એટલું બોલી શકીશ કે તું બીજા એક માણસને ચ્હાય છે ?"

જોએદીના તરફ એકાગ્રદષ્ટિથી જોઇ મર્જીનાએ ઉત્તર આપ્યો:--
"જો મહમ્મદનું કશું અનિષ્ટ ન કરવાની પ્રતિજ્ઞા કરો તો હું એ વાતનો વિચાર કરું ?"

"ના—હું પ્રતિજ્ઞા તો નહિજ કરી શકું."

"ત્યારે હું એ વાતનો વિચાર કરવાને પણ ઇચ્છતી નથી. હવે તમે મ્હને વિરક્ત કરશો નહિ. શાહજાદી ! એટલું યાદ રાખજો કે આ દુનિયાનાં કાંઇ તમે માલિક નથી. તમારા ઉપર પણ એક દૈવી પુરુષ છે. તે તમારાં કાર્યોનો ન્યાય કરશે."

"ગુલામડી ! તું કોની આગળ શું બોલે છે તેનું તને જ્ઞાન છે ? મ્હોં સંભાળીનેજ જે બોલે તે બોલજે."

"શાહજાદી ! હું જ્યારે ગુલામડી છું તો પછી મ્હારા જેવી એક સામાન્ય અબળાના પતિને પ્રાપ્ત કરવા માટે તમે આટલાં બધાં અસ્થિર કેમ બની ગયાં છો ? મ્હારા નેત્રમણિ મહમ્મદનો વિચાર તમારા અંતરમાંથી દૂર કરો અને કોઇ પ્રતિષ્ઠિત રાજેન્દ્રને વરો !

અનેક શાહજાદાઓ તમારી સાથે નિકાહ કરવાની ઇચ્છા રાખે છે.”

આ વચનો સાંભળવામાં આવતાં શાહજાદીના ક્રોધની સીમા રહી નહિ. ક્રોધાવેશમાંજ તેણે કહ્યું:—“ગુલામડી! હજી સુધી તું મ્હારી સત્તાને સમજતી નથી તેથીજ આવી રીતે મ્હારું અપમાન કરે છે. તું જાણે છે કે, હુ ધારું તે કરવાને સમર્થ છું.”

મર્જીના:—શાહજાદી! ખુદાએ તમને શા માટે આટલી સત્તા આપી છે તેનો ખ્યાલ કરો. ગરીબોનાં દુ:ખ દૂર કરવાને અને પ્રજાજનોની શુભાશીષ પ્રાપ્ત કરવાનેજ ખુદાએ તમને સત્તા આપી છે. એમ ન સમજતાં કે તેણે ગરીબોનાં ગળાં ઉપર છુરી ફેરવવાને તમને બાદશાહજાદી બનાવ્યાં છે.”

શાહજાદી:—હજી પણ તું મ્હને ઉપદેશ આપે છે? ત્હારા ઉપદેશની મ્હને કશી આવશ્યક્તા નથી. ત્હારું ભાગ્યચક્ર ફર્યું છે—ત્હારી ચારે તરફ દુ:ખનો દાવાનળ સળગવાનો છે; તેથીજ તુ આ પ્રમાણે બકે છે. ત્હારી સમજ ઠેકાણે હોય એમ મ્હને લાગતુ નથી.

મર્જીના:—હા હા, મ્હારી સમજ ઠેકાણે નથી. તમારી ક્રૂરતા તેમજ નિષ્ઠુરતાથી હું અસ્થિર બની ગઇ છું; છતાં શાહજાદી! યાદ રાખજો કે, ખુદાની આ દુનિયામાંથી કાંઇ ધર્મનીતિ અને ન્યાયનો સદંતર નાશ થયો નથી. ખુદા સકળ મનુષ્યોનાં કાર્યો ઉપર નજર રાખે છે અને મનુષ્યને તેનાં કાર્યોનું ફળ અવશ્ય મળે છે. આ ક્ષણભંગુર સંસારમાં—આ માનવદેહનું સાર્થક કરવું મૂકી તમે શા માટે આવો જુલ્મ ગુજારો છો? હું નિર્દોષ છું-મ્હારા પ્રાણાધિક મહમ્મદ નિર્દોષ છે. અમારા તરફ તમારે શા માટે આવું વર્ત્તન ચલાવવું જોઇએ? આ બાંદીના વચનો હમણાં નહિ સાંભળો તો પાછળથી તમારે તમારાં કર્મોનો પશ્ચાત્તાપ કરવો પડશે.

શાહજાદી ક્રોધી સિંહણના જેવી ગર્જના કરીને બોલી ઉઠી:- " શું કહ્યું ? તું નિર્દોષ છે ? ત્હારો મહમ્મદ નિર્દોષ છે ? ના ના- તું તદ્દન જૂઠું બોલે છે. મર્જના ! વિચાર કર, જેણે શાહજાદીના પ્રેમનો અસ્વીકાર કર્યો છે, જેણે મ્હારું અપમાન કરી મ્હને પ્રચંડ અગ્નિમાં સળગાવવા માંડી છે તે નિષ્ઠુર નરને તું નિર્દોષ કહે છે ? ત્હારા પતિનો દોષ તને. ન સૂઝે એ ઉચિત છે; પરંતુ યાદ રાખજે કે, જે શાહજાદી એક વખતે ત્હારા મહમ્મદની પ્રેમભિખારીણી હતી—જે પોતાનું સર્વસ્વ તન, મન અને ધન મહમ્મદના ચરણોમાં સમર્પણ કરવાને ચ્હાતી હતી તેજ શાહજાદી તેના અપમાનનો કિન્નો લીધા સિવાય રહેશે નહિ. બસ મ્હારા તન બદનમાં કિન્નાની પ્રચંડ આગ સળગી ઉઠી છે. એ આગમાં ત્હારે તેમજ મહમ્મદને બળી મરવું પડશે. "

મર્જના નમ્ર બની ગઇ. આ પ્રસંગે વિશેષ કાંઇ બોલવાથી વિપરિત પરિણામ આવશે વિચારી તે કાંઇ બોલી નહિ. શાહજાદી જોએદી પણ તરતજ એ ઓરડામાંથી બ્હાર નીકળી તેનું બારણું બંધ કરી પોતાના શયન-મંદિરમાં આવીસ્વગત વિચારવા લાગી:— "મહમ્મદ! ત્હારા પ્રત્યેનો ત્હારી સ્ત્રીનો પ્રેમ જોઇ હું આજે ઘણાજ આશ્ચર્યમાં પડી ગઇ છું. તને જ્યારે આવી સાધ્વી સતીની પ્રાપ્તિ થઇ છે ત્યારપછી તું મ્હારા જેવીનો પ્રેમ શા માટે સ્વીકારે ? પણ નહિ, ત્હારે મ્હારી ઇચ્છાને પરિતૃપ્ત કરવી જોઇએ. એક પુરુષ બે સ્ત્રીઓને ન ચ્હાઇ શકે કે ? જો બે સ્ત્રીઓને ચ્હાવા જેટલું મનોબળ ત્હારામાં ન હોય તો તું મર્જનાનો ત્યાગ કરી આ શાહજાદીનો પ્રિયતમ થા ! બસ, ત્હારે એમ કરવુંજ જોઇએ ! "

# પ્રકરણ ૨૫ મું.

## સ્વદેશદ્રોહ.

ભીમસિંહનું મૃત્યુ, મિટનકોટ ઉપર યવનોનો જય, મિટનકોટનું શોચનીય રોમાંચ કરે એવું પરિણામ વગેરે સમાચાર અજમેર જઈ પહોંચ્યા. અજમેરનાં સઘળાં નરનારીઓ સમજી શકયાં કે, આ પ્રસંગમાંથી રક્ષણ થવું મુશ્કિલ છે. પોતાના ધર્મનાં મન્દિરોનો તેમજ જન્મભૂમિનો યવનો નાશ કરશે. એમ વિચારી તેઓ સર્વત્ર એકત્ર થઇને એકબીજાને ઉત્તેજિત કરવા લાગ્યાં. આહાર તેમજ નિદ્રાનો ત્યાગ કરી રાણી કમળાવતી અને રાજનન્દિની પ્રભાવતી આખા અજમેરમાં ફરીને અજમેરવાસીઓને ઉત્સાહ અને આશ્વાસન આપવા લાગ્યાં. જે સ્ત્રી પુરુષો અને બાળકો અશક્ત કિંવા દુર્બળ હતાં તેમને કિલ્લામાં આશ્રય આપવામાં આવ્યો. રાણીએ તેમને સૌને એમ કહ્યું કે:—"તમે તમારા અંતરમાં સહજ પણ ભય રાખશો નહિ. યવનો અજમેર તરફ આવશે કે તરતજ કિલ્લાના દરવાજા બંધ કરી દેવામાં આવશે. જ્યાં સુધી કિલ્લામાં અનાજ હશે, ત્યાં સુધી આપણું કશું અનિષ્ટ થશે નહિ. બે મહિને કિંવા છ મહિને યવન સૈન્યને નિરાશ બનીને પાછા ફરવુંજ પડશે. વળી અમે સઘળી રાજસ્થાનની સતીઓ યવનો સાથે યુદ્ધ કરી તેમને '**સતીઓનું શૂરાતન**' કેવું હોય છે તે બતાવીશું."

હવે અમે યવન સૈન્યનું થોડું વર્ણન કરીશું. યવન સૈનિકોએ મિટનકોટ ઉપર જય મેળવી બંદર લૂટવા માંડયું. મિટનકોટમાં રહેતાં અસમર્થ માણસો જીવ બચાવવાના હેતુથી આમ તેમ પલાયન કરી

જતાં હતાં. ધન દૌલતનો ત્યાગ કરી માતા સંતાનને છાતી સાથે ચાંપી, ભાઇ બ્હેનનો હાથ પકડી, ચાલી શકવાને અસમર્થ એવો વૃદ્ધ પતિ યુવતી સ્ત્રીનો હાથ પકડી, ભયની ભાવનાથી પોકાર કરતો કરતો પલાયન કરી જતો હતો; પરંતુ એ સઘળાં અસમર્થ માણુસો કયાં જાય ? તેમની ચોતરફ યવન સૈનિકો ફરી વળ્યા હતા. મિટનકોટની પ્રત્યેક ગલીમાં, જાહિર રાજમાર્ગમાં કલકલ અવાજ કરતી લોહીની નદીઓ વહેતી હતી. એ લોહીની નદીના પ્રવાહમાં કોઇ મનુષ્યનું મસ્તક, કોઇનો પગ તો કોઇનું ઘાયલ થયેલું સર્વાંગ તણાઇ જતું જોવામાં આવતું હતું. માત્ર લોહીની નદી વહેવડાવીનેજ યવનો શાન્ત થયા નહોતા. તેમણે મિટનકોટને પણ આગ લગાડી હતી. મિટનકોટ ભસ્મીભૂત થવા માંડયું હતું અને મકાનો પ્રચંડ અગ્નિથી સળગી જઇ જમીનદોસ્ત થતાં હતાં. આકાશમંડળમાં ધુમાડાના ગોટે ગોટ ભરાઇ જતા જોવામાં આવતા હતા. વારંવાર અગ્નિદેવનો ભીષણ અવાજ થતો જોવામાં આવતો હતો. ચોતરફ યવનોનો "કાફરોને મારો કાપો ! એવો હૃદયભેદક અવાજ સાંભળવામાં આવતો હતો. મિટનકોટમાં અનેક અશક્ત મનુષ્યોએ વિક્રાળ અગ્નિદેવતાની સત્તાને સ્વાધીન થઇ પોતાનો દેહ ત્યાગ્યો. અનેક દુર્બળ મનુષ્યોએ જમીનદોસ્ત થતી ઇમારતો નીચે દબાઇ જઇને દેહ ત્યાગ્યો. થોડા સમયમાંજ મિટનકોટ ભીષણ સ્મશાન સ્વરૂપ બની ગયું.

ભીમસિંહને મારી નાખી ગુપ્તમાર્ગે થઇને વીરસિંહ તેમજ રહિમખાન યવન છાવણીમાં જઇ પહોંચ્યા હતા એ પાઠકો જાણે છે. મિટનકોટની આવી દુર્દશા થયેલી જોતાં વીરસિંહના અંતરમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો હતો. વારંવાર તેના અંતરમાં એવો વિચાર ઉપજતો હતો કે, આજે તેણે જે મહાપાપ કર્યું છે તેનું પ્રાયશ્ચિત્ત

થઇ શકે તેમ નથી—સળગતા અગ્નિમાં તે પોતાના દેહને સળગાવે તો પણ એ શિક્ષા તેના મહાપાપને યોગ્ય થાય તેમ નથી. વળી અલ્પકાળ પછી પાછો તેના અંતરમાં એવો વિચાર આવ્યો કે, પાપ પુણ્ય માત્ર બોલવાનાજ શબ્દો છે. પાપ પુણ્ય એ અશક્ત નામર્દોની કપોલકલ્પિત કલ્પના સિવાય બીજું કાંઇ નથી! આજે તેણે જે મહાપાપ કર્યું છે તેથી તે પોતેજ નહિ; પરંતુ તેના વંશજો સુદ્ધાં રાજમુકુટ ધારણ કરી વિશાળ અજમેર રાજ્યના સિંહાસન ઉપર બિરાજશે! ઉજ્વળ ભવિષ્યની મનોહર કલ્પના વીરસિંહના અંતરમાં ઉપજી. તેના અંતરનો ઘણોખરો ભાર ઓછો થઇ ગયો. તેનું મુખમંડળ પ્રસન્ન બની ગયું.

રહિમખાને વીરસિંહ પાસે આવીને કહ્યું:—"દોસ્ત! કાર્ય પૂર્ણ થયું છે. કાલેજ હું તમને અજમેરના સિંહાસન ઉપર બેસાડી મ્હારાં નેત્રો સાર્થક કરીશ. હું તમને બંધુત્વનો પુરષ્કાર આપીશ."

આવા સમયે યવન સૈનિકોની વિજય ગર્જના સાંભળી વિરસિંહ કંપી ઉઠયો. જોરથી છાતી દબાવી રાખીને તેણે કહ્યું:—બંધુ! શું કાલેજ તમે મ્હને અજમેરના રાજસિંહાસન ઉપર બેસાડશો? જ્યાં સુધી તમે અજમેર ઉપર વિજય મેળવશો નહિ ત્યાં સુધી મ્હને આ વાત સર્વથા અસંભવ જણાય છે."

વિરસિંહનો બરડો થાબડીને રહિમખાને કહ્યું:—"ના ના—કશું અસંભવ નથી! કાલેજ તમને અજમેરના રાજા તરીકે જાહિર કરવામાં આવશે. હવે ચાલો, તમારા સુરક્ષિત મકાનમાં જઇને આપણે વિશ્રાન્તિ લઇએ."

વીરસિંહ રહિમખાનને પોતાના ઘેર લઇ ગયો. વીરસિંહની પત્ની અને બાળબચ્ચાં રહ્યાં રાજનન્દિની પ્રભાવતીની સાથે અજમેરના

કિલ્લામાં ચાલ્યાં ગયાં હતાં એ પાઠકબંધુઓ જાણે છે.

વીરસિંહે અને રહિમખાને ઘણા સમય સુધી એક બીજાની સાથે વાતચિત કરી. પછીથી રહિમખાને ઉઠી ઉભા થઇને કહ્યુઃ—" વીરસિંહ ! હું સેનાધિપતિ મહમ્મદખાનની પાસે જઉં છું. તેમને મ્હારે તમારા સંબંધી કેટલીક હકિકત કહેવાની છે. "

વીરસિંહની રજા મળતાં જ રહિમખાન મહમ્મદની પાસે ચાલ્યો ગયો. ભોજનાદિથી નિવૃત્ત થયા પછી રહિમખાને વીરસિંહનો મહમ્મદખાનને પરિચય આપતાં કહ્યું:—" આપણે જે વીરબંધુની સહાયતાથી સહેલાઇથી મિટનકોટને સ્વાધીન કરી શકયા છીએ તે ક્ષત્રિય બંધુ આજ છે. "

મહમ્મદે વીરસિંહને યોગ્ય સમ્માન આપીને કહ્યુંઃ-"રજપૂતવીર! આપના કાર્યનું યોગ્ય ઇનામ હું આપને અવશ્ય આપીશ. અમે નિર્વિઘ્ને અજમેર જીતી શકીએ એવી આપ ખુદાને પ્રાર્થના કરો."

વિસ્મિત વીરસિંહ વિચારવા લાગ્યો કેઃ—" મ્હને તો રહિમખાને કાલેજ અજમેરનો રાજા બનાવવું કહ્યું હતું !" આમ વિચારી તે ઉત્સુકતાથી રહિમખાનની મુખમુદ્રા તરફ જોવા લાગ્યો.

વિરસિંહના અંતરનો ભાવ સમજી જઇને રહિમખાને કહ્યુંઃ—" જો કે, અમે આજેજ તમને અજમેરરાજ તરીકે જાહિર કરત; પરંતુ જયાં સુધી તમે તમારા દેશબંધુઓની વિરુદ્ધતા જાહિર રીતે નહિ કરો ત્યાં સુધી આપણે રાજસ્થાનનાં અન્ય સ્થાનો સહેલાઇથી સ્વાધીન કરી અજમેર સુધી જઇ શકીશું. હમણાં તો તમે અમારા પક્ષમાં ભળી ગયા નથી એવું જાહિર થવા દેવાનીજ જરૂર છે. "

રહિમખાનનાં વચનોને અનુસરીને મહમ્મદે કહ્યુંઃ—" હા હા, એમજ કરવાની જરૂર છે. જો આપે અમને સહાયતા ન કરી હોત

તો અમારી સ્થિતિ કેવી થાત તેનો અમે વિચાર સુદ્ધાં કરી શકતા નથી. જુઓ સાંભળો, સંધ્યા સમયે આપણે નૌશેરા તરફ રવાના થઇશું. મિટનકોટ પર થયેલા પરાજયના સમાચાર સાંભળી કદાચ રાણા અજયપાલે નૌશેરામાં પૂરતો બંદોબસ્ત કર્યો હશે. જો એમ હોય તો પુનઃ આપની સહાયતાની અમને જરૂર પડયા સિવાય રહે નહિ. આપે અમારી સાથે દોસ્તદારી કરી છે એ વાત અદ્યાપિ મ્હારા તેમજ રહિમખાનના સિવાય બીજું કોઇ જાણતું નથી. આપ એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં એક ચપળ અશ્વ ઉપર સ્વાર થઇને નૌશેરા ચાલ્યા જાઓ. નૌશેરાનો સૈનિકોને યવનોનો ભય ઉપજે એવો પ્રયત્ન તમે કરજો. વળી તેમની સઘળી ઇચ્છાઓ તમે જાણી લેજો અને અમે નૌશેરા આવી પહોંચીએ એટલે અમને સઘળી હકિકત જણાવજો."

વીરસિંહના બરડા ઉપર હાથ રાખીને રહિમખાને કહ્યું:—"બંધુ! તમે ચોક્કસ સમજજો કે, તમારો આ ઉપકાર અમે જીવન-પર્યન્ત કદાપિ ભૂલીશું નહિ. જાઓ વીરસિંહ! જાઓ, જેવી રીતે અમે મિટનકોટ સ્વાધીન કરી શકયા છીએ તેવી રીતે નૌશેરા અજમેર વગેરે સ્થાનો પણ સ્વાધીન કરી શકીએ એવો પ્રયત્ન કરો."

મુગ્ધ બની ગયેલા વીરસિંહે કહ્યું:—"જ્યારે મ્હેં આપની સાથે મિત્રાચારી કરી છે ત્યારે હું આપને સહાયતા કરવામાં મ્હારો જીવ જશે તોપણ તેની ચિંતા કરીશ નહિ. મ્હારું કર્ત્તવ્ય હું બજાવું છું. આપનું કર્ત્તવ્ય—"

વચ્ચેજ રહિમખાન બોલી ઉઠયો:—"અમારું કર્ત્તવ્ય અમે કદાપિ ભૂલી જઇશું નહિ. જાઓ દોસ્ત! મનમાં સહજ પણ સંદેહ રાખશો નહિ."

વીરસિંહ એક ચપળ અશ્વ ઉપર સ્વાર થઇ નૌશેરા તરફ રવાના થયો. ઉચ્છૃંખલ સૈનિકોને એકત્ર કરતાં તથા બીજો જરૂરી બંદોબસ્ત કરતાં કરતાં સંધ્યાકાળ થયો. પછીથી ત્રીજા ભાગના સૈન્યને એક સરદારની સ્વાધીનતામાં મિટનકોટમાં રાખી મહમ્મદ અને રહિમખાન બાકીના સૈન્યસહ નૌશેરા તરફ જવા લાગ્યા. ઘણીજ સાવધાનતાથી તેઓ પહાડી પ્રદેશમાં આગળ વધવા લાગ્યા. કેટલીક વખતે ઘણા ઉંચાણવાળો રસ્તો આવતો હતો તો કેટલીક વખતે ઘણા ઢાળાણુ વાળો રસ્તો આવતો હતો. આવા વિકટ માર્ગોમાં થઇને યવન સૈન્ય નૌશેરાની સરહદમાં જઇ પહોંચ્યું. પછીથી સઘળા સૈનિકો ઉચ્ચ સ્વરે ‘ અલ્લા હો અકબર ’ ની ગર્જના કરવા લાગ્યા. રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ થયો. પંખીઓ વ્યાકુળતાથી માળાનો ત્યાગ કરી પલાયન કરી જવા લાગ્યાં.

મુસલમાનોએ મિટનકોટને જીતી લઇ તેને ભસ્મીભૂત કર્યું છે એવા સમાચાર સંધ્યાકાળ પહેલાંજ નૌશેરાવાસીઓના જાણવામાં આવ્યા હતા. અસહાય નરનારી તેમજ બાળકોએ નાશી જવા માંડયું હતું. ઘણાં ખરાં દુર્બળ માણસો પહાડોની ગુફાઓમાં તેમજ વિશાળ જંગલોમાં જઇને છુપાતાં હતાં.

નૌશેરાનું રક્ષણ કરવા માટે માત્ર કેટલાક રજપૂત યોદ્ધાઓ અને તેમના સરદારો રહ્યા હતા. સંધ્યાકાળ પહેલાં જ્યારે ભયભીત બની ગયેલો વીરસિંહ નૌશેરા જઇ પહોંચ્યો ત્યારે સૌ તેને પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછવા લાગ્યા. વીરસિંહને મુખે તેમણે જે હકીકત સાંભળી તેથી તેમનો અંતરાત્મા સુકાઇ ગયો. તેમની એવી ખાત્રી થઇ ગઇ કે તેઓ અસંખ્ય યવન સૈનિકો સ્હામે ટક્કર ઝીલી વિજય મેળવી શકશે નહિ. નૌશેરાના રજપૂત સૈનિકો આવી રીતે વીરસિંહના

કપટતંત્રથી નિરુત્સાહિત બની ગયા. ત્યાના અધિનાયકે પૂછ્યું:—"બંદરાધ્યક્ષ ! આ પ્રસંગે તમે શું કરવાની સલાહ આપો છો ?"

" મ્હારી સલાહ તો એવી છે કે, આપણે જ્યારે યવનો સાથે યુદ્ધ કરી વિજયી થઇ શકવાના નથી ત્યારે પછી યુદ્ધ કરી નકામું અસંખ્ય સૈનિકોનું લોહી રેડાવા દેવાની શી જરૂર છે ? તમે અજમેર-રાજ અજયપાલ પાસે જાઓ અને તેમની સલાહ અનુસાર વર્તો. તમારા આવતા સુધી હું પોતેજ નૌશેરાની સંભાળ રાખીશ. "

વીરસિંહનાં આ વચનો સેનાપતિને ઉચિત લાગ્યાં; તેથી તે તેની સલાહ અનુસાર અજમેર તરફ ચાલ્યો ગયો. આવી રીતે વિશ્વાસઘાતક સ્વદેશદ્રોહી બંદરાધ્યક્ષ વીરસિંહના કુટકૌશલથી રક્તપાત થયા વગરજ નૌશેરાને યવનોએ હસ્તગત કર્યું.

નૌશેરાના અધિનાયકે વીરસિંહને મુખે જે હકીકત સાંભળી હતી તે સઘળી તેણે અજમેરની રાજસભામાં નિવેદન કરી. રાજા, મંત્રી કહ્લન મહાત્મા, રાણી વગેરે સૌએ એમ વિચાર્યું કે, શોક તથા દુઃખથી વિરસિંહ ઉન્મત્ત બની ગયો છે. વીરસિંહની પત્ની ચપળાએ જ્યારે એમ સાંભળ્યું કે, તેના પતિ નૌશેરામાં છે ત્યારે તે બોલી ઉઠી:—" શું તેઓ નામર્દની માફક જીવ બચાવી ભિટનકોટથી નૌશેરા નાશી આવ્યા છે ? ભિટનકોટને સ્મશાન થયેલું જોઇને પણ તેઓ જીવતા રહ્યા છે ? રજપૂત વીરને માટે આવું વર્તન ઉચિત છે કે ? સ્વદેશના સંરક્ષણાર્થે ભીમસિંહે જીવ આપ્યો, અસંખ્ય ક્ષત્રિયવીરો અને રણઘેલા રજપૂતોએ જીવ આપ્યો; છતાં તેમનાથી જીવ ન આપી શકાયો કે ? હું હવે એવા કાયર ભીરુ પતિનું મુખ સુદ્ધાં જોઇશ નહિ "

મધ્યાન્હકાળના સમયે રાજા અજયપાલ મહાત્મા કહ્લન અને

મંત્રી સમરસિંહ વાતચિત કરતા બેઠા હતા. મહાત્મા કહ્લને કહ્યું:- " અજયપાલ ! અજમેરનું રક્ષણ કરવાની વ્યવસ્થા જેમ બને તેમ જલદી કર. યવનોએ મિટનકોટ અને નૌશેરા હસ્તગત કર્યા છે તેથી ત્હારે એક ક્ષણને માટે પણ નિર્ભય રહેવું ઉચિત નથી."

સમરસિંહે કહ્યું:—" મ્હેં પ્રથમથીજ યવનો સાથે વિરુદ્ધતા કરવામાં નારાજી દર્શાવી હતી; પરંતુ એ સમયે કોઇએ મ્હારી નારાજી તરફ લક્ષ્ય આપ્યું નહોતું ભીમસિંહના જીવ ગયો છે. બંદરાધ્યક્ષ વીરસિંહ પાગલ બની ગયા છે. મ્હને તો હવે સ્વરાજ્યનું ભવિષ્ય સારું જણાતું નથી."

આ સમયે હાંફતો હાંફતો એક સિપાહી આવી પહોંચ્યો. સૌએ ઉત્સુકતાથી તેને પુછ્યું:—" કેમ, શા સમાચાર છે ?"

સિપાહીએ ઉત્તર આપ્યો:—યવનો નૌશેરાને હસ્તગત કરી ત્યાં રહ્યા છે. યવન સૈનિકોને તેમના સેનાધિપતિએ એક દિવસ વિશ્રાંતિ લેવા માટે રજા આપી છે. યવનોએ નૌશેરાને લૂંટવા માંડ્યું છે. તેઓ વિશાળ મકાનોને આગ સળગાવે છે, તથા જે કાંઇ ધન રત્નાદિ મળી આવે છે તે લૂંટી લે છે. આપણા દેવદેવીઓની મૂર્ત્તિઓને તોડી ફોડી નાખી દે છે ! નૌશેરાનાં દુર્બળ નરનારીઓ તો પ્રથમથીજ યવનોના ભયથી પલાયન કરી ગયાં હતા."

આ સમયે અજયપાલે ઉઠી મંત્રી સમરસિંહનો હાથ પકડીને કહ્યું:—" સમરસિંહ ! તમે વિના વિલંબે સૈન્યસહ શત્રુઓ સાથે યુદ્ધ કરવાને જાઓ."

આમ કહી સમરસિંહને આલિંગન કરી રાજા અજયપાલે તેને વિદાય કર્યો.

સમરસિંહે કહ્લન મહાત્માને પ્રણામ કરીને કહ્યું:—" મહાત્મા !

હવે આપના આશીર્વાદ ઉપર વિશ્વાસ નથી; છતાં આશીર્વાદ આપો કે યવનોના લોહીથી હાથ રંગી મરી શકું."

કહ્લન મહાત્માએ સમરસિંહના મસ્તક ઉપર હસ્ત મૂકીને કહ્યું:—"જા વત્સ! ભવાની ત્હારી ઇચ્છા પૂર્ણ કરશે."

સમરસિંહ વિદાય થયો. તે દષ્ટિમર્યાદાની બ્હાર જાય ત્યાં સુધી અજયપાલ તેના તરફ નિર્નિમેષ દષ્ટિથી જોઇ રહ્યો. પછીથી તેણે એક ગાઢ નિશ્વાસ મૂકયો. કહ્લન મહાત્મા તરફ જોઇને તેણે કહ્યું:—"મહાપ્રભુ! મ્હેં જો કે અનેક દોષ કર્યા હશે, અસંખ્ય પાપ કર્યાં કાર્યાં હશે; છતાં અજમેરવાસીઓએ એવાં શાં પાપ કર્યાં છે કે તેમની માનમર્યાદા, ધનપ્રાણ તથા જીવનનો આવી રીતે નાશ થવા બેઠો છે? આટલા સમય સુધી માતા ભવાનીની સેવા કરી છતાં તે પણ સંતુષ્ટ ન થઇ કે?"

કહ્લન મહાત્માંનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. એક ગાઢ નિશ્વાસ મૂકીને તેમણે કહ્યું:—"અજય! ત્હારો દોષ નથી; માતા ભવાનીનો પણ દોષ નથી—દોષ માત્ર મ્હારા ભાગ્યનોજ છે. હજી પણ તું આવી રીતે નિરુત્સાહિત બની જઇશ એમ હું ધારતો નહોતો! મ્હારા મનમાં એવો વિશ્વાસ હતો કે, તું પ્રૌઢ હોવા છતાં ત્હારામાં યુવાવસ્થાની ઉત્તેજના કાયમ છે. અરેરે! હિન્દુસ્તાનના રહેવાસીઓ ધીમે ધીમે પોતાનું કર્ત્તવ્ય ભૂલી જવા લાગ્યા છે. બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર એકાકાર થવા લાગ્યા છે. બ્રાહ્મણો પણ ધીમે ધીમે શુદ્રના જેવો વ્યવહાર ચલાવવા લાગ્યા છે. વ્યક્તિગત સ્વાર્થ ધીમે ધીમે માત્ર રાજસ્થાનવાસીઓનોજ નહિ પરંતુ સમગ્ર હિન્દુજાતિનો દેવતા થયો છે! જે જાતિમાં વ્યક્તિગત સ્વાર્થનો સમાવેશ થાય છે—જે જાતિનું ધર્મબંધન અને આચાર

વ્યવહાર શિથિલ થાય છે એ જાતિનું પતન અવશ્ય થાય છે. બે દિવસ પહેલાં કે પછી હિન્દુસ્તાન યવનોના અધિકારમાં જરૂર જશે. હમણાં યવનોની ઉન્નતિનો સમય છે. પોતાના ઇસ્લામધર્મનો સર્વત્ર પ્રચાર કરવાને માટે તેઓ વ્યાકુળ બની ગયા છે. ધર્મની આગળ તેઓ પોતાના જીવનને પણ તુચ્છ સમજે છે. એ શક્તિશાળી જાતિની સાગે ટક્કર ઝીલવાનું સામર્થ્ય હિન્દુઓમાં નથી. ભારતના કેટલા રાજાઓની પાસે મ્હેં સહાયતા માગી હતી? હવે મ્હને કહે જોઇએ કે, કેટલા રાજાઓ તને સહાયતા કરવાને આવ્યા છે? ના—એક પણ રાજા આવ્યો નથી તેમ આવશે પણ નહિ. આત્મરક્ષણ એજ વર્ત્તમાન હિન્દુઓનો મૂળમંત્ર છે. તેથીજ હિન્દુસ્તાનનું પતન અવશ્ય થશે એમ હું કહું છું; છતાં આ પ્રસંગે યવનો રાજસ્થાનને સ્વાધીન કરી શકશે નહિ. હજી થોડા સમય સુધી તેમની ઇચ્છા ફળિભૂત થવાની નથી. જો આ સમય દરમ્યાન હિંદુઓ પરિસ્થિતિને સમજી પોતાની શક્તિ અનુસાર ચાલતાં શિખશે તો ઠીક છે; નહિ તો તેમના કિસ્મતમાં યવનોનું દાસત્વ લખાયલું છે એનું કોઇ ખંડન કરી શકશે નહિ."

અજયપાલે કહ્યું:—"પિતા! મ્હને ક્ષમા કરો. મ્હારી પ્રજાને આવી રીતે દુઃખી થયેલી જોઇને હું અસ્થિર બની ગયો છું. મ્હારું મસ્તક ભ્રમિત થયું છે."

આ સમયે રાણી કમળાવતી ત્યાં આવી પહોંચી. તેની દૃષ્ટિમાં સંપૂર્ણ દૃઢતા જોવામાં આવતી હતી. ગંભીરતાથી તેણે કહ્યું:—"રાજેન્દ્ર! અજમેર દુર્ગના સઘળા દરવાજા બંધ કરવાની આપ મ્હને રજા આપો. મ્હેં રાજ્યનાં સઘળાં બાળકો તેમજ સ્ત્રીઓને દુર્ગમાં આશ્રય આપ્યો છે."

ઉદાસ દૃષ્ટિથી રાણી તરફ જોઇને અજયપાલે ઉત્તર આપ્યો:—
" ના ના રાણિ! જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તેમ બની શકશે નહિ. યવનો અજમેરમાં આવવાના હોય તો ભલે આવે. પ્રથમ હું યુદ્ધ કરીને રણક્ષેત્રમાંજ મરીશ; પછીથી તમને જેમ ઠીક લાગે તેમ કરજો. જ્યાં સુધી હું જીવતો હોઇશ ત્યાં સુધી યવનો મ્હારી પરમ પવિત્ર જન્મભૂમિને સ્પર્શ કરી શકશે નહિ."

આ સમયે ત્વરિત ગતિથી ભીમા પણ ત્યાં આવી પહોંચી, તથા સૌના તરફ તીવ્ર દૃષ્ટિપાત્ કરીને તેણે કહ્યું:—" અરેરે! હજી સુધી તમે સૌ અહિં બેસી રહ્યાં છો? યવનો યુદ્ધને માટે આમંત્રણ કરે છે અને તમે વિચારમગ્ન બની જઇ બેસી રહ્યાં છો ?! તમને શરમ પણ નથી આવતી! ઉઠો રાણીજી? તમે યવનો સાથે યુદ્ધ કરી "**સતીઓનું શૂરાતન**" પ્રદર્શિત કરવાની પ્રતિજ્ઞા કરી હતીને ? આવી રીતે બેસી રહીને યુદ્ધ કરવાનો તમારો વિચાર છે કે શું ? અજમેરનાં રાજ્યેશ્વરી તરીકે તમે તમારા કર્ત્તવ્યનો વિચાર કરો. આજે અજમેર રાજ્યની કેટલી સ્ત્રીઓ પોતાના પતિ, ભાઇ તેમજ પિતાને ગૂમાવી આક્રંદ કર્યા કરે છે? આમ છતાં તમે રાજેન્દ્રની પાસે બેસી વાર્ત્તાવિનોદ કરો છો ? અરેરે! આ ઘણું શરમ ભરેલું દેખાય છે! ઉઠો, સત્વર યુદ્ધ કરવાને ચાલો."

ભીમાનો હાથ ઝાલી નમ્ર સ્વરે કમળાવતીએ કહ્યું:—" ના ભીમા! હું રાજેંદ્રની સાથે બેસીને વર્ત્તાવિનોદ નથી કરતી ? હું યુદ્ધ સંબંધીનીજ કેટલીક વાતચિત કરવાને અહિં આવી છું."

ભીમાએ આવેશમાંજ કહ્યું:—" માત્ર વાતચિત કિંવા સલાહથી યુદ્ધ થતું નથી. વળી તમે યુદ્ધ સંબંધીની વાતચિત કોની સાથે કરશો ? જેઓ યુદ્ધવિદ્યાવિશારદ હતા, સાહસિક હતા તેઓ

તો સ્વર્ગમાં ચાલ્યા ગયા છે, તમારે આવવું હોય તો ચાલો;—હું યુદ્ધ કરવાને જઉ છું."

રાણીએ ભીમાનો હાથ પકડીને તેને પોતાની પાસે બેસાડી. નીચે બેસી શૂન્યદૃષ્ટિથી સૌના તરફ જોઇને ભીમા ગાવા લાગી કેઃ—

"સખિ, જો ! દૂર દૂરથી સંભળાય સ્વરો મુજ શ્યામનારે!
તે મુજ કામના રે. સખિ જો૦
સન્ધ્યા સ્નેહભરી જો આવી,
નવનવલા રંગો કંઈ લાવી,
સન્દેશા મુજને કહેતી સુખધામના રે !
તે મુજ કામના રે. સખિ જો૦
શ્યામ રૂંડો અર્મીદેશ સુહાવે,
મીઠલડી નિજ બંસી બજાવે;
સ્વર તેના ઝીલે જન ઠામે ઠામના રે !
તે મુજ કામના રે. સખિ જો૦
એ સ્વરની લગની છે લાગી,
ભવની ભારી ભાવટ ભાગી,
ગીતડાં ગાઉં એ વ્હાલા ગુણગ્રામનાં રે !
તે મુજ કામના રે. સખિ જો૦
તારક દીપ જડયા આવાસે,
શ્યામતણા એ સૂર પ્રકાશે;
ક્યારે હું એ સમજું મર્મ તમામના રે !
તે મુજ કામના રે. સખિ જો૦
માનવના મંદિરમાં સરતા,
ડગલે ડગલે રસભર ભરતા,
રેલંતા એ સૂર મધુર સુરધામના રે !
તે મુજ કામના રે. સખિ જો૦

સખિ ! ઉરમાં એ સૂર ઉતારૂં,
હૈયું ધબધબ ધબકે મ્હારૂં,
રાગ રચું નવલા વ્હાલાના નામના રે !
તે મુજ કામના રે. સખિ જો૦

સખિ ! સન્ધ્યા જો રંગ મચાવી,
એ સ્વરમાં નિજ હૈર સમાવી,
જોવા ચાલી દીવા દિવ્ય મુકામના રે.
તે મુજ કામના રે. સખિ જો૦

એ સન્ધ્યા સંગે હું જાઉં,
શ્યામ ઉરે રસપૂર સમાઉં !
વ્હાલે સૂર સદા ઝીલું વિશ્રામના રે !
તે મુજ કામના રે. સખિ જો૦

સખિ, જો ! દૂર દૂરથી સંભળાય સ્વરો મુજ શ્યામનારે !"
(ખબરદાર.)

ભીમાએ જ્યારે ગાન ગાવાનો આરંભ કર્યો ત્યારે રાજનન્દિની પ્રભાવતી આવીને તેની પાછળ ઉભી રહી હતી. સંગીત સંપૂર્ણ ગાઇ રહ્યા પછી ભીમા ઉઠી ઉભી થઇ. પ્રભાવતીએ હસીને કહ્યું:—" ભીમા દેવી ! હું તમારી સાથે આવીશ. તમે મ્હને તમારી સાથે લઇ જશો ને ?"

ભીમાએ પ્રભાવતી તરફ જોઇને કહ્યું:—પ્રભાવતી બ્હેન ! તમે મ્હારી સાથે ન આવશો. તમારી ઉમર અદ્યાપિ ઘણી ન્હાની છે. હજી તમે જગતમાં આવીને સહજ પણ સુખ ભોગવ્યું નથી. હું એકલીજ શત્રુનો સંહાર કરવાને જઇશ. મ્હારી સઘળી અભિલાષાઓ પૂર્ણ થઇ છે. મ્હારે માટે હવે ઇશ્વરે નવીન સંસાર નિર્માણ

કર્યો છે. જુઓ જુઓ, મ્હારા સ્વામી દેવતા સ્વર્ગમાંથી મ્હને બોલાવે છે." આમ કહી આંગળી ઉંચી કરી, ભીમા એકાગ્રદૃષ્ટિથી આકાશ તરફ જોઇ રહી.

રાજનન્દિની પ્રભાવતીએ કહ્યું:—" ભીમાદેવિ! મ્હારી પણ સઘળી અભિલાષાઓ પૂરી થઇ છે. આપણી જનની જન્મભુમિને યવનોએ કલંકિત કરી છે–રાજસ્થાન કલંકિત થયું છે. માતા ભવાનીની કૃપા હવે આપણા ઉપરથી ઉઠી ગઇ છે. હવે આવું તિરસ્કૃત જીવન ટકાવી રાખવામાં શો સાર છે? ભીમાદેવિ! હું પણ તમારી સાથે આવી મરણને શરણ થઇશ."

મસ્તક હલાવીને ભીમાએ કહ્યું:—" માત્ર મૃત્યુને આધીન થવાને માટે તમે મ્હારી સાથે આવી શકશો નહિ. જુઓ સાંભળો, મ્હારા પતિ કહે છે કે "મૃત્યુને આધીન તો સૌ થઇ શકે છે. શિયાળ કૂતરાં પણ મરે છે! પરંતુ પ્રત્યેક્ મનુષ્યે કર્ત્તવ્ય બજાવીનેજ મૃત્યુને આધીન થવું જોઇએ." હું યવનોને મારીને મરીશ. તમારાથી તેમ બનશે?"

આમ કહીને નિર્નિમેષ નયને ભીમા પ્રભાવતીની મુખમુદ્રા તરફ જોઇ રહ્યાં.

દૃઢતાથી પ્રભાવતીએ ઉત્તર આપ્યો:—" હું પણ યવન સેનાપતિનો શિરચ્છેદ કર્યા સિવાય મૃત્યુને આધીન થઇશ નહિ. જન્મભૂમિના હૃદયમાં પરાજયની છુરી વાગી છે તેનો બદલો જ્યાંસુધી હું નહિ લઉં ત્યાં સુધી મ્હને શાન્તિ થનાર નથી. પ્રથમ તમે મ્હારી સાથે ચાલો. કિલ્લાના રક્ષણ માટે કેવો બંદોબસ્ત થયો છે તે આપણે જોઇ આવીએ. આ સમયે યવનોને સતીઓના શૂરાતનનો ઉત્તમ પરિચય પ્રાપ્ત થશે. રજપૂતાણીઓ પુરુષો કરતાં પણ વિશેષ શક્તિ ધરાવે છે!"

પછીથી બન્ને જણીઓ ત્યાંથી ચાલી ગઇ. અજયપાલે મહાત્મા કહ્લન તરફ જોઇને કહ્યું:—"ભીમા દીવાની બની ગઇ હોય એમ લાગે છે!"

કહ્લન મહાત્માએ કહ્યું:—"એ દીવાની બની જાય એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? ભીમસિંહ ઉપર એનો અપાર પ્રેમ હતો! હવે એકલી ભીમા જે કાર્ય કરશે તે કાર્ય દશ પુરુષોથી પણ નહિ થઇ શકે.

ચાલ અજય! ભવાનીના મંદિરમાં જઇએ જેથી અંતરની આશંકા અને ઉદ્વેગ દૂર થાય."

સૌ વિદાય થયાં.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### અંતિમ વિદાય.

યવનોએ નૌશેરા ઉપર વિજય મેળવ્યો. અસંખ્ય રજપૂત યોદ્ધાઓ સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરતા કરતા, યુદ્ધક્ષેત્રમાં ઝઝુમીને પોતાની આલોકની જીવનલીલા પૂરી કરી સ્વર્ગવાસી થયા. જેમ જેમ યવનો અજમેર તરફ અગ્રેસર થતા હતા તેમ તેમ અજયપાલની ચિંતા વૃદ્ધિંગત થતી હતી. અદ્યાપિ સુધી ચિત્તોડાધિપતિ તરફથી સહાયતા આવી પહોંચી નહોતી. મંત્રી સમરસિંહે પણ યવનો વિરુદ્ધ યુદ્ધ કરવા જઇને પોતાના દેશને માટે—પોતાના માલિકને માટે પોતાનું જીવન ઉત્સર્ગ કર્યું હતું. અસંખ્ય રજપૂતાણીઓ પોતાના પતિ, બંધુ તેમજ પિતા આદિને ગૂમાવી બેઠી હતી.

યવનોએ નૌશેરા ઉપર વિજય મેળવ્યો છે અને તેઓ ધીમે ધીમે અજમેર તરફ આગળ વધે છે એવા સમાચાર જ્યારે અજમેરાધિપતિ અજયપાલના જાણવામાં આવ્યા ત્યારે તેની ચિંતાનો પાર રહ્યો નહિ. આ અરસામાં ચિત્તોડમાં પણ કાંઇ રાજકીય ખટપટ ચાલતી હોવાથી ચિત્તોડ તરફથી અજમેરાધિપતિને સહાયતા મળી શકી નહિ.

અજયપાલ જો કે પચાસ વર્ષની ઉમ્મરનો હતો; છતાં તેની હિમ્મત, શૌર્ય, વીર્ય વગેરેની તુલના થઇ શકે તેમ નહોતી. તે જ્યારે પોતાના પ્રિય સેનાધિપતિ ભીમસિંહ અને સુજ્ઞ મંત્રી સમરસિંહને આ યુદ્ધમાં ગૂમાવી બેઠો ત્યારે તેણે જાતેજ શત્રુઓ સાથે યુદ્ધ કરવા જવાનો નિશ્ચય કર્યો.

સંધ્યાકાળનો સમય હતો. રાણો અજયપાલ પોતાના વિશ્રામાલયમાં બેઠો બેઠો આકાશ પાતાળના વિચારો કર્યા કરતો હતો. એવામાં રાણી કમળાવતીએ એ સ્થાને હાજર થઇને કહ્યું:— "સ્વામિન્! શો વિચાર કરો છો?"

"શો વિચાર કરું છું? રજપૂત રાજાના અંતરમાં સ્વદેશચિંતા સિવાય બીજો શો વિચાર હોઇ શકે? રાણિ! હવે મ્હને આપણા રાજસ્થાનનું—આપણા અજમેરનું ભાગ્ય ઉજવળ જણાતું નથી. અસંખ્ય યવન સૈનિકોએ વિજયગર્વથી ઉત્તેજિત બની જઇ આપણા પરમ પવિત્ર રાજસ્થાનમાં પ્રવેશ કર્યો છે. શું અંતે સ્વતંત્ર રાજસ્થાન યવનોના હાથમાં જશે? આપણી જન્મભૂમિ વિધર્મીઓની વાસભૂમિ થશે? આ પ્રચંડ યુદ્ધમાં મ્હેં મ્હારા આધાર સ્તંભસ્વરૂપ ભીમસિંહ તેમજ સમરસિંહ જેવા શૂરા યોદ્ધાઓને ગૂમાવ્યા છે. હવે સ્વદેશની સ્વતંત્રતાના આ ભીષણ યુદ્ધમાં હું પણ

મ્હારા પ્રાણનું બળિદાન આપીશ રણચણ્ડીની તૃષાને શાન્ત કરીશ.

કમળાવતી:—રાણાજી ! આવી રીતે અસ્થિર ન બની જાઓ સ્વદેશને માટે જો જીવ આપવો પડે તો એના જેવા મહા સૌભાગ્યનો પ્રકાર સ્વદેશભક્ત રણઘેલા રજપૂતોને માટે બીજો એક પણ નથી. વળી ભવિષ્યની પરિસ્થિતિનો વિચાર કરવાની કાંઇ જરૂર નથી ઇશ્વરે જેમ થવાનું નિર્માણ કર્યું હશે તેમ થયાજ કરશે. આપ ચિંતાને પરહરો અને યુદ્ધાર્થ જવાની તૈયારી કરો.

અજયપાલ:—પ્રાણાધિકે ! મ્હને એજ ચિંતા થયા કરે છે કે, ન કરે નારાયણ અને મ્હારો જીવ જો યુદ્ધમાં ચાલ્યો જાય તો તમારી કેવી સ્થિતિ થાય ? પ્રબળ યવન સૈનિકોની નિષ્ઠુરતામાંથી તમે કેવી રીતે આત્મરક્ષણ કરી શકો ? મ્હારી કુસુમ સમાન કોમળ કન્યાઓની કેવી સ્થિતિ થાય ?

કમળાવતી:—પ્રભુ ! એ સંબંધી પણ આપ બિલકુલ શોક કરશો નહિ. હમણાં આપે અમારી ચિંતાને હૃદયમાં સ્થાન આપવું જોઇએ નહિ. વળી અમારી કુળમર્યાદાનું અમારાં માનપ્રતિષ્ઠાનું તેમજ અમારા સતીત્વધનનું સંરક્ષણ કેમ કરવું એ અમે સો સારી રીતે જાણીએ છીએ. રાજસ્થાનની રજપૂતાણીઓ પોતાના ધર્મ આગળ જીવનને તુચ્છ સમજે છે. જ્યારે વિજયપ્રાપ્તિની આશા નિર્મૂળ થશે, જ્યારે યવનો અજમેરને હસ્તગત કરશે ત્યારે અમે શત્રુઓનો સંહાર કરી આપનું અનુસરણ કરીશું, તથા જે સ્ત્રીઓ યુદ્ધ કરી શકે તેમ નહિ હોય તેને માટે જહરવતની વ્યવસ્થા કરીશું.

અજયપાલ:—પ્રાણાધિકે! હવે મ્હારી સમસ્ત ચિંતા દૂર થઈ છે. હવે હું કોઇ પણ પ્રકારની ચિંતા, શંકા કે ભય રાખ્યા સિવાય શત્રુઓ સાથે યુદ્ધ કરીશ. કહ્લન મહાત્માનું કહેવું એવું છે કે, રાજ-

નન્દિની પ્રભાવતી આપણા રાજ્યનું રક્ષણ કરી શકશે—યવનોના આક્રમણને અટકાવી તેમને નિરાશ બનાવી શકશે માટે તું તેને જહરવ્રતનું પાલન કરવા દઇશ નહિ. તેના ઉપર જ્યારે સાક્ષાત પરમાત્માની કૃપા છે ત્યારે તેનું કોઇ અનિષ્ટ કરી શકશે નહિ એવી મ્હને દઢ ખાત્રી છે.

કમળાવતીઃ—હું આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ.

અજયપાલઃ—ત્યારે હું આજે રાત્રેજ અવશિષ્ટ સૈન્યસહ મેડતા તરફ જવાને ઇચ્છું છુ; કેમકે શત્રુઓએ મેડતાની સરહદમાં પ્રવેશ કર્યો છે એવા સમાચાર ગુપ્તદૂત માર્ફત મ્હારા જાણવામાં આવ્યા છે.

કમળાવતીઃ—રહો, હું મ્હારી પુત્રીઓને બોલાવું, પછીથી અમારી સૌની પાસેથી વિદાય લઇ આપ બેલાશક યુદ્ધાર્થે રવાના થજો.

આમ કહી રાણી ઉઠી અને તે પોતાની બન્ને પુત્રીઓને બોલાવી લાવી. તેમની સાથે ભીમા પણ આવી પહોંચી. ભીમા ઉન્મત્ત બની ગઇ હતી. પતિવિયોગ પછી તેની બુદ્ધિ શુદ્ધિ ઠેકાણે રહી નહોતી. બન્ને રાજકુમારિકાઓએ સજળ નયને પિતાને પ્રણામ કર્યા. ભીમાદેવી એકાગ્રદષ્ટિથી રાજા તરફ જોઇ રહી. કમળાવતીએ પ્રભાવતીને ઉદ્દેશીને કહ્યું:—“ બેટા ! ત્હારા પિતાજીને યુદ્ધમાં જવાને વિદાય આપ. ”

પ્રભાવતીએ કહ્યું:—“ જાઓ-પિતા ! નિશ્ચિંતે જાઓ. અમારી સહજ પણ ચિંતા રાખશો નહિ. યદા કદાચિત અમારા દુર્દૈવે આપ સ્વર્ગમાં જશો તો અમે પણ સ્વર્ગમાં આવી આપને મળીશું. વળી અજમેરની આપ ચિંતા રાખશો નહિ. જ્યાં સુધી અમારા અંગમાં ઉષ્ણ શોણિત વહેતું હશે ત્યાં સુધી શત્રુઓ યવનો અજમેરને સ્વાધીન

નહિજ કરી શકે."

ભીમા બોલી ઉઠી:—"રાજેન્દ્ર! હવે એક પળ પણ નકામી ન ગૂમાવો. જે દુરાચારી યવનોએ મ્હારા પ્રાણાધિક પ્રિયતમનો જીવ લીધો છે તેમનો સંહાર કરવા હું પણ છાયાસ્વરૂપે આપની પાછળ આવીશ."

અજયપાલે કહ્યું:—"ભીમાદેવિ! આવી રીતે ચંચળ ન બની જાઓ. હમણાં તમે મ્હારી સાથે આવો એ મ્હને ઉચિત લાગતું નથી. અત્રેજ રહો તમે તમારા વૈરની વસુલાત લેવાનો પ્રસંગ ટૂંક સમયમાંજ તમને પ્રાપ્ત થશે."

ભીમા બોલી ઉઠી:—"ના ના—રાજેન્દ્ર! કિન્નો લેવાને માટે મ્હારું હૃદય તેમજ મન અતિ ઉત્તેજિત બની ગયું છે. હું મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ—મ્હારા પતિનો જીવ લેનાર દુષ્ટ નરાધમને હું નરકમાં મોકલીશ. સતી સ્ત્રી સદા સર્વદા નિર્ભયજ હોય છે."

રાજાએ નિરુપાય થઇને કહ્યું:—"ઠીક, ત્યારે મ્હારી સાથે તમે આવી શકો એવો બંદોબસ્ત હું કરું?"

"ના—મ્હારે માટે આપ કશો બંદોબસ્ત કરશો નહિ. હું આપની સાથે આવીશ નહિ. માત્ર આપ મ્હને યવનોની છાવણીમાં જોઇ શકશો."

"જેવી તમારી ઇચ્છા." રાજાએ ઉત્તર આપ્યો અને તરતજ ભીમા ત્યાંથી ચાલી ગઇ. રાજાએ રાણી તેમજ કન્યાઓ તરફ જોઇને કહ્યું:—"હવે હું જઉં છું—તમે સાવધાન રહેજો. ત્રણ માસ સુધી ચાલી શકે એટલી ખાદ્યસામગ્રી કિલ્લામાં ભરી રાખવામાં આવી છે; માટે હું કિલ્લાની બ્હાર નીકળું કે તરતજ તમે કિલ્લાના દરવાજા બંધ કરાવજો. પછીથી કોઇને કિલ્લાની બ્હાર નીકળવા

દેશો નહિ. મિટનકોટના બંદરાધ્યક્ષ વીરસિંહની વફાદારી માટે પણ મ્હારા અંતરમાં સંશય ઉપજ્યો છે; પરંતુ તેથી તમે તેની પત્ની તેમજ સંતાનને કિલ્લામાંથી કાઢી મૂકશો નહિ. જ્યારે જ્યારે કોઇ પણ પ્રકારની સલાહ લેવાની જરૂર જણાય ત્યારે મહાત્મા કહ્લન પ્રભુની સલાહ લેજો. મ્હેં પણ તમારી સંભાળ રાખવાની તેમને વિનંતિ કરી છે. બ્હેન પ્રભા અને વિમળા! તમે હવે જાઓ. હું તમારી માતા સાથે કેટલીક ખાનગી વાતચિત કરવાને ઇચ્છું છું"

પિતાની આજ્ઞાને શિર પર ચઢાવી, પુનઃ પિતાને પ્રણામ કરી, આશીર્વાદ સ્વીકારી બન્ને બ્હેનો ત્યાંથી ઉદ્યાનમાં ચાલી ગઇ. વિમળા તો ભાવી ભયની ભાવનાથી અસ્થિર બની ગઇ હતી. પ્રભાવતી તેની ભગિનીની આંતરૂસ્થિતિને સારી રીતે સમજી ગઇ. તેણે કહ્યું:—બ્હેન! આટલી બધી ચિંતાતુર કેમ જણાય છે?"

"પિતાજીનું શું થશે એ વાતનો વિચાર કરતાં મ્હારું કાળજું કંપી ઉઠે છે." વિમળાએ ચિંતાનું કારણ પ્રદર્શિત કર્યું.

"પિતાજીનું શું થશે એ ચિંતા આપણે શા માટે કરવી જોઇએ? ધરણીધરે જેમ ધાર્યું હશે તેમ થશે. મૃત્યુનો તને આટલો બધો ભય લાગે છે?"

"બ્હેન! મૃત્યુનો વિચાર આવતાં હું ધ્રૂજી જઉં છું; છતાં એટલું ચોકકસ સમજી રાખજે કે હું આપણા પવિત્રકુળને કલંક લગાડી કાયર અબળાની માફક આત્મરક્ષણ કરવાને માટે અધર્મ કાર્ય તો નહિજ કરું."

"એ માટે મ્હને પૂર્ણ ખાત્રી છે. હવે હું કહ્લન મહાત્મા પાસે જઉં છું. તું આટલામાંજ ફર્યા કર. મહાત્માશ્રીને પૂજાની સામગ્રી તૈયાર કરી આપી હું પાછી અહિં આવીશ."

આમ કહીને પ્રભાવતી માતા ભવાનીના મંદિર તરફ ચાલી ગઇ. રાજનન્દિની વિમળા ઉદ્યાનમાં આમ તેમ ફરવા લાગી.

## પ્રકરણ ૨૭ મું.

### રત્નગઢની રંભા.

પ્રિય પાઠક ! હવે ચાલો આપણે એક વખત ચિત્તોડ તરફ જઇ આવીએ. જે સમયની આ નવલકથા લખાય છે એ સમયે પણ ચિત્તોડ સમસ્ત રાજસ્થાનના ગૌરવસ્વરૂપ હતું. અત્યાર પૂર્વે વીરભૂમિ ચિત્તોડમાં અનેક વીરપુરુષોએ જન્મ ગ્રહણ કરીને પોતાના પ્રબળ પરાક્રમથી ચિત્તોડનું નામ સર્વત્ર ઉજ્વળ કર્યું હતું. આ સમયે ચિત્તોડમાં કેશરીસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. કેશરીસિંહ પોતાની માત્ર પંદર વર્ષની ઉમ્મરે પિતાનો પરલોકવાસ થયાથી રાજસિંહાસન ઉપર બિરાજ્યો હતો. હમણાં તેની ઉમ્મર લગભગ વીસ વર્ષની હતી; છતાં તેના શૌર્યવીર્યની, તેની ઉદારતા અને બુદ્ધિચાતુર્યની સર્વત્ર અતિ પ્રશંસા થતા હતી. આજે આપણે કેશરીસિંહની વિલાસ-વાટિકામાં પ્રવેશ કરવાનો છે.

આ વિલાસ-વાટિકા ઘણી રમણીય હતી. તેમાં અનેક તરુલતાઓ વિકસિત થયેલી હતી. સંધ્યાકાળ થવા આવ્યો હતો. પશુ-પંખીઓ મધુર કલરવ કરતાં સ્વસ્થાન તરફ જતાં જોવામાં આવતાં હતાં. વસંતઋતુ ચાલતી હોવાથી ઉદ્યાનના તરુલતાઓએ અભિનવ સૌન્દર્ય ધારણ કર્યું હતું. વિવિધ પ્રકારનાં પુષ્પો ચારે દિશાએ પોતાની સૌગંધ ફેલાવી રહ્યાં હતાં આંબાની ડાળ ઉપર કોયલ મધુર

ટુહુકો કરી રહી હતી. ઉદ્યાનમાં કેટલાંક સ્થળોએ આરસપત્થ-રનાં સુંદર આસનો ગોઠવેલાં જોવામાં આવતાં હતાં. ઉદ્યાનના મધ્યભાગમાં એક મ્હોટો હૉજ હતો. એ હૉજમાં ફુવારો તૈયાર કરાવવામાં આવ્યો હતો, તથા એ ફુવારામાંથી ગુલાબજળની ધારાઓ રાત્રિ દિવસ ઉડતી જોવામાં આવતી હતી.

ધીમે ધીમે સૂર્યભગવાન્ પશ્ચિમ દિગ્વધૂને આલિંગન કરવા માટે પશ્ચિમ દિશામાં ઉતરી પડયા. પશ્ચિમ દિગ્વધૂ સૂર્યસ્વામીનું સ્વાગત કરવાને માટે વિવિધરંગી સાડી પહેરીને સુસજ્જિતા બની ગઇ. શીતળ વાયુ ફુંકાવા લાગ્યો આવા સમયે એક ચૌદપંદર વર્ષની, ઇંદ્ર-લોકની અપ્સરાઓને, બિહસ્તની હુરીઓને તથા ગંધર્વની કિન્નરીઓ-ને પણ પોતાના સ્વરૂપસૌન્દર્યથી ઝાંખી પાડી દે એવી સુંદરી અસ્થિર ચિત્તે આ વિશાળ વિલાસવાટિકામાં ફર્યા કરતી હતી. વારં-વાર તે સ્વગત એમ કહેતી હતી કેઃ—"હજી સુધી કેમ આવ્યા નહિ? હમ્મેશાં તેઓ બરાબર આ સમયેજ વાટિકામાં આવી મ્હારી સાથ પ્રેમવિનોદ કરે છે. અહાહા! તેમના મ્હારા પ્રત્યેના અવર્ણનીય પ્રેમની તુલના થઇ શકે તેમ નથી. તેમના વિયોગે હું એક ક્ષણ પણ સ્થિર રહી શકતી નથી. મ્હને એમ લાગે છે કે, તેમણે મ્હને જાદુજ કર્યું છે.

જાદુ ભર્યું તન બદનને જાદુભરી છે આંખડી,
પ્રિયતમ રસિકવરની પ્રતિમા લાગતી શું ફાંકડી?
જોઇ મૂર્તિ એ નવેલી નાર થઉં છું રાંકડી,
સંભાળું એ પ્રિય શ્યામને પળ પળ અને ઘડીએ ઘડી."

બરાબર આ સમયેજ વાટિકામાં કેશરિસિંહ આવી ચઢ્યો. પ્રથમ તે આ દેવાંગના જેવી સુંદરીને જોઇ શક્યો; પરંતુ સુંદરી

તેને જોઇ શકી નહિ. તે તો પુનઃ સ્વગત કહેવા લાગીઃ–" અહા ! મ્હેં એમ સાંભળ્યું છે કે, એક બે દિવસમાં તેઓ મ્હારો ત્યાગ કરીને ચાલ્યા જશે; ત્યારે મ્હને કેટલું બધું દુઃખ થશે ? ના ના હું તેમની સાથેજ જઇશ. તેઓ મ્હારા જીવનસર્વસ્વ છે. તેમના વિયોગે હું અલ્પકાળને માટે પણ અત્રે રહી શકીશ નહિ."

આ વચનો કેશરીસિંહના સાંભળવામાં આવ્યાથી તેણે સ્વગત કહ્યું:–" વાહ ! કેવી પ્રેમાળ છે. રાત્રિ દિવસ બસ મ્હારુંજ સ્મરણ કર્યા કરે છે.

પ્રેમાળ પ્યારી સુંદરી નિજ હ્રદયમાં ચિંત્વન કરે,
જળના વિયોગે માછલી, અહિં આવીને ઝુરી મરે,
રાત્રિ દિવસ ને સ્વપ્નમાં બસ ધ્યાન એ મ્હારૂં ધરે,
પાસે જગતમાં સુશીલ પ્રમદા, સફળ તે જીવન કરે.

ચાલ, હવે હું તેની પાસે જઉં, તથા પ્રેમમદિરા પી અંતરને આનંદિત કરું."

આમ સ્વગત બોલીને કેશરીસિંહ સુંદરીની સમીપ આવી પહોંચ્યો. સુંદરી શરમાઇ ગઇ તથા તેણે નીચે જોયું. કેશરીસિંહે અંતરના આવેગથી કહ્યું:–"સુંદરિ ! હ્રદયપ્રતિમા ! અત્યાર સુધી મ્હારું સ્મરણ કરતાં હતાં અને હવે શરમાઓ છો શા માટે ? જુઓ સાંભળો,

અધર રસપાન કરવાને પ્રિયા હું પાસ આવ્યો છું,
વદનકાન્તિ તમારી આ નિરખવા પાસ આવ્યો છું;
કરીને કંઈ અજબ જાદુ હ્રદય સાથે લગાવી દો,
ઘવાયેલા હ્રદયની પર દવા પ્રેમી લગાવી દો.

પ્રિયા ! પાસે આવેલા હ્રદયનાથ તરફ લક્ષ્ય સુદ્ધાં આપી શકતાં નથી? દિલદારને તમારી મોહિની સુરત બતાવી પણ શકતાં નથી?

મૃગલોચની ઓ મદભરી, ના રોષ અંતરમા ધરો,
આલિંગી મ્હારા અંગને, અંતર તણી પીડા હરો,
રસચેલી રસના સાગરે; પિયુ સાથ સ્નાન સદા કરો,
રસરાજના બાજારમાં, ખરીદી તમે મ્હારી કરો.

પ્રાણાધિકે! આમ શરમાઓ છો શા માટે? શરમને કાઢી નાખો—અને મ્હને ભેટી પડો.”

સુંદરીએ સહજ દૂર ખસી જઇને કહ્યું:—“ જાઓ—જાઓ—તમે ધુતારા છો, ઠગારા છો. આ બાગમાં છુપાઇ રહી તમે જાણી જોઇને મ્હને દુઃખ દેતા હતા, કેમ?

ધુતારા છો, ઠગારા છો, મ્હને શાણા સતાવી છે,
કરીને બહુ કપટલીલા, વિરહ તાપે તપાવી છે;
દરદ આ દિલનું જોતાં, દયા કહો કેમ ના આવી?
અરેરે હાય આંતરડી અમારી કેમ કકળાવી?

જાઓ, હવે હું તમારી સાથે બોલવાની નથી. મ્હને હવે બોલાવશો નહિ.”

કેશરીસિંહે આગળ ખસી સુંદરીના હાથને પકડીને કહ્યું:—“રંભા! આમ રીસાવું ઉચિત છે કે? જો મ્હારી ભૂલ જઇ હોય તો મ્હને ક્ષમા કરો-વિશેષ રોષ તમારા નમ્ર અંતરમાં ન ધરો—તથા બે ઘડી આનંદ વિનોદ કરો.”

રંભાએ કહ્યું:—“ તે સાથે આપ એક શર્ત કરો.”

“ શી શર્ત કરું?”

“ મ્હેં એમ સાંભળ્યું છે કે, આપ અજમેરાધિપતિને યુદ્ધમાં સહાયતા કરવા જનાર છો. જો એ વાત સત્ય હોય તો મ્હને તમારે સાથે લઇ જવી પડશે;—કેમ મ્હારી શર્ત કબુલ છે ને?” રંભાએ

પોતાનો હેતુ પ્રદર્શિત કર્યો.

"દેવિ! મ્હારી સાથે આવવામાં તમને અનેક અડચણો વેઠવી પડશે. વળી હું કાંઇ ત્યાં વિશેષ સમયને માટે રોકવાનો નથી. કાર્ય પૂર્ણ કરીને હું સત્વર અત્રે આવી પહોંચીશ: માટે તમે મ્હારી સાથે ન આવો તોજ સારું." કેશરીસિંહે કહ્યું.

"આપ મ્હારો ભય રાખશો નહિ. મ્હારા પિતાએ ( આ રંભાના રત્નગઢના રાજાની પુત્રી હતી ) મ્હને યુદ્ધ સંબંધીનું શિક્ષણ આપ્યું છે એ આપ સારી રીતે જાણો છો. હું પણ પુરુષવેષ ધારણ કરી આપની સાથે આવીશ. રાજસ્થાનની સતી સાધ્વી સ્વદેશભક્ત સન્નારીઓને સ્વરાજ્યનું સંરક્ષણ કરવામાં યથાશક્તિ સહાયતા કરીશ."

"એમ કરવા જતાં તમારો જીવ જોખમમાં આવી પડવાનો સંભવ છે." કેશરીસિંહે ભયનું સૂચન કર્યું.

"રજપૂતાણી સંકટને સમજતી નથી; આપ માત્ર આપના કર્ત્તવ્યકર્મનો વિચાર કરો અને મ્હારી ચિંતા પરહરો.

શૂરી સતીઓ ઘૂમે છે યુદ્ધમાં નિજ દેશને માટે,
બની પ્રબળા રમે રણરંગમાં નિજ દેશને માટે.
જીવનને તુચ્છ સમજે છે, સદા નિજ દેશને માટે,
મરીને મોક્ષ પામે છે, સતી નિજ દેશને માટે !"

રંભાના વીરત્વપૂર્ણ વચનો સાંભળી કેશરીસિંહ અતિ આનંદિત થયો. તેણે પોતાને આવી બહાદુર પત્ની પ્રાપ્ત થયેલી હોવાથી અંતરમાં ને અંતરમાં જગનિયંતા નારાયણનો આભાર માનીને કહ્યું:—

"પ્રાણાધિકે! સતી રજપૂતાણીના મુખમાં આવાજ શબ્દો શોભે છે. આવજો હૃદયહારિણિ! તમે પણ સ્વદેશનું રક્ષણ કરવાને માટે

યુદ્ધમાં આવજો. અત્યાર સુધી મ્હને તમારી વીરતાનો પૂર્ણ પરિચય નહિ થયેલો હોવાથીજ મ્હેં તમને સાથે લઇ જવાની નારાજી દર્શાવી હતી; પણ જ્યારે તમારી પ્રબળ ઇચ્છા છે ત્યારે તમે બેશક મ્હારી સાથે આવજો અને તમારા પ્રબળ પરાક્રમથી રત્નગઢની રંભાનું નામ દીપાવજો. કહો, હવે આ પ્રાણપતિને મધુર અધરામૃતનું પાન કરાવશો? મ્હને આલિંગનપાશમાં બાંધી મ્હારી મદનપીડા શાન્ત કરશો ?

ચક્ષુ ચપળ ત્હારાં મહીં હું મદનનું દર્શન કરૂં,
ઓષ્ઠ સુંદર ચંદ્ર જેવા, ચુમીને પીડા હરૂં;
સુવાસ વિકસિત દેહમાં લાવણ્યનો નહિ પાર છે;
સહવાસ ત્હારામાં અતિ આનંદનો આધાર છે.

આવ આવ, મ્હારી પ્રિયતમા ! આ રસિક ભ્રમરને હવે વધુ ન તલસાવ."

રંભા શરમાઇ ગઇ. તેણે અલ્પકાળ પછી અસ્પષ્ટસ્વરે કહ્યું:-
"રસભોગી ભ્રમરનો પ્રેમ ચિરસ્થાયી હોતો નથી. તે નવી નવી પુષ્પકળીઓની સુગંધ લેવાનેજ લલચાય છે. તમે પણ એવા રસભોગી ભ્રમર થવાને ઇચ્છો છો કે ?"

કેશરીસિંહે કહ્યું:—"પ્રિયા ! ખરેખર, મ્હારી ભૂલ થઇ છે. મ્હારા પ્રેમમાં તમે સહજ પણ અવિશ્વાસ રાખશો નહિ. હું કાંઇ ઇંદ્રિયોનો દાસ નથી કે તમારા પ્રેમનો ત્યાગ કરી અન્ય સ્ત્રીના સહવાસને સ્વીકારું !"

આમ કહી કેશરીસિંહ અગ્રેસર થયો, અને તેણે રંભાના ગુલે-ગુલાબી અધરોષ્ઠ ઉપર ચુંબન કર્યું. પછીથી તેણે રંભાને પોતાના આ-લિંગનપાશમાં બાંધી દઇને કહ્યું—"કેમ રસિકા ! હવે આપણે આરામ લેવા જઇશું ?"

" જેવી આપની અભિલાષા " આમ કહીને રંભા રાજમહાયલ તરફ જવા લાગી. કેશરીસિંહ પણ રંભાનો હાથ ઝાલી તેની સાથે જવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### વૈરની વસુલાત.

" નહીં મુઝકો રહી દુનિયામેં ફિર ઉમ્મીદ જીનેકી,
નિકાલેગા વોહ સીનેસે ખ્વાહિશ હરવકત કીનેકી."

સુપ્રસિદ્ધ મેડતા નગર સુધી વિજયગર્વથી ગર્વિત બનેલા યવનો આવી પહોંચ્યા હતા. અજમેર હવે સહેલાઇથી સ્વાધીન કરી શકાશે એવી મહમ્મદખાન અને રહિમખાનના અંતરમાં દૃઢ ધારણા બંધાઇ હતી. વિશ્વાસઘાતી મહાપાપી વીરસિંહ પણ છુપાતો છુપાતો યવન સૈનિકો સાથે સ્વદેશનું સત્યાનાશ વાળવાને આગળ વધતો હતો.

આજે મેડતા આગળ મહા ભીષણ યુદ્ધ થવાનું હતું. અજમેરનો રાજા અજયપાલ અસંખ્ય રણઘેલા રજપૂતો સાથે મેડતામાં આવી પહોંચ્યો હતો. હજી સુધી ચિત્તોડનો રાણો કેશરીસિંહ સહાયતા કરવાને માટે આવી પહોંચ્યો નહોતો.

યવન તેમજ રજપૂત સૈનિકો પૂર્ણ ઉત્તેજિત બની ગયેલા જોવામાં આવતા હતા. ' હર હર મહાદેવ, ' ' જય મહારાણા અજયપાલનો જય ' ' જય માતા ભવાનીનો જય ' એવી રણશૂરા રજપૂતોની ધરાને ધ્રૂજાવી નાખનારી ગર્જનાઓ સાંભળવામાં આવતી

હતી, ત્યારે યવનો પણ ' દીન દીન—અલ્લા હો અકબર ' ની ગર્જનાઓ કરતા હતા.

બરાબર સ્હવારના આઠ વાગ્યે યુદ્ધનો આરંભ થયો. બન્ને પક્ષ તરફથી તીરો છુટવા લાગ્યાં, તલવારો ચમકવા લાગી, ભાલાઓ ઉછળવા લાગ્યા અને તે સાથે ઉભયપક્ષના અનેક સૈનિકો જમીનદોસ્ત થવા લાગ્યા યવનોની સંખ્યા અપાર હતી; તેમની વિરુદ્ધમાં રણશૂરા રજપૂતોની થોડી ઘણી સંખ્યા વિશેષ સમય સુધી ટક્કર ઝીલી શકે એવો સંભવ નહોતો; છતાં તેમના વીર્ય શૌર્ય, સાહસ અને આત્મત્યાગનું વર્ણન નિર્જીવ શબ્દોથી થઇ શકે તેમ નથી. આ યુદ્ધનું સેનાપતિપદ રાણા અજયપાલેજ સ્વીકાર્યું હતું. તે વારંવાર પોતાના સૈનિકોને વીરતાસૂચક વચનોદ્વારા ઉત્તેજિત કરતો હતો. ચો તરફથી મારો કાપોનો અવાજ સાંભળવામાં આવતો હતો.

આવી રીતે સંધ્યાકાળ સુધી ભીષણ યુદ્ધ ચાલ્યું. આ સમય દરમ્યાન અસંખ્ય રજપૂત સૈનિકો મૃત્યુ પામ્યા અને તેમણે સ્વદેશયજ્ઞના કુંડમાં પોતાનાં જીવનનું બળિદાન આપ્યું. સંધ્યાકાળે માત્ર નહિ જેટલા રજપૂતોજ જીવતા રહ્યા. અદ્યાપિપર્યન્ત રાણો અજયપાલ પ્રણીજ વીરતા પ્રદર્શિત કરીને યુદ્ધ કરતો હતો; છતાં તેના અંતરમાં પણ નિરાશાએ પ્રવેશ કર્યો હતો. યવનોના આનંદનો પાર નહોતો. તેઓ બાકી રહેલા રજપૂતો ઉપર પ્રબળ વેગથી તૂટી પડયા અને આ છેલ્લા હુમલા વખતે બાકો રહેલા વીર રજપૂતો સાથે અજમેરાધિપતિ અજયપાલનો જીવ ગયો અને યુદ્ધ બંધ પડયું. વિધિના લેખને કોણ મીથ્યા કરી શકે છે. ? !

* * * * * * * *

રાત્રિના લગભગ દશ વાગ્યાનો સમય હતો. યવન સૈનિકો યુદ્ધ-

શ્રમથી શ્રમિત થઇ રસોઇ બનાવવાની ખટપટમાં પડયા હતા. પૂર્ણિમાની રાત્રિ હોવાથી આકાશમાં ચંદ્રદેવ પૂર્ણતેજથી પ્રકાશી રહ્યા હતા. આવા સમયે કેટલાક યવન સૈનિકોએ એક ઉન્મત્ત બની ગયેલી સ્રીને ઉત્તેજિત સ્થિતિમાં પોતાની છાવણીમાં રખડતી જોઇ; તેથી એક સૈનિકે તેને ઉદ્દેશીને પૂછ્યું:—" સુંદરિ ! તું કોણ છે તથા અમારી છાવણીમાં શા માટે આવી છે ?

દીવાની સુંદરીએ ઉત્તર આપ્યો:—" હું દીવાની છું અને યવન સેનાપતિ રહિમખાનની મુલાકાત લેવાને ઇચ્છું છું. જ્યોતિષ-શાસ્ત્રનું મ્હને સારૂં જ્ઞાન હોવાથી હું ખાનસાહેબનું ભવિષ્ય જોવાનો વિચાર રાખું છું. "

દીવાનીને મુખે આ વચનો સાંભળી કોઇ તેની મશ્કરી કરવાનું સાહસ કરી શકયું નહિ. તરતજ એક સૈનિકે દીવાનીને ઉદ્દેશીને કહ્યું:—" સુંદરિ, ચાલ હું તને ખાનસાહેબના તંબુમાં લઇ જઉં."

"ભલે ચાલો." કહીને દીવાની એ યવન સૈનિકની સાથે સાથે સેનાપતિ રહિમખાનના તંબુમાં ગઇ. દીવાનીને એ તંબુમાં રાખી યવન સૈનિક ત્યાંથી ચાલ્યો ગયો.

રહિમખાન એક આસન ઉપર બેઠો બેઠો જમી પરવારીને હુક્કો પીતો હતો. તેણે આ દીવાની સ્ત્રીને પોતાની પાસે આવેલી જોઇને કહ્યું—" સુંદરિ ! તું કોણ છે તથા મ્હારી પાસે કેમ આવી છે ?"

દીવાનીએ ઉત્તર આપ્યો:—" ખાનસાહેબ ! જો કે હું દીવાની છું; છતાં જ્યોતિષશાસ્ત્ર સંબંધીનું મ્હને સારું જ્ઞાન છે. હું સહેલાઇથી આપનું ભૂત ભવિષ્ય જણાવી શકું તેમ છું."

આ વચનો સાંભળવામાં આવતાં પ્રથમ તો રહિમખાનનાં અંતરમાં સહજ સંશય ઉપજ્યો; પરંતુ પછીથી તેણે એમ વિચાર્યું કે,

" આ દીવાની કદાચ કોઇ જૂદા ઉદ્દેશથી મ્હારી પાસે આવી હશે; તો પણ તે મ્હને શું કરી શકનાર છે? આમ વિચારીને તેણે કહ્યું:- વારું, ત્યારે તું મ્હારું ભવિષ્ય જોઇશ કે? "

" હા ઘણી ખુશીથી; પરંતુ આપને મ્હારા આશ્રમમાં આવવું પડશે. હું કોઇને ત્યાં જઇને કોઇનું ભવિષ્ય જોતી નથી. વળી આપનું ભવિષ્ય હું જોઉં તેના બદલામાં આપ મ્હને શું આપશો?"

આ વાક્યો સાંભળી રહિમખાન વિચારમાં પડી ગયો. તેણે કહ્યું: " દીવાની સ્ત્રીનો તે વળી આશ્રમ હોય ખરો કે? બાકી જો તું મ્હારું ભવિષ્ય અત્રે જુએ અને ત્હારાં વચનો ઉપર મ્હને વિશ્વાસ બેસે તો હું તને તુ માગે તે આપવાને તયાર છું."

"જો આપને મ્હારા ઉપર વિશ્વાસ ન બેસતો હોય તો ભલે મ્હારા આશ્રમમાં મ્હારા ત્રણ શિષ્યો રહે છે. હું આ જ્યોતિષવિદ્યાથી જે કાંઇ પયદા કરૂં છું તેમાંથી મ્હારો તેમજ મ્હારા શિષ્યોનો નિર્વાહ થાય છે. વારૂં, ખાનસાહેબ! જ્યારે આપને મ્હારા ઉપર અવિશ્વાસ ઉપજ્યો છે ત્યારે આપ બેસો—હું વિદાય થઉં છું.!"

આમ કહીને સુંદરી ચાલી જવા લાગી. તેને જતી અટકાવીને રહિમખાને કહ્યું:-" સુંદરિ હિંદુઓના જ્યોતિષશાસ્ત્રઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. તમે માઠું લગાડશો નહિ. હું તમારા આશ્રમમાં આવવાને તૈયાર છું." આમ કહીને રહિમખાન આસન ઉપરથી ઉઠયો, અને વસ્ત્રો પહેરી લઇ તે આ સુંદરીની સાથે જવા લાગ્યો.

મેડતા નગરથી લગભગ એક માઇલ દૂર એક નિર્જન સ્થળે એક જીર્ણ ઝુંપડી આવેલી હતી. સુંદરી યવન સેનાપતિ રહિમખાનને એ ઝુંપડીમાં લઇ ગઇ. સુંદરીના ત્રણ શિષ્યો ઝુંપડીની બ્હાર તાપણી સળગાવીને તાપતા બેઠા હતા. તેમના શરીર ઉપર ભગવા રંગનાં

વસ્ત્રો હોવાથી રહિમખાનના અંતરમાં તેમને માટે સંશય ઉપજ્યો નહિ. સુંદરીએ ઝુંપડીમાં પ્રવેશ કરી, એક મીણબત્તી સળગાવી અને એક મૃગચર્મ રહિમખાનને બેસવા માટે આપ્યું. રહિમખાન આસન ઉપર બેઠો. યુવતી પણ તેની પાસેજ બેઠી તથા તેણે રહિમખાનનો જમણો હાથ પોતાના હાથમાં લઇ તીક્ષ્ણદૃષ્ટિથી તપાસવા માંડયો. આવી રીતે થોડા સમય સુધી રહિમખાનનો હાથ જોઇને સુંદરીએ કહ્યું:–"સેનાપતિ સાહેબ ! તમારું ભાગ્ય ઘણુંજ શોકજનક છે. જો આપના અંતરમાં ભય ન ઉપજતો હોય તો હું આપને સઘળી સત્ય હકીકત કહું ?"

"મ્હને સહજ પણ ભય ઉપજવાનો નથી. તમે સઘળી સત્ય હકીકત મ્હને કહો." રહિમખાને કહ્યું.

સુંદરીએ કહ્યું:—"ખાનસાહેબ ! આજે રાત્રેજ તમારું મૃત્યુ નિપજવાનું હોય એમ મ્હને લાગે છે !"

"આજે રાત્રે મ્હારું મૃત્યુ નિપજશે એમ તમે કહો છો ?! હું તમારું કહેવું માની શકતો નથી." રહિમખાને કહ્યું.

"ઠીક છે, ત્યારે હું તમને મ્હારાં વચનોની સત્યતા સાબિત કરી આપું છું." આમ કહીને સુંદરી ફરી બ્હાર ગઇ, તથા બ્હાર બેઠેલા પોતાના ત્રણે શિષ્યોને ચૂપકીદીથી તેણે કાંઇ કહ્યું. તરતજ એ ત્રણે શિષ્યો પાસેના એક વિશાળવૃક્ષના થડ પાછળથી પોતાનાં છુપાવેલાં હથિયાર લઇ આવી ઝુંપડીમાં બેઠેલા રહિમખાન પાસે ઉપસ્થિત થયા. તથા તેઓમાંના એકે કહ્યું:–"નરાધમ! હવે કહે કે આજે ત્હારું મૃત્યુ થવાનું છે કે નહિ ?"

આવો ભીષણ પ્રકાર જોવામાં આવતાં રહિમખાન ભયભીત બની ગયો. તેનું સર્વાંગ કંપી ઉઠયું. આવેશમાંજ તેણે કહ્યું:–"આવો

દગો? આવો વિશ્વાસઘાત? આવો પ્રપંચ?!"

બરાબર આ સમયે દીવાની સુંદરીએ રહિમખાન પાસે આવીને કહ્યું:-"દુષ્ટ! અમારા આ કાર્યને તું દગો-પ્રપંચ તેમજ વિશ્વાઘાત સમજે છે? જો એમજ હોય તો ત્હેં કયી નીતિથી પ્રપંચનો આશ્રય લઇ સેનાધિપતિ ભૈરવનું ખૂન કર્યું હતું? મ્હારા પ્રાણેશને સ્વર્ગમાં મોકલી તું અહિં સુખ ભોગવવાને ઇચ્છે છે કે? નહિ નહિ, મ્હારા પતિનું ત્હેં દગાથી ખૂન કરેલું હોવાથી હું ત્હારું ખૂન કરી મ્હારા વૈરની વસુલાત લેવાને ઇચ્છું છું. મ્હારા વૈરની વસુલાત લીધા પછી હું પણ સ્વર્ગમાં મ્હારા સ્વામી દેવતા પાસે ચાલી જઇશ."

રહિમખાન સમજી ગયો કે, આજે તે કોઇ પણ ઉપાયથી હવે આ મૃત્યુદેવીના પંઝામાંથી મુક્ત થઇ શકનાર નથી; છતાં તેણે તદ્દન નમ્ર બની જઇને કહ્યું:—"સુંદરિ! તમારા પતિનું ખૂન મ્હેં કર્યું નથી. તેમનું ખૂન કેવી રીતે થયું છે તેની પણ મ્હને માહિતી નથી. હું નિર્દોષ છું—મ્હને તમે જીવનદાન આપો—બિનગુન્હેગારને ન કાપી નાખો."

પાઠકો હવે ઓળખી શકયા હશે કે આ દીવાની સુંદરી બીજી કોઇ નહિ પરંતુ ભીમાજ હતી. ભીમાએ આવેશમાં કહ્યું:—"નર પિશાચ! તું નિર્દોષ છે? ના ના-હું ત્હારા મહાપાપને પિછાની શકી છું. વીર સેનાધિપતિ ભીમસિંહનું ખૂન કરી ત્હેં રાજસ્થાનને પરતંત્ર કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે; પરંતુ નિષ્ઠુર નરરાક્ષસ! ત્હેં હજી રાજસ્થાનની સતીઓના શૂરાતનને જોયું નથી; તેથીજ તું વિજયગર્વથી મલકાતો હતો."

રહિમખાન બોલી ઉઠયો:—"આવા દગાને તું શૂરાતન કહે છે?"

સુંદરીએ ઉત્તર આપ્યો:—" પિચાશ! દગાબાજની સાથે દગોજ રમવો પડે છે. અધર્મીને પકડવાને માટે અધર્મનોજ આશ્રય લેવો પડે છે. ત્હારા પોતાનામાંજ ક્યાં ધર્મ છે કે તું ધર્મનું દર્શન કરી શકે? આજે અલ્પકાળમાંજ ત્હારી જીવનલીલા પૂરી થશે. હું આજે મ્હારું વૈર લેવાને વિકાળ કાળિકા બની છું; સમજ્યો?

વિકાળ થઈ છું કાળિકા હું મ્હારૂં વૈર લેવાને,
વિદારૂં છાતી ત્હારી હું, કપટ પ્રતિદાન દેવાને.
લોહી ત્હારૂં રેડીને, હું સ્નાન આનંદે કરૂં;
પ્રતિજ્ઞા પૂરી કરીને પ્રાણ હું મ્હારો હરૂં '

રહિમખાને આવેશમાંજ કહ્યું:—

" પાષાણી થઇને સુંદરી શું જીવ લેવા ચ્હાય છે ?
નિર્દોષ પર તલવાર ફેરવતાં દયા ના થાય છે ?
અબળા છતાં પ્રબળા બનીને ધર્મ ભૂલી જાય છે,
કળિયુગના આ કાળમાં અન્યાય કેવો થાય છે! '

સુંદરીએ ઉત્તર આપ્યો:—

"અન્યાય નહિ પણ ન્યાય આ ઈશદૃષ્ટિમાં લેખાય છે!
અંતકાળે પાપીઓ આવી રીતે પસ્તાય છે.
જગતને અન્યાયનો દરબાર ના તું સમજતો,
ભોગવે દુઃખ પાપી જગમાં, નરકગામી તે થતો.

ખાનસાહેબ! તમારી સત્તાનો સમય ચાલ્યો ગયો છે. વિકાળ કાળની મુલાકાતનો સમય સમીપ આવી પહોંચ્યો છે. હજી પણ તમે તમારો ગુન્હો કેમ કબૂલ કરતા નથી? હું સારી રીતે જાણી શકી છું કે, તમેજ મ્હારા પતિના ખૂનના જવાબદાર છો."

રહિમખાને અંતે નિરાશ બની જઇને કહ્યું:—" સતી સાધ્વિ!

અંતકાળે હું મ્હારો ગુન્હો કબુલ કરું છું; પરંતુ તમે મ્હારા ઉપર દયા કરો. વળી કાંઇ મ્હેં મ્હારા હાથેજ તમારા બહાદુર પતિનું ખૂન કર્યું નથી. તમારા પતિનું ખૂન તમારા સ્વદેશબંધુ મિટનકોટના બંદરાધ્યક્ષ વીરસિંહે કર્યું છે?"

આ વાક્યો સાંભળી ભીમા આશ્ચર્યચકિત બની જઇ. અલ્પકાળ સુધી આશ્ચર્યમગ્ન રહ્યા પછી તેણે કહ્યું:-"નાના-હું તમારાં વચનો ઉપર વિશ્વાસ રાખી શકતી નથી? શું ચંદ્રમાંથી અગ્નિ વર્ષે એ સંભવિત છે? નેવનાં પાણી મોભે ચઢે એ શું સંભવિત્ર છે? સૂર્યથી શીતળતાની પ્રાપ્તિ થાય એ શું સંભવિત છે?"

રહિમખાને કહ્યું:—દેવિ! રાજ્યલોભ આગળ અસંભવ પણ સંભવ થાય છે. પુણ્યશાળી પિશાચ થાય છે. અરેરે! મ્હને મ્હારા કાર્યનો હવે પશ્ચાત્તાપ થાય છે. મ્હેંજ બંદરાધ્યક્ષ વીરસિંહને રાજ્ય લોભથી લોભાવ્યો હતો. તેના હાથેજ તમારા શૂરવીર સ્વામી ભીમસિંહનો જીવ લેવડાવ્યો હતો. દેવિ! મ્હારા અપરાધની મ્હને ક્ષમા કરો-મ્હારાપર દયાદૃષ્ટિ કરો."

ભીમાએ કહ્યું:—"રહિમખાન! આજે હું તમને ક્ષમા કરી શકું તેમ નથી. જો તમે વીરસિંહને રાજ્યલોભથી લોભાવ્યો ન હોત તો તે કદાપિ સ્વદેશ પ્રત્યે વિશ્વાસઘાતક થઇને મ્હારા સ્વામીનો જીવ લેત નહિ. તમારા કહેવાથીજ તમારી ઉત્તેજનાથીજ તેણે મ્હારા સ્વામીનો જીવ લીધેલો હોવો જોઇએ. પણ ફિકર નહિ. તમારું ખૂન કરી હું સ્વદેશદ્રોહી વીરસિંહનો પણ જીવ લઇશ. તેના પાપનું હું તેને બરાબર પ્રાયશ્ચિત્ત આપીશ. ચાલો, હવે તમે તમારા ઇષ્ટદેવતાનું સ્મરણ કરી લ્યો. મ્હારો સમય ઘણો મૂલ્યવાન્ છે. હજી મ્હારે અનેક કાર્યો કરવાનાં છે."

લાચારીથી રહિમખાન ઘણાજ નમ્ર સ્વરે ખુદાનું સ્મરણ કરવા લાગ્યોઃ—" હે ખુદા ! હે પાકપરવરદિગાર ! મ્હારાં પાપોનો પાર નથી; છતાં હવે મ્હારી ચોક્કસ ખાત્રી થઈ છે કે, હજી આપની આ દુનિયામાંથી નેકી, ધર્મ, આદિનો નાશ થયો નથી. મનુષ્યને તેનાં સકળ પાપોનું પ્રાયશ્ચિત્ત આલોકમાંજ ભોગવવું પડે છે. માટે

જીસ રાહમેં હૈ ઠોકરેં વોહ રાહ અય ઈન્સાં ન ચલ,
જુર્મો ગુનાહકે બોઝસે વર્ના ગો રેગા મુંહકા બલ,
તારીકીયાં હય હર તરફ—અંધા ન બન અબ ભી સમાલ,
ઈમાનકા ફાનુસ લે, ઉસમેં, જલા શમએ અમલ.
મુડ, ભાગ, દૌડ આ ઈસ તરફ તાકત અભી હય પાકમેં,
આરામ રાહત જીંદગી, સબ હૈ ખુદાકી છાંવમે,

હે ખુદા ! મ્હારાં પાપકાર્યોની મ્હને માફી આપજો."

આમ કહી રહિમખાને નેત્રો મીંચ્યા. ભીમાએ તેનો ત્રણ શિષ્યોને સંકેત કર્યો. તરતજ એ ત્રણે શિષ્યો પૈકીના એકે પોતાની તીક્ષ્ણ તલવાર રહિમખાનના હૃદયમાં ખોસી દીધી. રહિમખાન એક બુમ પાડીને ધરણી ઉપર ઢળી પડયો. આવી રીતે નરપિશાચ રહિમખાનનો જીવ લઇને ભીમાએ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી.. પછીથી તેણે શું કર્યું તે આપણે આગળ જોઇશું. હમણાં તો ચાલો આપણે અજમેર જઇએ.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### રંગમાં ભંગ.

અજમેરના રાજ મહાલય પાસે આવેલા વિશાળ બગીચામાં

રાજનન્દિની વિમળા પોતાની સખીઓ સાથે ફર્યાં કરતી હતી. સંધ્યાકાળ થવાને થોડો વિલંબ હતો. સૂર્યભગવાન્ ધીમે ધીમે પશ્ચિમાકાશમાં ઉતરી પડતા હતા. પંખીઓ પોતાના માળા તરફ જતાં જોવામાં આવતાં હતાં. અજમેરની ચોતરફ આવેલા કિલ્લાના સઘળા દરવાજાઓ બંધ કરવામાં આવેલા હતા. રાજ્યના માણસોને જ્યારે જરૂરી કાર્યાર્થે કિલ્લાની બ્હાર જવું પડતું ત્યારે તેઓ આ ઉદ્યાનમાં આવેલા એક ગુપ્ત ભોંયરાને રસ્તે થઇને બ્હાર જતા આવતા હતા. અમુક માણસો સિવાય આ ગુપ્તમાર્ગની કોઇને માહિતી નહોતી.

રાજકુમારી વિમળા સખીઓ સાથે ઉદ્યાનમાં ફરતી હતી. તેનું મુખ ચિંતામગ્ન હોવાથી ઉષા નામની તેની એક સાહેલીએ કહ્યું:—"બ્હેન! આજે તમારી મુખમુદ્રા આવી ચિંતામગ્ન કેમ જણાય છે?"

"શું કહું બ્હેન! પિતાજીનું શું થશે તેનો મ્હને ક્ષણે ક્ષણે વિચાર ઉપજે છે. તેઓ વિજયી થઇને સત્વર આવી પહોંચે એવી હું માતા ભવાનીને હરનિશ પ્રાર્થના કર્યા કરું છું." રાજકુમારીએ પોતાની ચિંતાનું કારણ દર્શાવ્યું.

"બ્હેન! અધીરાં ન બની જાઓ. માતા ભવાનીના આશીર્વાદથી મહારાણાજી વિજય મેળવીને પાછા આવી પહોંચશે અને તમારે માટે કોઇ સુયોગ્ય રાજકુમારને શોધી કાઢી તમારો શુભવિવાહ કરશે." ઉષાએ કહ્યું.

"જો સખિ! પાછી મ્હને સતાવવા માંડી કે? હું તો જીવનપર્યન્ત કુમારિકાજ રહેવાની છું." વિમળાએ કહ્યું.

"ના બ્હેન ના. ઇશ્વરે જગતમાં સ્ત્રી પુરુષની જોડી બનાવી છે. સ્ત્રી પુરુષના સહવાસથીજ જગતમાં સુખ મેળવી શકાય છે. શાણી સખિ! તમે પણ હવે યૌવનના મધુર બાગમાં પ્રવેશ કર્યો છે તેથી

તમને પણ કોઇ રસિક રાજકુમાર અવશ્ય પ્રાપ્ત થશે." કૃષ્ણા નામની સખીએ વાદવિવાદને રસિક કરવાના હેતુથી કહ્યું.

વિમળાએ કહ્યું:—"બ્હેન જો સાંભળ,

યૌવન બાગ પરાગ મધુરો, અલિ ગુંજારવ ગુંજન કરતો,
મોહ મહી તે મુગ્ધ બનીને કહે સખિ! શાને પૂઠે ફરતો.

ઉષાએ હાથથી હાવભાવનું દર્શન કરાવતાં કહ્યું:—

" સખી ગભરાયે, તું અકળાયે વિરહી થઇ શાને રિબાયે,
રતિપતિની આ સ્વારી આવી, કામદેવનું જોર જણાયે."

વિમળાએ શરમાઇ જઇ લજ્જામિશ્રિત સ્વરે કહ્યું:—

" કામદેવ કામણ કરનારો, પરવશ રંક હૃદય કરનારો,
વિવિધ રંગ અંગે ભરનારો, કહે સખિ! એ કેવો ધુતારો ? !"

કૃષ્ણાએ ઉમેર્યું:—

"રમણ રસિલો છેલ છબિલો, જીવનઘેલો વ્હાલો છે,
રતિપતિવિણ અવતાર સૃષ્ટિમાં, બ્હેની સૌનો ઠાલો છે."

વિમળા.

ના ના બ્હેની, ભૂલે શાની ? ઝેર તણો એ પ્યાલો છે,
હું જાણું કે હાય આજથી, કાળે કર આ ઝાલ્યો છે !

ઉષા બોલી ઉઠી:—

"કાળ નહિ એ હાર રૂપાળો હૈયાનો રઢિયાળો છે,
હું સમજું કે સમજે તું છે, છતાંય શાનો ચાળો છે ? !"

વિમળા બોલી:—

"કોયલ ઢોલ બજાવે ને આ બુલબુલ તાન લગાવે છે,
દિલ ધમાવી ધમ ધમ કેવા યૌવન નાચ નચાવે છે."

ઉષાએ કહ્યું:—"સખિ! હવે તમે સાચુંજ બોલ્યાં. જ્યાં તમારા

જેવા ગુલનો નિવાસ હોય છે ત્યાં બુલબુલ આપોઆપ દોડી આવેછે.

કૃષ્ણા વચ્ચે બોલીઃ—" હા હા-રાજકુમારી હમ્મેશાં સ્વપ્નમાં કોઇ બુલબુલનુંજ દર્શન કરતાં હશે. પુષ્પ પાસે પણ બુલબુલ સત્વર આવી પહોંચે છે; પણ બ્હેન ! તમારી પાસે જો કોઇ બુલબુલ આવી પહોંચે તો તેને ભયથી ઉડાવી દેશો નહિ."

ઉષાઃ—હા હા-તેને પ્રેમથી પાસે બોલાવજો-સ્નેહની સેવા સ્વીકારજો. અને તેને પ્રેમપિંજરમાં કેદ કરજો.

કૃષ્ણાઃ—હા, એ પ્રેમપિંજરમાં ફસાઇ જાય એટલે તેની આગળ નખરાંની છુરી ચલાવજો.

વિમળાએ જાણે પોતે કંટાળી ગઇ હોય એવા વિરક્તિસૂચક સ્વરે કહ્યુંઃ—" જુઓ હવે મ્હારી ધીરજ જતી રહેશે. જો મ્હને વધારે સતાવશો તો મ્હારાથી રડી દેવાશે."

બરાબર આ સમયેજ ઉદ્યાનમાં એક વીસ વર્ષની ઉમ્મરનો અતિ સ્વરૂપવાન યુવક ઉપસ્થિત થયો. તેણે પોતાના શરીર ઉપર સુંદર મૂલ્યવાન્ જરીથી ભરેલો મખમલનો કોટ પહેર્યો હતો. મસ્તક પર રેશમી ગુલાબી રંગનો શિરપેચ બાંધ્યો હતો. તેના કમરપટા સાથે એક તેજસ્વી તલવાર લટકી રહેલી જોવામાં આવતી હતી. પગમાં તેણે લીલા મખમલનો પાયજામો પહેર્યો હતો. તેની મુખમુદ્રા ગોર હોઇ શરીર ઘણું બળવાન્ હોય એમ લાગતું હતું. તેનાં વિશાળ નેત્રો તેની બુદ્ધિમત્તા અને ચપળતાનો સહેલાઇથી પરિચય કરાવતાં હતાં. આ યુવકને જોતાંજ તે કોઇ ઉચ્ચવંશી રજપૂત રાજકુમાર હોય એવું અનુમાન અંતરમાં આપોઆપ ઉપજતું હતું.

રાજકુમારીની સખીઓએ આ યુવકને જોયો; પરંતુ રાજકુમારીએ તેને જોયો નહિ. સખીઓ સમય સમજી એક પછી એક બગીચા-

માંથી ચાલી ગઇ. બગીચામાં એકલી રાજકુમારી અને ઉપર્યુક્ત યુવક જ રહ્યાં.

યુવક ધીમે ધીમે વિમળા પાસે આવી પહોંચ્યો. તેને જોતાંજ રાજકુમારી વિમળા શરમાઇ ગઇ. યુવકે પાસે આવીને મધુર સ્વરે પૂછ્યું—"સુંદરિ! તમે કોણ છો?"

વિમળાની શરમનો પાર રહ્યો નહોતો. તે નીચું જોઇ રહી. તેણે યુવકના આ પ્રશ્નનો કશો ઉત્તર આપ્યો નહિ. વિમળાની શરમનું કારણ યુવક સમજી ગયો; તેથી તેણે કહ્યું:—"સુંદરિ! તમારા બારણે આવેલા અતિથીનો સત્કાર આવી રીતેજ કરશો કે? શું તમારું નામાભિધાન મ્હને જણાવવાને કાંઇ હરકત છે કે?"

આ સમયે શરમને દૂર કરી, સાહસ એકઠું કરી વિમળાએ ઉત્તર આપ્યો:–"રાજવંશી રત્ન! પ્રથમ આપ આપનું નામાભિધાન જણાવો એટલું હું મ્હારો પરિચય આપીશ. અતિથીઓનો સત્કાર કેમ કરવો એનું શિક્ષણ રજપૂતાણીઓને આપવું પડે તેમ નથી; પરંતુ પિછાન આપ્યા પહેલાં સત્કાર પામવાની આશા રાખો તો એ આશા સફળ ક્યાંથી થઇ શકે?"

યુવકે સહજ આગળ વધીને કહ્યું:—"સુંદરિ! રત્નગઢનું નામ તો તમે સાંભળ્યુંજ હશે. હું રત્નગઢના રાજેન્દ્ર અમરસિંહનો પુત્ર વિજયસિંહ છું. હમણાં અજમેર રાજ્ય ઉપર યવનો ચઢી આવતા હોવાથી હું અજમેરાધિપતિ અજયપાલને સહાયતા કરવા અને સ્વતંત્ર રાજસ્થાનની સ્વતંત્રતાનું રક્ષણ કરવાના શુભ ઉદ્દેશથી અત્રે મ્હારા સૈન્યસહ આવી પહોંચ્યો છું. ચિત્તોડાધિપતિ કેશરીસિંહ મ્હારા બનેવી થાય છે. એક બે દિવસમાં તેઓ પણ પોતાના સૈન્યસહ અત્રે આવી પહોંચશે એવા સમાચાર મ્હને મળ્યા છે. છતાં હું

તેમની રાહ જોઇ બેસી રહેવાનો નથી. મ્હારા સૈન્યસહ આજે રાત્રેજ હું મહારાણા અજયપાલને સહાયતા કરવાને માટે મેડતા તરફ રવાના થનાર છું. હવે તમે તમારો પરિચય આપી મ્હને આનંદિત કરશો ?"

આ વચનો સાંભળી અપાર આનંદ પામીને રાજકુમારી વિમળાએ કહ્યું:—"આ સેવિકાનું નામ વિમળાદેવી છે. હું અજમેરના મહારાણા અજયપાલની ન્હાની પુત્રી છું. આપ મ્હારા પિતાને આવા સંકટ પ્રસંગે સહાયતા કરવાને આવ્યા છો એ માટે અંતઃકરણપૂર્વક હું આપનો આભાર માનું છું. મ્હારી ખાત્રી છે કે, અદ્યાપિ આપણું રાજસ્થાન વીર શૂન્ય થયું નથી. જાઓ પિતાને યુદ્ધમાં સહાયતા કરી વિજય મેળવી સત્વર પાછા વળજો."

રાજનન્દિનીનો પરિચય પ્રાપ્ત થતાં રાજકુમાર વિજયસિંહના આનંદનો પણ પાર રહ્યો નહિ. તેણે કહ્યું:—"રાજકુમારિ ! હવે અતિથીનો સત્કાર કરવાની અભિલાષા છે કે ?"

"આપ કહો તેવી રીતે આ સેવિકા આપનો સત્કાર કરવાને તૈયાર છે—માત્ર આપની આજ્ઞાનીજ વાર છે ?"

"મ્હને લાગે છે કે તમે કુમારિકા છો, કેમ ?"

"આવો પ્રશ્ન પૂછવાનું કાંઇ પ્રયોજન ?"

"સત્કાર કરવામાં કૌમાર્યવ્રતની આવશ્યકતા છે."

"ત્યારે લગ્નગ્રંથીથી ગ્રંથાયલાં સ્ત્રીપુરુષો અતિથીનો સત્કાર ન કરી શકે કે ?"

"કરી શકે ખરાં; પણ સર્વાંશે તો નજ કરી શકે !"

"કારણ ?"

"કારણ સાંભળવું છે ?"

"હાસ્તો—ગુરૂ મળ્યા છે એટલે પછી જ્ઞાન ન મેળવું તો મૂર્ખામી ગણાય."

"ત્યારે તો તમે શિષ્યા થઇ સત્કાર કરવાની ઇચ્છા રાખતાં હશો?"

"તમને કયા સ્વરૂપે સત્કાર મેળવતાં વિશેષ આનંદ થશે?"

"તે પૂર્વે તમે મ્હારા પ્રશ્નનો ઉત્તર આપો ને? તમે કુમારિકા છોને?"

વિમળાએ લજ્જામિશ્રિત સ્વરે નીચું જોઇને કહ્યું:—"હા...જી."

રાજકુમાર અતિ આનંદિત થયો. તેણે સ્નેહસૂચક સ્વરે કહ્યું:— "રાજનન્દિની! હવે કહો કે આ અતિથીનો સત્કાર કેવી રીતે કરશો? હું તો તમારા સ્નેહસત્કારથીજ અતિ પ્રસન્ન થઇ શકીશ."

વિમળાએ કહ્યું:—"સ્નેહસત્કાર કેવી રીતે કરવો તે કૃપા કરી શિખવશો કે ગુરુદેવ?"

"દેવિ! સ્નેહસત્કાર પ્રીતિ ભોજનથી કરાવી શકાય છે, સમજ્યાં?"

"પ્રીતિ ભોજન કેવી રીતે કરાવવું તેનું વર્ણન કરશો?"

"હા જુઓ સાંભળો:—

પ્રીતિ ભોજનમાં આલિંગન ચુમ્બન, મદનના મોદક તૃપ્ત કરે મન;
અધર સુધારસ કઢિયલ દુધડાં, નવનવ રંગ હૃદય રમે રૂડા—'

બરાબર આ સમયે વિમળાએ કહ્યું:—"વાહરે મ્હારા પ્રીતિભોજનને પ્રાપ્ત કરવાની અભિલાષા રાખનાર અતિથિ! આ દાસી આપની ઇચ્છાને આધીન છે.

વિજયસિંહે કહ્યું:—'કહો દેવી! હવે મ્હારા અંગની અનંગપીડાને શાન્ત કરશો?"

વિમળાઃ—પ્રસંગ આવ્યે અવશ્ય આપની સેવા સદાને માટે સ્વીકારીશ. જ્યાં સુધી આપણા પરમ પવિત્ર હિન્દુ ધર્મ અનુસાર હું આપની પત્ની થઇ નથી ત્યાં સુધી હું આપના અંગને સ્પર્શ કરી શકીશ નહિ; છતાં હું એટલી ઇશ્વર સાક્ષીથી પ્રતિજ્ઞા કરું છું કે જો હું પરણીશ તો આપનેજ; નહિ તો જીવનપર્યન્ત કુમારિકા રહીશ.

વિજયસિંહઃ—હું પણ હજી કૌમાર્યવ્રત પાળું છું, તથા તે સાથે એવી પ્રતિજ્ઞા કરું છું કે, જો હું લગ્ન કરીશ તો તમારી સાથેજ કરીશ, તથા અન્ય સ્ત્રીઓને હું મ્હારા જીવનપર્યન્ત મ્હારી ભગિનીઓ સમાન સમજીશ.

વિજયસિંહ અને વિમળા આવી રીતે વાર્ત્તાવિનોદ કરતાં હતાં એવામાં એક દૂતે ગુપ્ત ભોંયરામાંથી ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. તથા ત્યાં આગળ તેણે રાજકુમારી વિમળાને જોઇને ગદ્ગદ કંઠે કહ્યુંઃ—" રાજકુમારિ ! આપણા સર્વસ્વનો વિનાશ થયો છે. યવનોએ મેડતાના યુદ્ધમાં પણ વિજય મેળવ્યો છે. મહારાણા અજયપાલ સઘળા રજપૂત સૈનિકોસહ માર્યા ગયા છે તથા દુષ્ટ યવનો અજમેર તરફ આગળ વધે છે. હું આ સમાચાર સૌને કહેવાના તેમજ સાવધાન કરવાના ઉદ્દેશથી સત્વર આ તરફ આવી પહોંચ્યો છું."

આ હૃદયભેદક સમાચાર સાંભળી રાજકુમારી વિમળા બેશુદ્ધ બની ગઇ. વિજયસિંહે રાજકુમારીના મસ્તકને પોતાના ખોળાનાં મૂકી તેને વાયુ ઢોળતાં ઢોળતાં ગુપ્તદૂતને કહ્યુંઃ—" તુ જઇને મહારાણીને આ મર્મભેદક સમાચાર કહી સંભળાવ તથા તે સાથે તેમને સાવધાન થવાની સૂચના આપ. રાજકુમારીને શુદ્ધિમાં લાવી હું પણ રાજમહાલયમાં આવી પહોંચું છું."

તરતજ "જેવી આજ્ઞા." કહીને ગુપ્તદૂત રાજમહાલય તરફ ચાલ્યો ગયો. વિજયસિંહ વિમળાની સેવા શુશ્રુષા કરવા લાગ્યો. ઘણા સમય પછી વિમળાએ પોતાની આંખો ઉઘાડી અને તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—"હું કયાં છું ?"

વિજયસિંહે આશ્વાસન આપતાં કહ્યું:-"રાજકુમારિ! ધૈર્ય ધરો. આવા પ્રસંગે ધૈર્ય ગૂમાવવાથી વિશેષ ગેરલાભ થવાનો સંભવ છે. તમારા પિતા વીર રજપૂત હતા. તેઓ સ્વદેશનું સંરક્ષણ કરવાના શુભ હેતુથી યુદ્ધભૂમિમાં પોતાનો દેહ ત્યાગી સ્વર્ગમાં ગયા એના જેવી સૌભાગ્યની વાત રણઘેલા રજપૂતોને માટે બીજી કયી હોઇ શકે?"

વિમળા સહજ શુદ્ધિમાં આવી. બેઠી થઇને તેણે કહ્યું:-"રાજકુમાર! જે યવનોએ નિષ્ઠુરતાથી મ્હારા પિતાનો જીવ લીધો છે તે યવનોનો જીવ લઇ આપણે આપણું વૈર લેવુંજ જોઇએ. જ્યાં સુધી પિતાના મૃત્યુનો બદલો નહિ લઇ શકાય ત્યાં સુધી મ્હારા અંતરમાં સળગી ઉઠેલો પ્રચંડ ક્રોધાગ્નિ શાન્ત થાય તેમ નથી."

"કુમારિ! શાન્ત થાઓ. જે યવનોએ પિતાજીનો જીવ લીધો છે તેમને હું મ્હારી તેજસ્વી તલવારનું તેજ બતાવીશ-તેમના પ્રાણ હરી તેમને જહન્નમમાં મોકલીશ. તમે નિર્ભય થાઓ. ચાલો હવે આપણે રાજમહાલયમાં માતાજી પાસે જઇએ."

"ભલે ચાલો." આમ કહી વિમળા વિષણ્ણ મુખે વિજયસિંહની સાથે રાજમહાલય તરફ જવા લાગી.

# પ્રકરણ ૩૦ મું.

## દેવીને આત્મબળિદાન.

માતા ભવાનીના વિશાળ મંદિરમાં માતૃમૂર્ત્તિની પાસેજ મહાત્મા કહ્લન રુદ્રમૂર્તિ ધારણ કરીને બેઠા હતા. તેમનાં નેત્રયુગલ ક્રોધથી લાલચોળ બની ગયાં હતાં. તેમની હમ્મેશાંની શાન્તિ આજે અદ્રશ્ય થઇ ગઇ હોય એવું આજનું તેમનું ભીષણ સ્વરૂપ જોતાં લાગતું હતું. ઘણા સમય સુધી ક્રોધપૂર્ણ દૃષ્ટિથી માતૃમૂર્ત્તિ તરફ જોઇ રહ્યા પછી ક્રોધથી કંપતા સ્વરે તેઓ બોલી ઉઠયાઃ—"નિષ્ઠુર ભવાનિ ! ત્હારી આટલી બધી સાધના કરી—આરાધના કરી તોપણ ત્હારા અંતરમાં દયા નજ ઉપજી ? અંતે ત્હેં ત્હારા સાધકોનું સંરક્ષણ કરવાને બદલે તેમનો વિનાશજ કર્યો ? ધિક્કાર છે, સ્વતંત્ર રાજસ્થાનને પરાધીનતાની બેડીમાં બાંધવાની અભિલાષા રાખનાર પાષાણી દેવી, તને ધિક્કાર છે. તને ત્હારા ભવિષ્યનો વિચાર સુદ્ધાં નથી આવતો ? વિચાર કર; ક્રૂર દેવિ ! વિચાર કે જો રાજસ્થાનને યવનો સ્વાધીન કરશે તો ત્હારું અસ્તિત્વ રહેશે કે ? ત્હારા ભક્તોના નાશની સાથે ત્હારો પણ નાશ થશે. ત્હારા મંદિરની જગ્યાએ મસજીદ બનશે. અત્યારસુધી હું શાન્તિ ધારણ કરી રહ્યો હતો; પરંતુ મ્હારા પરમ ભક્ત રાણા અજયપાલનું મૃત્યુ થયાથી તેમજ યવનો વિજયી થઇ આગળ વધતા હોવાથી હું મ્હારી શાન્તિ ધૈર્ય તેમજ સાહસ આદિને ગુમાવી બેઠો છું. પાષાણિ ! ભક્તોના રક્તપાનથીજ ત્હેં [illegible] શાન્ત કરવાનો વિચાર કર્યો છે કે શું ? હા હા, ભક્તોનુંજ લોહી પી—ત્હારી તૃષા શાન્ત કર. હું પણ આજે

મ્હારું લોહી રેડી તને મ્હારા દેહનું બળિદાન આપીશ. જે પરમ પવિત્ર દેશમાં યવનોએ પ્રવેશ કર્યો છે—જે દેશને યવનોએ કલંકિત કર્યો છે તે દેશમાં હવે હું જીવતો રહેવાને ઇચ્છતો નથી. આજે જ હું મ્હારા હૃદયના ગરમ લોહીથી તને સ્નાન કરાવીશ—મ્હારી જીવનલીલા પૂર્ણ કરીશ."

આમ કહી દેવીની પ્રતિમાની પાસે ઉભા રહી મહાત્મા કલ્લને એક તીક્ષ્ણ કટાર પોતાના હૃદયમાં ખોસી દેવાને ઉંચી કરી. બરાબર આ સમયેજ રાજકન્યા પ્રભાવતીએજ ત્યાં આગળ આવી પહોંચીને કહ્યું:—"હાં હાં—મહાપ્રભુ ! આપ આ શું કરો છો ? શાન્ત થાઓ—અધીરા ન બની જાઓ."

કલ્લને હાથ નીચો નમાવી દઇને કહ્યું:—"પ્રભા, બ્હેન ! હવે હું કેવી રીતે શાન્ત થાઉં ? મ્હારું અંતર સ્વદેશબંધુઓનો વિનાશ થયાથી સળગી ઉઠયું છે. પાષાણી દેવી ઉપર મ્હારા મનમાં અપાર તિરસ્કાર ઉપજ્યો છે. મ્હારા એકનિષ્ઠ ભકતોએ—રણઘેલા રજપૂતોએ સ્વદેશની સ્વાધીનતાના પ્રચંડ યજ્ઞમાં પોતાનાં જીવનોની આહુતિ આપી છે—મ્હારા પરમભકત અજયપાલનો જીવ ગયો છે. આર્ય નારીઓની—રજપૂતાણીઓની લાજ લૂંટાવાનો સમય સમય આવી પહોંચ્યો છે; છતાં પાષાણી—નિષ્ઠુર દેવીના અંતરમાં દયા નથી ઉપજતી. હું જીવિત સ્થિતિમાં આર્યલલનાઓની લાજ લૂંટાતી જોઇ શકીશ નહિ—સ્વદેશને સ્મશાન સ્વરૂપ થયેલો જોઇ શકીશ નહિ."

પ્રભાવતીએ દૃઢતાથી કહ્યું:—"મહાત્મન્ ! હવે આપજ અમારા આધાર છો; છતાં અમને નિરાધાર બનાવી આપ આત્મહત્યા કરો એ ઉચિત છે કે ? વળી એટલું આપ યાદ રાખજો કે સ્વદેશની સ્વતંત્રતાને માટે રણઘેલા રજપૂતોએ તેમજ મ્હારા બહાદુર પિતાએ જે

પરાક્રમ પ્રદર્શિત કર્યું છે તેનાથી સવિશેષ શૂરાતન સતી રજપૂતાણી-ઓ પ્રદર્શિત કરશે. પોતાનાં કુળમર્યાદાનું, પોતાના ધર્મનું તેમજ ગૌરવનું સંરક્ષણ કેમ કરવું એ શૂરી રજપૂતાણીઓને શિખવવું પડે તેમ નથી. તે ઉપરાંત રત્નગઢના રાજકુમાર શૂરવીર વિજયસિંહ પોતાના સૈન્યસહ આપણને સહાયતા કરવાને આવી પહોંચ્યા છે તથા ચિતોડના વીર કેશરી રાણા કેશરીસિંહજી પણ સૈન્યસહ આવતી કાલે સંધ્યાકાળ સુધીમાં આપણને સહાયતા કરવાને આવી પહોંચશે. હજી આપણે નિરાશ થવા જેવું નથી; છતાં આપ શાન્તિનો ત્યાગ કરી દેવી ઉપર ક્રોધે ભરાઇ દેહ ત્યાગો છોએ ઉચિત નથી."

કલ્લન મહાત્માએ દૃઢતાસૂચક સ્વરે કહ્યું:—" બ્હેન ! હું પણ એમજ ઇચ્છું છું કે, અજમેરની સ્વાધીનતાનો—રાજસ્થાનના ગૌરવનો અને હિંદુધર્મનો હમણાં વિનાશ થશે નહિ; છતાં હવે ભારતનું ભવિષ્ય ઉજ્વળ તેમજ આશાજનક જણાતું નથી. કદાચ યવનો આ પ્રસંગે રાજસ્થાનમાંથી પાછા હઠી જશે તોપણ કાળક્રમે. તેઓ રાજસ્થાનને અવસ્ય સ્વાધીન કરશે. હિન્દુઓની ધર્મભાવના દિવસે દિવસે શિથિલ થતી જશે અને તેને પરિણામે હિન્દીઓને પરાધીનતાની બેડીમાં, તેમનાં જ્ઞાનચક્ષુઓ ઉઘડે ત્યાં સુધી બંધાઇ રહેવું પડશે. મ્હારા ભક્તોનું આટલું બધું લોહી રેડાયા છતાં નિષ્ઠુર ભવાનીની લોહી પીવાની તૃષા શાન્ત થતી નથી; તેથી આજે હું મ્હારું લોહી રેડીને ભવાનીને શાન્ત કરીશ. તેથી રાજ-સ્થાનનું આ પ્રસંગે કલ્યાણ થશે એમ મ્હને લાગે છે. જો કે સંસારની માયાનો મ્હેં ત્યાગ કર્યો છે; પરંતુ દેશની માયાનો ત્યાગ હું કરી શક્યો નથી. પ્રત્યેક ભારતભક્તના હૃદયમાં નિરંતર દેશપ્રીતિ જાગ્રત રહેવી જોઇએ. સ્વદેશને માટે સ્વદેશીએ પ્રાણ ત્યાગવામાં પણ

પાછી પહાની ન કરવી જોઇએ. બેટા પ્રભા ! તમે કોઇ મ્હારી ચિંતા કરશો નહિ. ”

પ્રભાવતી કહ્લન મહાત્માનો આવો દૃઢ નિશ્ચય જોઇને નિરુપાયે શાન્ત બની ગઇ. કહ્લન મહાત્માએ તેને ઉદ્દેશીને કહ્યું:—"બ્હેન ! હમણાં થોડા સમયને માટે તુ અહિંથી ચાલી જા. હું મ્હારા હૃદયના લોહીથી ભવાનીને સ્નાન કરાવું એટલે પછી તું મ્હારા મૃતદેહનો યથોચિત સત્કાર કરજે. ”

" એ માટે આપ નિશ્ચિંત રહો; છતાં મહાપ્રભુ ! આપને આમ કરવું ઉચિત નથી. આપ જેવા મહાત્માએ સંકટ પ્રસંગે અધીરા બની જવું જોઇએ નહિ. મહાપુરુષો તેમજ વિજ્ઞજનો સુખદુઃખને સમાન સમજે છે. ” પ્રભાવતીએ અંતરોદ્ગાર કાઢ્યા.

" બ્હેન ! હવે તુ મ્હને કોઇ પણ રીતે મ્હારા નિશ્ચયથી ફેરવી શકનાર નથી. મ્હારી ખાત્રી છે કે, મ્હારા હૃદયનું લોહી પીવામાં આવતાં નિષ્ઠુર ભવાનીની લોહીતૃષા તૃપ્ત થશે–સ્વદેશ ઉપર આવેલું સંકટ દૂર થશે. ”

"ઠીક ત્યારે હવે હુ વિદાય થઉં છું—પ્રભુ ! મ્હને આશીર્વાદ આપો. ”

મહાત્મા કહ્લને પ્રભાવતીના મસ્તક ઉપર હાથ મૂકીને કહ્યું:-" બેટા ! હુ આશીર્વાદ આપું છું કે, ત્હારી સકળ મનોકામનાઓ પૂર્ણ થજો. તું દીર્ઘાયુ થજો. ”

મહાત્માંના પરમ પવિત્ર પાદારવિંદમાં પ્રણામ કરી પ્રભાવતી ત્યાંથી ચાલી ગઇ. કહ્લન મહાત્માએ પુનઃ ક્રોધપૂર્ણ દૃષ્ટિથી માતૃમૂર્ત્તિ તરફ જોઇ રહી અંતરની ઉત્તેજનાથી કહ્યું:—

"માતા ભવાની ક્રૂર ત્હારું રૂપ આ દેખાય છે,
રજપૂતોના લોહીની તું તૃષાતુર શું થાય છે ? !
નિષ્ઠુર દેવી, હાય તું શું યવન સત્તા ચ્હાય છે ?
ભક્તોતણું આ લોહી પીતાં કેમ તૃપ્તિ થાય છે ? !

અરેરે, મ્હેં ત્હારી કેટલા લાંબા સમયથી સેવા કરી છે-પૂજા કરી છે ? છતાં ત્હેં મ્હારા ઉપર કે સ્વદેશબંધુઓ ઉપર દયા-નજ કરી ? !

સેવા કરી, પૂજા કરી, બહુ ધ્યાન અંતરમાં ધર્યું,
રજપૂત વીરાએ લોહીથી ત્હારું અરે તર્પણ ભર્યું,
નિજ દેશભક્તોની તરફ શું ના કૃપાળુ થાય છે !
અફસોસ આજે દેશ સઘળો યવન સ્વાધીન થાય છે.
લે લે અરે આ લોહીની તરસી તને હું આપું છું,
ત્હારી પ્રતિમાની ઉપર આ અંગ મુજ હું કાપું છું,
નિજ દેશની ભક્તિ નિરંતર, અંતરે હું સ્થાપું છું.
નિજ દેશને માટે તને હું લોહી મ્હારું આપું છું."

આમ કહી મહાત્મા કહ્લને પોતાના હાથમાંની તીક્ષ્ણ કટાર પોતાના હૃદયમાં ખોસી દીધી. તરતજ માતા ભવાનીની મૂર્ત્તિ કહ્લન મહાત્માના હૃદયના લોહીથી ભીંજાવા લાગી. કહ્લન હજી સુધી શુદ્ધિમાં હતા. તેઓ જો કે વૃદ્ધ હતા; પરંતુ જીવનપર્યન્ત સાચવી રાખેલા બ્રહ્મચર્યના પ્રતાપે તેમના અંગમાં અપાર બળ હતું. હૃદયના લોહીથી માતૃદેવીને સ્નાન કરાવતાં કરાવતાં તેઓ કહેવા લાગ્યાઃ—

"અંતે વિનંતિ એટલી તું દેશને ઉદ્ધારજે,
સંહાર શત્રુનો કરી, નિજ ભક્ત જનને તારજે.
આર્યનારીની નિરંતર, દાઝ હૃદયે ધારજે,
મૃત્યુ સમયની-પ્રાર્થના, પાષાણીદેવી પાળજે."

આટલું બોલતાંજ મહાત્મા કહૂલન ભવાનીની મૂર્તિ પાસેજ ઢળી પડયા. અલ્પકાળમાંજ તેમનો જીવ દેહરૂપી પિંજરમાંથી અદ્રશ્ય થઇ કોઇ અગમ્ય સ્થળે ચાલ્યો ગયો. આવી રીતે સ્વદેશની દાઝને માટે, માતા ભવાનીની લોહીતૃષ્ણા તૃપ્ત કરવાને માટે મહાત્મા કહૂલને આત્મ બળિદાન આપ્યું.

થોડા સમયમાંજ રાજનન્દિની પ્રભાવતી સાથે રાણી કમળાવતી, વિમળા તેમજ અન્ય અનેક માણસો ભવાનીના મંદિરમાં આવી પહોંચ્યા. મહાત્મા કહૂલનના શોચનીય મૃત્યુથી તેમની સૌની મુખમુદ્રા ઘણી ચિંતામગ્ન જોવામાં આવતી હતી. અંતે સૌએ મળી મહાત્મા કહૂલનના મૃતદેહનો યથોચિત સત્કાર કર્યો.

પાઠક ! આ સમયના ભયંકર દેખાવની કલ્પના તમે તમારા અંતરમાંજ કરી લેજો. એ ભીષણ દ્રશ્યનું વર્ણન કરવાને માટે આ નિર્જીવ લેખિની અસમર્થ છે.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### વિશ્વાસઘાતક વીરસિંહનું પ્રાયશ્ચિત્ત.

" આજ દુનિયામેં કોઈ તુજસા સિતમગાર નહીં;
દોજખમેં ભી ઢુંઢો તો અયસા ગુન્હેગાર નહીં,
ઔરકા પ્યાર નહીં, જખ્મસે ઇન્કાર નહીં.
જુલમસે આર નહીં, ખૂનસે બેજાર નહીં,
તુજસા ખૂની નહીં, ડાકુ નહીં. બદકાર નહીં. "

યવન સૈનિકોએ મેડતા ઉપર વિજય મેળવ્યો તથા તેમના

આનંદનો પાર રહ્યો નહિ; પરંતુ એવામાં એકાએક યવન સેનાપતિ તેમજ મહમ્મદખાનનો જમુણો હાથ રહિમખાન છાવણીમાંથી અદ્રશ્ય થઇ ગયો તેથી મહમ્મદખાન અને અન્ય સરદારોના આશ્ચર્યની તથા ચિંતાની સીમા રહી નહિ. અંતે સેનાધિપતિ મહમ્મદખાને સઘળા પહેરેગીરોને પૂછી જોયું તો તેને માલૂમ પડયું કે, રહિમખાન એક હીવાની સુંદરીની સાથે ચાલ્યો ગયો હતો. ત્યાંથી તે પાછો ફર્યો નથી. આથી મહમ્મદે પંદર વીસ સૈનિકોને સેનાપતિ રહિમખાનની તપાસ કરવા મોકલ્યા. એ સૈનિકોએ મેડતાની સરહદમાં ઘણી શોધ કરી રહિમખાનનો મૃતદેહ શોધી કાઢયો અને તેઓએ મૃતદેહને યવન છાવણીમાં ઉપાડી લાવ્યા. આવો પ્રકાર જોવામાં આવતાં સૌને અપાર શોક થયો. મહમ્મદે પોતાના સૈનિકોને બે દિવસ મેડતામાંજ વધારે રહેવાની આજ્ઞા ફરમાવી અને તેણે રહિમખાનનું મૃત્યુ શાથી, કોને હાથે નિપજ્યું તેની તપાસ કરવા માંડી; પરંતુ એ સંબંધી કશી માહિતી નહિ મળવાથી મહમ્મદખાને રહિમખાનના મૃતદેહનો યથોચિત સત્કાર કરી આ સમાચાર મક્કાના ખલિફાને પહોંચાડવાને માટે એક સરદારને કેટલાક સૈનિકોસહ રવાના કર્યો તથા એ સરદારની સાથે તેણે નીચે પ્રમાણેનો એક રુક્કો લખી મોકલ્યો:—

"નામદાર શહેનશાહ ખલીફાની સેવામાં,

આપના નાચીજ ગુલામ મહમ્મદખાનની અર્જ એ છે કે, અમે ખુદાની મિહરબાનીથી મેડતા સુધીનો પ્રદેશ જીતી લીધો છે અને હવે ટૂંક સમયમાંજ અજમેરને સ્વાધીન કરીશું. મેડતાના યુદ્ધમાં આપણો દુશ્મન અજમેરનો રાજા અજયપાલ માર્યો ગયો છે તેમજ રજપૂત સૈનિકોની ઘણીખરી સંખ્યાનો નાશ થયો છે; તેથી અજમેરને સ્વાધીન કરવામાં વિશેષ હરકત નહિજ વેઠવી પડે. વળી અજમેર ઉપર વિ-

જય મળતાંજ આપણે સમસ્ત રાજસ્થાનમાં આપણા ઇસ્લામધર્મનો પ્રચાર કરી શકીશું. જે રણઘેલા રજપૂતો સ્વતંત્રતાનું રક્ષણ કરી ગર્વ કરતા હતા તેમનો ગર્વ અદ્રશ્ય થઇ ગયો છે. તેમની સ્વતંત્રતાનો આપણા વીર બહાદુર સૈનિકોએ વિનાશ કરવા માંડયો છે. વિશેષ અફસોસના સમાચાર એ છે કે, આપણા વીર સેનાપતિ રહિમખાનનો કોઇ દુષ્ટ માણસે દગાથી જીવ લીધો છે; તેથી આપ નામદાર અન્ય કોઇ સરદારને વિશેષ સૈન્યસહ સત્વર આ તરફ મોકલશો, એજ અર્જ.

લી० ખાદીમ મહમ્મદખાન."

ઉપર પ્રમાણે વ્યવસ્થા કરી રહ્યા પછી મધ્યાન્હકાળના અરસામાં સેનાધિપતિ મહમ્મદખાન પોતાના તંબુમાં વીરસિંહ સાથે બેસીને નવી કપટબાજી રચ્યા કરતો હતો. પાઠકબંધુઓ, ચાલો એ તંબુમાં આપણે પ્રવેશ કરીએ અને તેમની બન્નેની વચ્ચે ચાલતી વાતચિતને સાંભળીએ.

મહમ્મદખાન એક સૉફા ઉપર બેઠો હતો અને તેની સ્હામેજ એક બીજા સૉફા ઉપર સ્વદેશદ્રોહી બંદરાધ્યક્ષ વીરસિંહ બેઠો હતો. મહમ્મદે કહ્યું:—"દોસ્ત વીરસિંહ! રહિમખાનના મૃત્યુ સંબંધી તમે શું ધારો છો ?"

"એ સંબંધી હું તો કાંઇ વિચારી શકતો નથી; છતાં ભીમસિંહનાજ કોઈ સંબંધીએ તેમનું ખૂન કર્યું હોય એમ હું ધારું છું."

"મ્હને પણ એમજ લાગે છે; ઠીક છે. યથા સમયે સઘળી હકીકત મ્હારા ગુપ્તદૂતો માર્ફત હું જાણી શકીશ. હવે હમણાં તો અજમેર ઉપર કેમ વિજય મેળવતો તેનાજ વિચારો હું કર્યા કરું છું. અલ્પકાળ ઉપર ગુપ્તદૂત માર્ફત એવા સમાચાર મ્હારા જાણ-

વામાં આવ્યા છે કે રત્નગઢનો રાજકુમાર વિજયસિંહ પોતાના સમસ્ત સૈન્યસહ અજમેરમાં રજપૂતોને સહાયતા કરવાને આવી પહોંચ્યો છે. એક બે દિવસમાં ચિત્તોડનો મહારાણો કેશરીસિંહ પણ અજમેરવાસીઓને યુદ્ધ પ્રસંગે સહાયતા કરવાને આવી પહોંચવાનો છે. તેઓ સૌ કિલ્લાની બ્હારથી આપણી સાથે યુદ્ધ કરશે. વળી અજમેરનો કિલ્લો એટલો બધો સુદૃઢ છે કે જાહિર યુદ્ધ થયા સિવાય અજમેરને આપણે સ્વાધીન કરી શકીશું નહિ. આમ હોવાથી આ પ્રસંગે આપની સહાયતાની અમને ઘણીજ જરુર છે. કિલ્લામાં પ્રવેશ કરવાનો કોઇ ગુપ્તમાર્ગ તમારા જાણવામાં છે કે ?" રહિમખાને પૂછ્યું.

અલ્પકાળ સુધી કાંઇ વિચાર કરીને વીરસિંહે ઉતર આપ્યો:—"હા, એક ગુપ્તમાર્ગ છે. એ માર્ગેથી કિલ્લામાં રાજમહાલયની પાછળ આવેલા વિશાળ બગીચામાં જઇ શકાય છે; પરંતુ કિલ્લામાં સુદ્ધાં અસંખ્ય રજપૂતો સતી રજપૂતાણીઓનું સંરક્ષણ કરવાના હેતુથી સશસ્ત્ર સ્થિતિમાં છુપાઇ રહેલા હશે તેથી આપણે એ માર્ગેથી કિલ્લામાં પ્રવેશ કરીને ઉલટા દુશ્મનોના પંઝામાં ફસાઇ પડીશું."

રહિમખાને થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને કહ્યું:—તમારું કહેવું યથાર્થ છે; છતાં એક ઉપાયથી આપણે ફાવી શકીએ એવો સંભવ છે. હજી સુધી તમે અમને મળી ગયા છો એમ કોઇ જાણતું નથી. માટે તમે ચુપકીદીથી થોડા યવન સૈનિકો સાથે અજમેર તરફ જાઓ અને તમે એકલાજ ગુપ્તમાર્ગે થઇને કિલ્લામાં જજો તથા એ ગુપ્તમાર્ગ તમારી સાથે જે સૈનિકો આવે તેમને પણ બતાવી દેજો. પછીથી તમારી સાથેના સૈનિકો પાછા આવી પહોંચશે અને તમે કિલ્લામાંજ રજપૂતોને ઉપરથી મળી જઇને રહેજો. તમારા

ઉપર તેમનો સૌનો વિશ્વાસ બેસે એટલા માટે જો અમારો નિંદા કરવાની જરૂર પડે તો તેમ પણ બેલાશક કરજો. પછીથી અમે યુદ્ધ કરવા આવીશું બ્હારના સૈન્યનો પરાજય થશે એટલે કિલ્લામાંના રજપૂતો પણ એ ગુપ્તમાર્ગેથી અમારી સાથે યુદ્ધ કરવાને બ્હાર નીકળશે એ સમયે અમે સુયોગ સાધીને કિલ્લામાં પ્રવેશ કરીશું એટલે ટૂંક સમયમાંજ તમે અજમેરના મહારાણા થશો. ”

વિશ્વાસઘાતક દેશદ્રોહી નરપિશાચ વીરસિંહે કહ્યુઃ “ખાન સાહેબ ! આપનું કહેવું બરાબર છે. હું આજેજ થોડા યવન સૈનિકો સાથે અજમેર તરફ વિદાય થઉં છું. હું તેમને ગુપ્તમાર્ગ અવશ્ય બતાવીશ. ”

બરાબર તેજ દિવસે રાત્રે વીરસિંહ પંદર વીસ યવન સૈનિકોની સાથે ઘોડેસ્વાર થઇને અજમેર તરફ જવા નીકળી પડ્યો. બીજે દિવસે રાત્રે તે અજમેર જઇ પહોંચ્યો. પછી ઘોડા ઉપરથી ઉતરી પડી ઘોડો પોતાના સાથીદારોને સોંપી કિલ્લામાં જવાનો ગુપ્ત માર્ગ તેમને બતાવી એ માર્ગેથી તે કિલ્લામાં પેઠો. તેની સાથે આવેલા યવન સૈનિકો પુનઃ ઘોડેસ્વાર થઇને મેડતા તરફ ચાલ્યા ગયા.

વીરસિંહે ગુપ્તમાર્ગેથી ઉદ્યાનમાં પ્રવેશ કર્યો તો ત્યાં તે તેની પત્ની ચપળા અને તેના બાળક પુત્ર અમરસિંહને જોઇ શક્યો. ચપળાએ પતિને ગુપ્તમાર્ગેથી કિલ્લામાં આવેલા જોઇને પૂછ્યુંઃ– “અત્યાર સુધી તમે ક્યાં હતાં ? ”

ચપળા બહાદુર રજપૂતાણી હતી. તેના અંતરમાં પણ એવો સંદેહ ઉપજ્યો હતો કે, તેનો પતિ યવનોને મળી જઇ સ્વદેશદ્રોહી થયેલો હોવો જોઇએ; તેથી તેણે ક્રોધસૂચક સ્વરે ઉપરોક્ત પ્રશ્ન પૂછ્યો.

વીરસિંહે પત્નીના ભાવને સમજી જઇને કહ્યુંઃ–“પ્રિયા ! હું

તને શું કહું ? મ્હને દુરાચારી યવનોએ કેદ કરી રાખ્યો હતો. મહામુશ્કેલીએ હું તેમના પંઝામાંથી છુટી આવ્યો છું. હું જીવતો બચ્યો છું એ માટે ત્હારે ઇશ્વરનો આભાર માનવો જોઇએ."

ચપળાએ અતિ આવેશમાં આવી જઈને કહ્યું:—"બસ કરો, હવે મ્હને પ્રિયા કહી બોલાવશો નહિ. હું તમારા જેવા નામર્દની પત્ની તરીકે જગતમાં હવે વિશેષ પરિચિત થવાની ઇચ્છા રાખતી નથી."

વીરસિંહે કહ્યું:—"ચપળા ! આજે તું આ શું કહે છે ? શું તુ મ્હને નામર્દ કહે છે ? "

"હા હા–હું તમને નામર્દ કહું છું. તમે નામર્દ કરતાં પણ વિશેષ નીચ અને કલંકી છો. સ્વદેશને માટે અસંખ્ય સૈનિકોએ, સરદારોએ તેમજ મહારાણાએ પોતાના જીવનનો ત્યાગ કર્યો અને તમે તમારા જીવનનો ત્યાગ કરી શકયા નહિ ? શું મ્હોડું લઇને હવે તમે મ્હારી પાસે આવ્યા છો ? તમે રજપૂતોના નામને લજાવનાર નીચ પુરુષ છો. જાઓ, સત્વર મ્હારી પાસેથી ચાલ્યા જાઓ. હવે તમે તમારું નીચ મ્હોં મ્હને બતાવશો નહિ."

" શું મ્હારા પ્રત્યે ત્હારો આવોજ પ્રેમ છે ? હું તમારી માયાનો ત્યાગ કરી શકયો નથી તેથીજ રણસંગ્રામમાં મ્હારું જીવન ઉત્સર્ગ કરી શકયો નથી; આમ છતાંએ જો મ્હારો અપરાધ થયો છે એમજ તુ સમજતી હોય તો મ્હારા અપરાધને તુ ભૂલી જા. ત્હારા પતિ પ્રત્યેના ત્હારા ધર્મનો તુ વિચાર કર. "

"ના ના—તમારા મહાન્ અપરાધને હું જીવનપર્યન્ત ક્ષમાની દૃષ્ટિથી જોઇ શકું તેમ નથી. તમે સ્વદેશદ્રોહી થયા છો. રણઘેલા રજપૂતોએ સ્વદેશની આગળ પોતાના જીવનને તુચ્છ સમજવું જોઇએ.

નિજ દેશ પાસે પ્રાણની, પરવા ન શૂરવીરો કરે;
પ્રિય દેશ માટે રજપૂતો, જઈ રંગભૂમિમાં મરે.

સમજ્યા; તમે રજપૂતજાતિમાં કુળકલંક નિપજ્યા છો. જાઓ– હવે મ્હારી પાસે વધારે વખત સુધી ઉભા રહેશો નહિ. રજપૂતાણી સ્વદેશદ્રોહી પતિનું મ્હોં સુદ્ધાં જોતી નથી.”

વીરસિંહ આ વચનો સાંભળી અતિ દુઃખિત થયો. તેણે કહ્યું:– “ચપળા ! ત્યારે શું તું મ્હને ક્ષમા નહિજ આપે ? ”

બરાબર આ સમયેજ ઉત્તેજિત સ્થિતિમાં ત્યાં સેનાપતિ ભીમસિંહની પત્ની ભીમાદેવી આવી પહોંચી. તેણે આવેશમાંજ કહ્યું:— “ ખૂની નરપિશાચ ! તું ક્ષમા માગે છે ? નહિ નહિ, આજેજ હવે ત્હારા આયુષ્યના દિવસો પૂરા થયા છે, નીચ, વિશ્વાસઘાતકી મહાપાપી કુલાંગાર ! મ્હારા પતિ–રજપૂતોના બહાદુર સેનાપતિ ભીમસિંહનું ત્હેં રાજ્યલોભથી, દગાથી ખૂન કર્યું છે. સ્વદેશબંધુઓનું લોહી પી ત્હેં રાજ્ય મેળવવાનો વિચાર કર્યો હતો કેમ ? ”

આ વચનો સાંભળી ચપળા તો આશ્ચર્યચકિત બની ગઇ. વીરસિંહ પણ ભયભીત તેમજ આશ્ચર્યચકિત બની ગયો. તેના મુખમાંથી એકપણ શબ્દ બહાર નીકળી શકયો નહિ. ચપળાએ ભીમાદેવીની ઉત્તેજિત મૂર્ત્તિ તરફ જોઇને કહ્યું:–“ બ્હેન ! તમે આ શું કહો છો ? મ્હારા સ્વદેશદ્રોહી પતિએ તમારા બહાદુર પતિનું રાજ્યલોભથી ખુન કર્યું છે ? હરિ, આવો પ્રકાર જાણવામાં આવતાં પૂર્વેજ મ્હારો અંત કેમ ના આવ્યો ? ” આમ કહીને ચપળા જમીન ઉપર પટકાઇ પડી. બાળક અમરસિંહ તેની માતાની પાસે બેસીને રુદન કરવા લાગ્યો.

ભીમાએ પ્રથમના જેવાજ સ્વરે કહ્યું:–“ જે નરપિશાચ રહિમખાનની સલાહથી ત્હેં મ્હારા સ્વામીદેવતાનો જીવ લીધો હતો તે

પાપાત્માને મ્હેં જહન્નમમાં પહોંચાડી દીધો છે તથા આજે ત્હારે પાપકાર્યોનો જવાબ આપવા જગદીશ્વરના દરબારમાં જવું પડશે. વિચાર કર કે ત્હેં કેવું મહાપાપ કર્યું છે ? ત્હારા પાપનો પશ્ચાત્તાપ આ લોકમાં તો શું પરંતુ તું અસંખ્ય વખત જીવ ધારણ કરીશ તો પણ થવાનો નથી. ત્હેં ત્હારાજ દેશબંધુઓના લોહીને રેડાવ્યું છે—ત્હેંજ જન્મભૂમિની સ્વાધીનતાનો વિનાશ શત્રુઓને મળી જઇ કરવા માંડયો છે—ત્હેંજ ત્હારી માતાઓ અને બ્હેનો બરાબર સતી રજપૂતાણીઓની લાજ વિધર્મીઓને હાથે લૂંટાય એવો માર્ગ સ્વીકાર્યો છે. ધિક્કાર છે ત્હને—ત્હારી જાતને તેમજ ત્હારા નામને."

વીરસિંહે સહજ શુદ્ધિમાં આવીને કહ્યું:—"સતીદેવિ ! હું નિર્દોષ છું."

ભીમાએ ક્રોધાવેશથી વિશેષ ઉત્તેજિત બની જઇને કહ્યું:—"અદ્યાપિ તું અસત્ય બોલે છે? નરાધમ! તું નિર્દોષ છે કે કેમ તે હું સારી રીતે જાણું છું. ત્હારાજ સ્વદેશદ્રોહને લીધે યવનો રાજસ્થાનમાં આટલા આગળ વધી શકયા છે. ચાલ, તું ત્હારા પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવવાને તૈયાર થા."

આ સમયે ચપળાએ ઉઠી ક્રોધી સિંહણના જેવું સ્વરૂપ ધારણ કરીને કહ્યું:—"ના ના-સતીદેવિ ! મ્હારા કલંકિત પતિનું ખૂન કરી તમે તમારા હાથને કલંકિત કરશો નહિ. હુંજ તેમને તેમના પાપનું પ્રાયશ્ચિત્ત આપું છું. જો કે ધર્મતઃ હું તેમની પત્ની છું; પરંતુ રજપૂતાણી પોતાના દેશ આગળ પતિને તુચ્છ સમજે છે. લાવો લાવો, તમારા હાથમાં ચમકતી તેજસ્વી તીક્ષ્ણ કટાર મ્હારી પાસે લાવો."

ભીમાએ કહ્યું:—"ના ના-એમ કદિ બનશે નહિ. મ્હારા પતિ-દેવતાનું ખૂન કરનાર નરપિશાચનો જીવ મ્હેં જાતેજ લેવાની દઢ પ્રતિજ્ઞા

કરી છે. મ્હારી પ્રતિજ્ઞાથી હું ડગનાર નથી. હું મ્હારા હાથેજ આ સ્વદેશદ્રોહી નિમકહરામ નરની છાતી ચીરી નાખીશ-તેના હૃદયના ઉષ્ણ લોહીમાં મ્હારા હાથને ભીંજાવીશ."

વીરસિંહ ગભરાઇ ગયો. તેણે કહ્યું:—"દેવિ! મ્હને ક્ષમા કરો-મ્હારા મહાપાપની મ્હને માફી આપો. તમારો ઉપકાર હું જીવનપર્યન્ત ભૂલી જઇશ નહિ."

ભીમાએ કહ્યું:—"નહિ નહિ. હું તમને માફી આપી શકીશ નહિ." આમ કહીને ઉત્તેજિતા ભીમાએ પોતાના હાથમાંની તીક્ષ્ણ તેજસ્વી કટારથી સ્વદેશદ્રોહી વીરસિંહનું હૃદય ચીરી નાખ્યું. આવી રીતે સ્વદેશદ્રોહી મહાપાપી વીરસિંહ પોતાના મહાપાપનું પ્રાયશ્ચિત્ત ભોગવી નરકગામી થયો.

વીરસિંહનું હૃદય ચીરી નાખ્યા પછી ભીમાએ ચપળા તરફ જોઇને કહ્યું:—"બ્હેન! આવા નીચ પતિની હયાતી કરતાં વૈધવ્ય સ્થિતિજ તમારે માટે ઉત્તમ છે. તમે સહજ પણ શોક ન કરશો."

ચપળાએ કહ્યું:—"દેવિ! એ માટે મ્હને કશો શોક નથી. તમે જે કાર્ય કર્યું છે તે ઉચિતજ કર્યું છે. સ્વદેશદ્રોહી નરપિશાચને માટે આવું પ્રાયશ્ચિત્ત સર્વાંશે યોગ્ય છે."

પછીથી સૌ પોતપોતાના માર્ગે ચાલ્યાં ગયાં.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### લૂંટારાના સપાટામાં શાહજાદી!

પાઠકબંધુઓ! હવે આપણે હતભાગિની મર્જીનાની પરિ-

સ્થિતિ જોઇ આવીએ. બાદશાહજાદી જોબેદીએ તેને દુઃખ દેવામાં બિલકુલ કમીના રાખી નહોતી. તેની અપાર નિષ્ઠુરતાથી દિનપ્રતિદિન મર્જીના વિશેષ કૃશ થયે જતી હતી. તેનું રૂપસૌન્દર્ય કાળક્રમે તદ્દન મલિન બની ગયું હતું. રાત્રિ દિવસ તે તેના પ્રાણાધિક મહમ્મદ તેમજ દીનદુનિયાના માલિક ખુદાનું સ્મરણ કર્યા કરતી હતી. મહમ્મદનું યુદ્ધમાં શું થયું, રાજધાનીમાં તે ક્યારે પાછો ફરવાનો છે વગેરે હકીકત જાણવાને માટે તે ઘણી વ્યાકુળ બની ગઇ હતી; પરંતુ કોની માર્ફત પ્રાણાધિક પતિના વર્ત્તમાન જાણી તે શાન્ત થઇ શકે? બાદશાહજાદીએ તેને જનાનખાનામાંના એક એવા ગુપ્ત સ્થાને કેદ કરી હતી કે, જે સ્થાને કોઇપણ મનુષ્ય મર્જીનાને સહાયતા કરવાને આવી શકે તેમ નહોતું.

રાત્રિનો સમય હતો. મર્જીનાની ઓરડીમાં એક ક્ષીણતેજવાળો દીપક સળગતો હતો. મર્જીના એક ખુણામાં એક ચટાઇ ઉપર બેઠી બેઠી ચિંતા કર્યા કરતી હતી. અલ્પકાળપર્યન્ત કાંઇ ચિંતા કરીને વે પોતાના મન સાથે કહેવા લાગી:—"હે પરમકૃપાળુ ખુદા! હવે આ હતભાગિનીને કેટલું દુઃખ દેવાનો આપનો વિચાર છે? આપના ધર્મ-રાજ્યમાં આવો અધર્મ, અનાચાર અને અનીતિ કેમ થાય છે? અરે-રે! શું પ્રાણાધિક મહમ્મદ જ્યાં સુધી પાછા નહિ આવી પહોંચે ત્યાં સુધી મ્હારે આવી રીતે કેદખાનાનું અસહ્ય દુઃખ વેઠવું પડશે? ખુદા! મ્હારા ઉપર દયા કરો. જાણે અજાણે મ્હારાથી કાંઇ અપરાધ થયો હોય તો તેની મ્હને ક્ષમા આપો–મ્હારા અંતરમાં શાન્તિને સ્થાપો."

બરાબર આ સમયેજ પાસેથી કાંઇ ખડખડાટ થતો મર્જીનાના સાંભળવામાં આવ્યો. મર્જીના ચૂપ થઇને શાન્તિથી ખુણામાંજ બેસી રહી. ધીમે ધીમે ખડખડાટ વધવા લાગ્યો. આ અવાજ દ્વાર તરફથી

નહિ પરંતુ આ ગુપ્ત ઓરડીના નીચેના ભાગમાંથી આવતો હોવાથી મર્જીના ભયભીત બની જાય એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી.

આવી સ્થિતિમાં થોડો સમય પસાર થઇ ગયો. એટલે એકાએક તળિયાની જમીનમાંથી એક પત્થર ઉંચો થઇ ગયો અને તે સાથેજ બે મનુષ્યમૂર્ત્તિઓએ ગુપ્તમાર્ગેથી મર્જીનાવાળી ઓરડીમાં આવી પહોંચી.

પ્રાચીનકાળના બાદશાહોના જનાનખાનામાં આવા અસંખ્ય ગુપ્તમાર્ગો રહેતા હતા. એ વાત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. દિલ્હીના શહેનશાહ અકબર, જહાંગીર આદિના રાજત્વકાળ પ્રસંગે પણ તેમના રંગમહેલમાં-જનાનખાનામાં જવાના અનેક માર્ગો હતા કે જેની માહિતી અમુક વ્યક્તિઓ સિવાય અન્ય કોઇને નહોતી. આવા માર્ગોએ થઇ બેગમોના વિશ્વાસપાત્ર ખોજાઓ બેગમોના આશકોને સ્ત્રી-વેષમાં છુપી રીતે જનાનખાનમાં લઈ જતા હતા અને બેગમોની પરિતૃપ્તિ થતાં પુનઃ વિશ્વાસુ ખોજાઓ તેમના આશકોને ગુપ્તમાર્ગેથી પાછા તેમના નિવાસસ્થાને પહોંચાડી આવતા હતા. અસ્તુ.

ઉપર્યુક્ત બન્ને મનુષ્યોએ પોતાનાં શરીર કાળા રંગના ઝભ્ભામાં છુપાવ્યાં હતાં અને તેમણે પોતાના મ્હોં ઉપર પણ કાળો બુરખો નાખેલો હોવાથી તેમને કોઇ પણ રીતે પિછાની શકાય એમ નહોતું. મર્જીના તો એ રાક્ષસ જેવા મનુષ્યોને જોતાંજ ભયથી ઘણી ગભરાઇ ગઇ; પરંતુ સંકટ પ્રસંગે ગભરાઈ જવાથી ઘણું માઠું પરિણામ આવશે વિચારી તે થોડી ઘણી હિમ્મત રાખીનેજ બેસી રહી.

આવેલા બે મનુષ્યો પૈકીના એકે મર્જીના તરફ જોઇને કહ્યુંઃ-

"સુંદરિ ! તમે કોણ છો ? અહિં આવી શોચનીય સ્થિતિમાં તમે કેમ રહો છો ?"

મર્જીનાએ સાહસ એકઠું કરીને કહ્યું:-" આવા રાત્રિના સમયે તમે શા ઉદ્દેશથી અત્રે આવ્યા છો તેમજ તમે કોણ છો એ નહિ જણાવો ત્યાં સુધી હું તમારા પ્રશ્નોનો ઉત્તર આપી શકીશ નહિ."

પુનઃ ઉપરોક્ત માણસે કહ્યું:—" નાજનીન ! મ્હારું નામ યુસફખાન છે, અને મ્હારા આ દિલજાન દોસ્તનું નામ કલુખાન છે. અમે બન્ને જણા સુપ્રસિદ્ધ તેમજ વીર લૂંટારા મુબારકના સાથીદાર છીએ. તેમનાજ કાર્યાર્થે અમે અત્રે આવેલા છીએ; છતાં તમારે ભય પામવાનું કારણ નથી. હવે તમે અમને તમારો પરિચય આપશો ?"

મર્જીનાએ કહ્યું:—" પ્રથમ કહો જોઇએ કે, તમે આ ગુપ્તમાર્ગેથી કેવી રીતે અહિં આવ્યા ? આ ગુપ્તમાર્ગ તમને કોણે બતાવ્યો ?"

યુસફખાનઃ—વીર લૂંટારા મુબારકથી અજાણ્યો મક્કાનો એક પણ ગુપ્તમાર્ગ નથી.

મર્જીનાઃ—જુઓ સાંભળો, હું મક્કાધિપતિના વીર સેનાધિપતિ મહમ્મદખાનની પત્ની છું. મ્હારા પતિ યુદ્ધ કરવાને માટે રાજસ્થાનમાં ગયા છે. એ તકનો લાભ લઇ નિષ્ઠુર શાહજાદી જોએદીએ મ્હને આવા ભયાનક સ્થાને કેદ કરી છે.

યુસફખાનઃ-તમને કેદ કરવામાં શાહજાદીનો કાંઇ હેતુ તો હોવો જોઇએને ?

મર્જીનાઃ—એ હેતુ જાણવાથી તમને કશો લાભ નથી. મંગળમય ખુદાનું નામ લઇને હું એટલું જ કહું છું કે હું નિર્દોષ છું—નિરપરાધિની છું. જો આવા ભીષણ સંકટમાંથી તમે મ્હને મુક્ત કરશો તો જીવનપર્યન્ત હું તમારો ઉપકાર ભૂલીશ નહિ.

યુસફખાનઃ—સુંદરિ ! ખુદાના દરબારમાં ન્યાય અન્યાયનો

સંપૂર્ણ વિચાર થાય છે. નહિ તો આજે તેઓ અમને નિમિત્તરુપ બનાવી અહિ મોકલત નહિ. સુંદરિ ! તમે નિર્ભય છો. મ્હારા આ સાથીદાર સાથે તમે ચાલ્યાં જાઓ. તે તમને તમે કહેશો ત્યાં મૂકી આવશે. એના ઉપર કોઇ પણ પ્રકારનો અવિશ્વાસ રાખશો નહિ. અમે બન્ને જણા તમારા ભાઇ બરાબર છીએ.

આ વચનો સાંભળવામાં આવતાં મર્જીનાને તેમના ઉપર વિશ્વાસ બેઠો. તે કલ્લુખાનની સાથે ગુપ્તમાર્ગેથી ચાલી જવા લાગી. આ સમયે યુસફખાને તેને પૂછ્યું:—“ સુંદરિ ! શાહજાદી આ ઠેકાણે દરરોજ આવે છે કે ?”

મર્જીનાએ ઉત્તર આપ્યો:—“ હા, મધ્યરાત્રિ થતાં તેઓ મ્હારી પાસે આવે છે. ગઇકાલે તેઓ આવેલાં નહિ હોવાથી આજે તો અવશ્ય આવશે; માટે આપ તેમના આવતાં પહેલાંજ અહિંથી પલાયન કરી જશે—નહિ તો કદાચ આપના શિર ઉપર સંકટ આવી પડશે.”

“ મ્હારી ચિંતા રાખશો નહિ.” યુસફખાને ઉત્તર આપ્યો. પછીથી મર્જીના કલ્લુખાન સાથે એ ગુપ્તમાર્ગે થઇ ચાલી ગઇ. તેના ગયા પછી યુસફખાને પોતાની સાથે બાંધી આણેલો સ્ત્રીનો પોશાક છોડી પહેરી લીધો અને જે ઠેકાણે મર્જીના બેસી રહી હતી તે ઠેકાણેજ તે બેસી ગયો ! પોતાનો પુરૂષવેષ તેણે એક સ્થાને છુપાવી દીધો. તેણે પોતાનું મ્હોં દીપકની ઉલટી બાજુએ રાખ્યું કે જેથી શાહજાદી આવતાંની સાથે તેને ઓળખી શકે નહિ.

લગભગ અડધો કલાક વીતી ગયો એટલે યુસફખાન કોઇનાં પગલાંનો અવાજ ઓરડી તરફ આવતો સાંભળી શકયો. તેને એમજ લાગ્યું કે, શાહજાદી આવે છે; તેથી તે સાવધાન થઇ ગયો. અલ્પ-

કાળમાંજ ઓરડીનું પ્રવેશદ્વાર ઉઘડયું અને શાહજાદી પાછું એ દ્વાર બંધ કરી દઇ ઓરડીના મધ્યભાગમાં આવીને ઉભી રહી.

શાહજાદીએ પુષ્કળ શરાબ પીધેલો હોવાથી તેની મુખમુદ્રા લાલચોળ બની ગઇ હતી. તે ઘણી ઉત્તેજિત બની ગઇ હતી. ઓરડીના મધ્યભાગમાં આવતાંની સાથેજ ઉચ્ચ સ્વરે તેણે કહ્યું:—"કેમ મર્જીના! હજી ત્હારો દુરાગ્રહ તું છોડતી નથી કે? યાદ રાખજે કે આ બાદશાહજાદીનું કહેવું કબૂલ કરી, મહમ્મદને પુનઃ પ્રાપ્ત કરવાની આશાનો ત્યાગ કરી તું અન્ય કોઇ સ્થળે ચાલી જઇશ તો સુખી થઇશ અને તું મ્હારૂં કહેવું કબૂલ નહિ કરે તો ત્હારો તેમજ ત્હારા પ્રાણાધિક મહમ્મદનો જીવ જશે. ભવિષ્યમાં જે મક્કાની મહારાણી થવાની છે તેનું કહેવું તું કબૂલ કરતી નથી, કેમ?"

યુસફખાન મ્હોં ફેરવીને જેમ બેઠો હતો તેમજ બેસી રહ્યો. તેણે શાહજાદીનાં આ વચનોના ઉત્તરમાં કાંઇ પણ કહ્યું નહિ. શાહજાદીએ કહ્યું:—"મર્જીના! હવે તું મ્હને શો ઉત્તર આપે છે? ત્હારે આ ભીષણ સ્થાનમાંથી મુક્તિ મેળવવી છે કે વિકાળ કાળને આધીન થવું છે? શાહજાદી તેના પ્રેમમાર્ગના કંટકનો જડમૂળથી નાશ કરશે, સમજી!"

યુસફખાને ઉઠી ઉભા થઇ, મ્હોં ઉપરનું વસ્ત્ર ખસેડી નાખ્યું. શાહજાદી મર્જીનાને બદલે યુસફખાનને જોઇ ઘણાજ આશ્ચર્ય તેમજ ભયથી ચમકી ઉઠી-તેનાથી એક પણ અક્ષર ઉચ્ચારી શકાયો નહિ. વાયુથી ધ્રૂજતી લતાની માફક તે ધ્રૂજતી ધ્રૂજતી ઉભી રહી. યુસફખાને કહ્યું:—"કેમ શાહજાદી! એક અનાથ અબળા ઉપર આટલો બધો રોષ શા માટે દર્શાવો છો? મર્જીનાએ તમારો એવો તે શો અપરાધ કર્યો છે કે, તમે તેનો તથા તેના પ્રાણાધિક પતિ વીર

મહમ્મદખાનનો જીવ લેવાની ઇચ્છા રાખો છો ?"

આટલા સમયમાં શાહજાદીએ સાહસ એકઠું કરીને કહ્યું:—"મ્હને કાંઇ પણ પૂછવાનો તમને અધિકાર નથી. પ્રથમ મ્હને જણાવો કે તમે અહિં કેવી રીતે આવ્યા છો? મ્હારો શિકાર મર્જીના ક્યાં છે ? શા હેતુથી તમે અહિં આવ્યા છો ?"

યુસફખાને ઉત્તર આપ્યો:—"શાહજાદી! મર્જીના ક્યાં છે તેની મ્હને શી ખબર ? વળી હું અહિં કેવી રીતે આવ્યો છું એ ટૂંક સમયમાંજ તમે જાણી શકશો. વીર લૂંટારા મુબારકનું નામ તો તમે સાંભળ્યું જ હશે. તેમની આજ્ઞાથી હું તમને તેમની પાસે લઇ જવાને અત્રે આવ્યો છું."

શાહજાદીએ વિશેષ રોષસૂચક સ્વરે કહ્યું:—"એક લૂંટારાનું આટલું બધું સાહસ? શો વિચાર કરીને તેણે મક્કાના શહેનશાહ ખલિફાની એકની એક પુત્રીને સ્વાધીન કરવાની મહત્વાકાંક્ષા રાખી છે? વળી હું ચોક્કસ ધારું છું કે, તમેજ યુક્તિ પ્રયુક્તિથી મર્જીનાને મ્હારા પંઝામાંથી બચાવી છે; પરંતુ હજી પણ હું તમને આજ્ઞા કરું છું કે, તમે મર્જીનાને મ્હારે સ્વાધીન કરો અને તમારા સરદાર મુબારકને જઇને કહો કે શાહજાદીને સ્વાધીન કરવાની મહત્વાકાંક્ષાનો તે ત્યાગ કરે."

યુસફખાને કહ્યું:—"શાહજાદી! તમારી ભૂલ થાય છે. બહાદુર મુબારકખાન જગતમાં કોઇથી પણ ડરે એવા નથી. માટે તમે એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય મ્હારી સાથે ચાલો. આ ઓરડીમાં આવેલા ગુપ્તમાર્ગથી હું તમને મ્હારા સરદાર પાસે સહેલાઇથી લઇ જઇશ."

"અને ધારો કે, હું તમારી સાથે નહિ આવું તો?"

"નહિ આવો તો મ્હારે તમને બળાત્કારે લઇ જવાં પડશે.

માટે કોઇપણ પ્રકારની ખટપટ નહિ કરતાં મ્હારી સાથે ચાલો."

"શહેનશાહ ખલિફાના જનાનખાનામાં પ્રવેશ કરી તમે કેવો મહાન્ અપરાધ કર્યો છે તેનો વિચાર તો કરી જુઓ."

"શાહજાદી! મ્હને ભય દર્શાવવાથી કાંઇ તમારો હેતુ ફળિભૂત થવાનો નથી-જો તમે તમારું કલ્યાણ ઇચ્છતાં હો તો સત્વર મ્હારી સાથે ચાલો-હવે એક પળનો પણ વિલંબ ન કરો."

શાહજાદી જોએદી સમજી ગઇ કે યુસફખાનને ગમે એટલું સમજાવ્યાથી સારું પરિણામ આવવાનું નથી-કોઇ પણ ઉપાયે તે આવેલા સંકટમાંથી મુક્ત થઇ શકે તેમ નથી; તેથી તેણે કહ્યું:-"તમે વીર સરદાર મુબારકખાન તરફથી આવ્યા છો તેની સાબિતી શી?"

યુસફખાને કહ્યું:—"સાબિતી તૈયાર છે. આ લ્યો મ્હારા સરદારનો પત્ર."

આમ કહીને યુસફખાને એક લાલરંગનો પત્ર જોએદીના હાથમાં આપ્યો. જોએદી પત્ર ઉઘાડી વાંચવા લાગી. તેમાં આ પ્રમાણે હકીકત લખેલી હતી.

"જીવનમોહિની!

તમારા અદ્દભુત સૌંદર્યનું એક વખતે મ્હેં દર્શન કર્યું હતું. ત્યારથીજ હું તમને ચ્હાઉં છું. હું તમને મ્હારી જીવનસહચરી બનાવવાની અભિલાષા રાખું છું. જો કે હું લૂંટારો છું તેથી અનેક માણસો મ્હને નીચ ધારે છે; પરંતુ વાસ્તવિક રીતે હું નીચ નથી એમ તમને જ્યારે મ્હારો સહવાસ થશે ત્યારે માલૂમ પડશે.

જે દિવસથી તમારી મોહિની સુરત જોવામાં આવી છે તે દિવસથી મ્હારું દિલ બેચેન બની ગયું છે. આ પત્રની હકીકત ગુપ્ત રાખશો. હું કોઇનો ભય રાખું છું એમ ધારશો નહિ; પરંતુ આ હકીકત ગુપ્ત

રાખવાનું કારણ એટલુંજ છે કે, તમારી કીર્ત્તિ તેમજ પવિત્રતાને લોકનિંદાનું કલંક ન લાગે. જે સુખનો ઉપભોગ તમે વિશાળ રાજમહાલયમાં, તથા દાસદાસીઓની સેવામાં ભોગવી શકતાં નથી તેથી સહસ્ત્રધા અધિક સુખનો ઉપભોગ તમે મ્હારા સહવાસમાં રહીને ભોગવી શકશો. તમારા રૂપસૌન્દર્યે મ્હારા હૃદયને ઘણું આકર્ષ્યું છે; માટે મ્હારા અંગમાં જાગેલી અનંગપીડાને સ્નેહસુધાના સિંચનથી શાન્ત કરવાને માટે આ પત્રવાહક સાથે સત્વર આવશો.

આટલું છતાં પણ જો તમે મ્હારા વિશ્વાસપાત્ર માણસ સાથે મ્હારી વિનંતિ અનુસાર નહિ આવો તો આ બહાદુર મુબારકથી કોઇ કાર્ય અસાધ્ય છે એમ ન સમજશો. હું બળાત્કાર કરીને પણ સહેલાઇથી તમને મ્હારે સ્વાધીન કરીશ; છતાં જો તમે પ્રસન્નવદને અહિં આવશો તો તમારા ઉપર બળાત્કાર કરવાની મ્હારી બિલકુલ ઇચ્છા નથી. એજ.

લી૦ તમારો પ્રેમભિક્ષુક

મુબારક ”

હવે શાહજાદીનો યુસફ્ખાન સાથે ગયા સિવાય છુટકોજ નહોતો. તે જાણતી હતી કે, આજકાલ કરતાં ઘણા કાળથી રાજ્યના અધિકારીઓ મુબારકને પકડવાનો પ્રયત્ન કરતા હતા. શહેરનો કોટવાલ સમશેરજંગ અને વૃદ્ધ પ્રધાન આઝમદાદખાન તો રાત્રિ દિવસ લૂંટારા મુબારકને પકડવાની કોશીષ કરતા હતા; પરંતુ તેમની સઘળી કોશીષ વ્યર્થ થઇ હતી. આથી શહેનશાહ ખિજરાએ મુબારકને પકડી લાવનારને યા તો તેનું ખરું ઠેકાણું બતાવી તેને પકડાવનારને એક હજાર સોનામહોરોનું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું; છતાં અદ્યપિપર્યન્ત કોઇ આ ઇનામ મેળવવાને ભાગ્યશાળી થયું નહોતું. આ

સઘળી હકીકત શાહજાદી જાણતી હતી. વળી આ ઓરડીમાંથી તે સહાયતા માટે બુમો મારે તો પણ કોઇતેની બુમો સાંભળી શકે તેમ નહોતુ તેથી તેને નિરુપાયે યુસફખાન સાથે જવાને કબૂલ થવું પડયું. તેણે કહ્યું:-"ભલે ત્યારે હું તમારી સાથે આવવાને તૈયાર છું."

યુસફખાન:—ચાલો ત્યારે.

આમ કહીને યુસફખાને પુનઃ ઓરડીના મધ્યભાગમાં આવેલું ગુપ્તદ્વાર ઉઘાડયું અને તેમાં પ્રથમ શાહજાદીને ઉતારી તે તેની પાછળ ઉતર્યો. નીચેના ભાગમાં પુષ્કળ અંધકાર હોવાથી તેમજ રાત્રિનો સમય હોવાથી યુસફખાને એક મીણબત્તી સળગાવી લીધી. પછીથી તેઓ જમીનમાં ખોદેલી એક નીસરણી ઉપરથી ઉતરવા લાગ્યાં. આવી રીતે અડધા કલાક સુધી ગુપ્ત ભોંયરામાં ચાલીને અંતે તેઓ એક જીર્ણ મકાનમાં નીકળ્યાં. એ મકાન જમીનદોસ્ત થઇ ગયેલું હોવાથી તેમાં કોઇ પણ માણુસ રહેતું નહોતું. શાહજાદી અને યુસફ એ મકાનમાંથા બ્હાર નીકળી પૂર્વ દિશા તરફ આગળ વધવાં લાગ્યાં. આવી રીતે લગભગ અડધા કલાક સુધી આગળ ચાલ્યા પછી યુસફખાને શાહજાદીને ઉદ્દેશીને કહ્યું:—" શાહજાદી, હવે મ્હારે તમારી આંખો ઉપર પાટો બાંધવો પડશે."

" એમ્ કરવાનું કાંઈ કારણ ? " શાહજાદીએ પૂછયું.

" કારણ એજ કે વીર લૂંટારા મુબારકખાનનું નિવાસસ્થાન કયે સ્થળે આવેલું છે તે કોઇ જાણી શકે નહિ."

" ભલે તમે તમારી ઇચ્છા હોય તેમ કરો. તમારી ઇચ્છાનુસાર હમણાં મ્હારે વર્તવુંજ પડશે."

તરતજ યુસફખાને પોતાના માથા ઉપર બાંધેલો ફેંટો કાઢી નાખી શાહજાદીના મ્હોં તેમજ આંખો ઉપર બરાબર બાંધી દીધો.

શાહજાદીને એમ લાગ્યું કે બાહ્ય માધુર્યપૂર્ણ પ્રકૃતિ અદ્રશ્ય થઇ ગઇ છે—ચોતરફ ભીષણ અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થયું છે.

યુસફખાને શાહજાદીનો હાથ પકડીને કહ્યું:-" હવે તમે મ્હારી સાથે ચાલો. આપણે એક ભેદી મકાનમાં જઇશું."

ભેદી મકાનનું નામ સાંભળી જોએદી ચમકી ઉઠી. અત્યાર સુધી તેણે યુસફખાનનો ડાબો હાથ પકડી રાખ્યો હતો. સાથીદારનો ડાબો હાથ છોડી દઇને તેણે કહ્યું:—" ચાલતાં મ્હને અડચણ પડે છે. તમારો જમણો હાથ મ્હને ઝાલવા દ્યો."

આ હકીકત સાંભળી યુસફખાને કહ્યું—" શાહજાદી, તમે તમારા અંતરમાંથી સંદેહને દૂર કરો. અમે કદાપિ તમારી સાથે વિશ્વાસઘાત નહિજ કરીએ. તમે સહજ પણ ભય રાખશો નહિ."

શાહજાદી જોએદી અંતે યુસફખાનનો જમણો હાથ પકડીને તેની સાથે એક ભેદી મકાનમાં ગઇ.

હવે અમે આ ભેદી મકાનનું થોડું વર્ણન કરીશું. જમીનની અંદરના ભાગમાંજ આ ગુપ્ત વિશ્રામગૃહ આવેલું હતું. એ સમયના ઘણા મ્હોટા અમીર ઉમરાવો ગ્રીષ્મઋતુમાં જમીનની અંદર તૈયાર કરાવેલાં આવાં ગુપ્ત વિશ્રામગૃહોમાંજ રહેતા હતા. આ વિશ્રામગૃહોને એવાં તો સુસજ્જિત કરવામાં આવતાં હતાં કે તેનું શોભાસૌન્દર્ય જોતાં આશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેતું નહિ.

યુસફખાનની સાથે એક નિસરણી ઉપર થઇને શાહજાદી નીચે ઉતરવા લાગી. તેની બન્ને આંખો બંધાયલી હતી તેથી પોતે જાણે કે પ્રલયના અંધકારને ભેદીને નીચે ઉતરતી હોય એવો તેને ભાસ થયો. પરંતુ વાસ્તવિક રીતે તેમ નહોતું. જે નિસરણી ઉપર થઇને તે નીચે ઉતરતી હતી તે નિસરણીની બન્ને બાજુએ દીપકો સળ-

ગતા હતા; કેમકે દિવસે પણ આ સ્થાને દીપકો ન હોય તો સંપૂર્ણ અંધકારનો વિસ્તાર થઇ રહેતો હતો.

લગભગ પાંચ મિનિટ સુધી આવી રીતે નીચે ઉતર્યા પછી શાહજાદીને એવો ભાસ થયો કે તે એક વિશાળ ચોકમાં ઉભી રહી છે. ત્યાં તે ગુલાબની સૌગંધને અનુભવી શકી.

ઉપર જીર્ણ ઝુંપડી આવેલી હતી ! અને નીચે જમીનમાં આવું સુંદર વિશ્રામગૃહ આવેલું હતું ! કેવો આશ્ચર્યજનક પ્રકાર ?

યુસફ્ખાને શાહજાદીને કહ્યું:—"શાહજાદીસાહેબા ! હવે તમારા દુ:ખનો અંત આવ્યો છે. હવે તમારી આંખો બાંધી રાખવાની કાંઇ જરૂર નથી."

ચક્ષુબંધન ખુલતાંની સાથેજ શાહજાદીએ જોયું કે તે અસંખ્ય દીપકોથી પ્રકાશી રહેલા એક અતિ સુસજ્જિત અને સુંદર વિશ્રામગૃહમાં આવી પહોંચી છે. મક્કાના કોઇ અમીર ઉમરાવના વિશ્રામગૃહ કરતાં આ વિશ્રામગૃહ કોઇ પણ રીતે ઉતરતું નહોતું.

શાહજાદીએ પૂછ્યું:—"તમારા માલિક આ ગુપ્તમકાનમાંજ રહે છે કે શું ?"

યુસફ્ખાને ઉત્તર આપ્યો:—"હા જી. આજ મ્હારા માલિક મુબારકખાનનું ગરીબખાનું છે. આપ થોડા સમયને માટે વિશ્રાંતિ લ્યો. હું મ્હારા માલિકને આપના આગમનના સમાચાર નિવેદન કરું છું."

એ સ્થાને એક મખમલનું બેસવાનું આસન હતું. એ આસન ઉપર શાહજાદીને બેસાડી યુસફખાન તેના માલિક કિંવા સરદારને બોલાવવાને ચાલ્યો ગયો.

એકાન્ત મળતાંજ શાહજાદીના અંતરમાં આકાશ પાતાળના

વિચારો ઉપજવા લાગ્યા. તે વિચારવા લાગી કેઃ—" મક્કામાં આવાં ગુપ્ત વિશ્રામગૃહો આવેલાં હશે એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. શું લુંટારો મુબારકજ આ સુંદર વિશ્રામાલયનો માલિક હશે? મ્હને બીજું કોઇ તો પ્રપંચથી અહિં ફસાવી લાવ્યું નહિ હોય? લૂંટારો મુબારક પણ કાંઇ ઓછી શક્તિ ધરાવતો નથી. તેનું નામ સાંભળવામાં આવતાંજ મક્કાનાં સઘળાં માણસો, અમીર ઉમરાવો વગેરે ધ્રૂજી ઉઠે છે હવે અહિંથી પલાયન કરી જવાનો ઉપાય પણ નથી. આ વિશ્રામગૃહમાંથી બ્હાર નીકળવાનો માર્ગ મ્હને માલૂમ નથી. હવે મ્હારે શું કરવું ? વળી મુબારકનો કોઇ પણ રીતે મ્હારી સાથે સંભોગ કરવાનો વિચાર હશે તો હું એના વિચારને કાર્યના રૂપમાં ફેરવાતો કેવી રીતે અટકાવી શકીશ ? હું મહમ્મદનેજ ચ્હાઉં છું—તેનો પ્રેમ પ્રાપ્ત કરવાનીજ મ્હારી મુરાદ છે. એટલા માટે તો મ્હેં મર્જીનાને પણ દુઃખ દેવામાં કાંઇ બાકી રાખી નથી. હું મ્હોટા ધર્મસંકટમાં ફસાઇ પડી છું. હું રાજમહાલયના રંગમહેલમાંથી ગૂમ થઇ છું એવા સમાચાર જાહિર થતાંજ મ્હારું તેમજ મ્હારાં સગાં વ્હાલાંઓનું નામ કલંકિત થશે. પુનઃ હું રંગમહેલમાં પ્રવેશ નહિ કરી શકું. ત્યારે શું મ્હારા દુર્ભાગ્યે મ્હારે મ્હારું જીવન એક લૂંટારાના સહવાસમાં રહીનેજ પસાર કરવું પડશે? ખુદા! તમે મ્હને મ્હારા સઘળા ગુન્હાઓની માફી આપો. હવેથી હું મર્જીનાને દુઃખી નહિ કરું; છતાં જીવનપર્યન્ત હું પ્રાણાધિક મહમ્મદને તો નહિજ ભૂલી શકું, મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે તો હે દયાળુ ખુદા! મ્હને મ્હારી આટલી ભૂલની આપ માફી નહિ આપો?"

શાહજાદી આવી રીતે વિવિધ વિચારો કર્યા કરતી હતી એવામાં એક ત્રીસ પાંત્રીસ વર્ષનો બળવાન્ તેમજ સુંદર પુરૂષ તેની

પાસે આવી પહોંચ્યો તથા તેણે કહ્યું:—" શાહજાદી ! આ સેવકના અપરાધને ભૂલી જજો."

શાહજાદીના વિચારો બંધ પડયા. તેણે આવનાર પુરુષ તરફ જોયું. એ પુરુષ ઘણો દેખાવડો હોઇ અતિ સ્વરૂપવાન્ હતો. તેનો બાંધો ઘણો મજબુત હતો. તેનાં નેત્રો વિશાળ હોઇ તેનું મ્હોટું કપાળ તેની ઉત્તમ બુદ્ધિમત્તાનો પરિચય આપતું હતું. તેણે પોતાના મસ્તકના તેમજ દાઢીના કાળા વાળને સુગંધિત તેલ નાખી ઓળેલા હતા. હમણાં તેણે પોતાના અંગ ઉપર માત્ર એક મલમલનું પહેરણ પહેર્યું હતું. પગમાં સપાટ હતી અને તે સિવાય એક પાયજામો તેણે પહેર્યો હતો.

આ પુરુષને જોઇ શાહજાદી કાંઇ બોલી નહિ. તે આ પુરુષના તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહી. પુરુષે પુનઃ કહ્યું:—" શાહજાદી ! ચિંતા શા માટે કરો છો ? આ મુબારક તમારા ઉપર કોઇ પણ પ્રકારનો જુલ્મ ગુજારશે નહિ—તમે નિર્ભય થાઓ."

હવેજ જોબેદીએ સાહસ એકઠું કરીને કહ્યું:—" વીરપુરુષ ! આજે આપે જે કાર્ય કર્યું છે તે ઉચિત કર્યું છે કે કેમ તેનો આપ વિચાર કરી જુઓ. આપ જાણો છો કે જો પ્રભાતકાળ થતા સુધીમાં હું રંગમહેલમાં—જનાનખાનામાં પાછી નહિ જઇ પહોંચું તો મ્હારા નામને કલંક લાગશે. વળી મ્હારા પિતા મકકાના માલિકની અવકૃપા કિંવા ક્રોધ મેળવીને આપ નિશ્ચિંત રહી શકશો કે કેમ તેનો આપે પ્રથમ વિચાર કરવાની જરૂર હતી."

મુબારકે સ્મિત હાસ્ય કરીને કહ્યું:—" શાહજાદી ! હું મ્હારા ખરા જીગરથી તમને ચ્હાઉં છું; તેથીજ આજે મ્હેં આવું સહાસિક કાર્ય કર્યું છે. જો તમારો પ્રેમ પ્રાપ્ત કરવા જતાં મ્હારો જીવ જાય તો તેની પણ મ્હને પરવાહ નથી. હવે કહો જોઇએ કે તમે

કૃપા ભાવે મ્હારી ઇચ્છા તૃપ્ત કરશો કે નહિ ? તમે મ્હારા સહવાસમાં રહેશો કે નહિ ?"

"મુબારકખાન ! હજી પણ હું કહું છું કે તમે મ્હને સત્વર રંગમહેલમાં પહોંચાડી દ્યો; તેથી હું તમારો મ્હારા ઉપર મહાન્ ઉપકાર થયો સમજીશ. શાહજાદીના પ્રેમને સ્વીકારવાની આશાનો તમે ત્યાગ કરો."

"શું તમારો પ્રેમ મેળવવાની આશાનો ત્યાગ કરું ? ના ના મ્હારાથી કદાપિ એમ બની શકશે નહિ. તમારે મ્હારી ઇચ્છાને તૃપ્ત કરવીજ પડશે. જો સહેલાઇથી તમે મ્હારી ઇચ્છા તૃપ્ત નહિ કરો તો હું બળાત્કાર કરીશ, જુલ્મ ગુજારીશ અને તમને મ્હારે સ્વાધીન કરીશ."

"મુબારકખાન ! મ્હારા ઉપર જુલ્મ ગુજારી તમે સારૂ કાઢવાના નથી—મક્કાના શહેનશાહ ખલિફાના ક્રોધની જ્વાળાથી તમે બચવાના નથી. હજી પણ હું ખુદાના કસમ ખાઇને કહું છું કે જો તમે મ્હને હમણાંજ જનાનખાનામાં પહોંચાડી દેશો તો હું તમારા આજના કાર્યની વાત કોઇને જણાવીશ નહિ."

"ના ના શાહજાદી ! તમે ભૂલો છો. ભય કોને કહે છે એ હું સમજતો નથી. જો હું ભય રાખતો હોત તો કદાપિ આવું સાહસિક કાર્ય કરતજ નહિ. મ્હને તમારા પિતા-શહેનશાહ ખલિફા પણ કાંઇ કરી શકે તેમ નથી."

"ત્યારે શું તમે મ્હને મુક્ત નહિ જ કરો ? મ્હારે સદા તમારા સહવાસમાંજ રહેવું પડશે ?"

"હા."

"કાંઇ કારણ ?"

"કારણ કેટલી વખત કહું ? હું તમારી સાથે કામક્રીડા કરવાને ઇચ્છું છું, સમજ્યાં ?"

"તમારી આશા મૃગજળ જેવી છે. હું મ્હારા અંતરથી અન્ય પુરુષને ચ્હાઉં છું !"

મુબારકે ચમકી ઉઠીને પૂછ્યું:—"એ પુરુષનું નામ ?"

"વીર મહમ્મદખાન. તેઓ મકકાના સેનાધિપતિ હોઇ મ્હારા હૃદયનાથ છે. ઘણા દિવસથી હું તેમને ચ્હાઉં છું. તેમણે નિષ્ઠુરતાથી મ્હારા પ્રેમનો અસ્વીકાર કર્યો છે છતાં હું તેમને ચ્હાઉં છું, સમજ્યા ?"

"શાહજાદી ! જે મૂર્ખ મહમ્મદ તમારા રૂપસૌન્દર્યની કાંઇ પણ કિમ્મત કરી શકયો નથી તેને તમે શા માટે ચ્હાઓ છો ? વળી મહમ્મદને મર્જીના નામની પત્ની છે. એ એની પત્નીના પ્રેમનો ત્યાગ કરી તમને નહિજ ચ્હાય-તમારી આશા સફળ નહિજ થાય."

"એટલા માટે હું મર્જીનાનો જીવ લઇશ—મ્હારી ઉમ્મીદ પાર ઉતારીશ. જ્યારથી મહમ્મદ રાજસ્થાનમાં યુદ્ધાર્થે ગયો છે ત્યારથી મ્હેં તેની પ્રણયપ્રતિમા મર્જીનાને કેદ કરી રાખી હતી; પરંતુ આજે તમારાજ નોકરે તેને મ્હારી કેદમાંથી મુક્ત કરી છે. આ કાર્યનો હું તમારી પાસે ન્યાય માગું છું."

મુબારકે કહ્યું:—"શાહજાદી ! મર્જીનાએ તમારો શો અપરાધ કર્યો છે કે તમારે તેને દુ:ખી કરી જોઇએ ? હું તેમજ મ્હારા બહાદુર નોકરો નિરંતર દીન દુ:ખી માણસોને યથાશક્તિ સહાયતા કરીએ છીએ. મ્હારા નોકરે તમારા જુલ્મમાંથી મર્જીનાનું રક્ષણ કર્યું છે એ તેણે યોગ્યજ કર્યું છે. હવે હું તમને પૂછું છું કે, તમે મહમ્મદનો પ્યાર છોડી દઇ મ્હારો પ્યાર સ્વીકારશો કે નહિ ?

યાદ રાખજો કે, દુરાગ્રહ કરી તમે સાર નહિ કાઢો. હવે તમે મ્હારી સત્તામાં આવેલાં છો. મ્હારી સત્તામાંથી તમારા પિતા પણ તમને મુક્ત કરી શકે તેમ નથી." મુબારકે અંતરોદ્‌ગાર કાઢ્યા.

"જ્યાં સુધી મ્હારા જીવમાં જીવ છે-મ્હારી નસેનસમાં ગરમ લોહી વહે છે ત્યાં સુધી હું તમારા પ્રેમને સ્વીકારી શકીશ નહિ. તમારે મ્હારા ઉપર જુલ્મ ગુજારવો હોય તો બેલાશક ગુજારો-વખત આવ્યે હું મ્હારૂં વૈર વ્યાજસહિત લઇશ!" શાહજાદીએ ક્રોધસૂચક સ્વરે કહ્યું.

"શાહજાદી! તમારું મસ્તક હમણાં સ્થિર હોય એમ લાગતું નથી. હું તમને એકાન્તમાં પૂરતો વિચાર કરવાનો સમય આપવાને ઇચ્છું છું. કાલે હું પાછો તમને મળીશ; પરંતુ તે પૂર્વે હું તમને એટલું કહી રાખું છું કે, આ વીર મુબારકખાનની ઇચ્છાને આધીન થવામાંજ તમારું કલ્યાણ છે;-નહિ તો મ્હારા ક્રોધનો અગ્નિ તમારા પ્રાણાધિક મહમ્મદને પણ બાળી ભસ્મીભૂત કરી નાખશે, સમજ્યાં?"

શાહજાદી કાંઇ બોલી નહિ. મુબારકે યુસફખાનને બોલાવીને કહ્યું:—"યુસફ! શાહજાદીની આંખો ઉપર પાટો બાંધી તેમને નીચેના ગુપ્ત વિશ્રામગૃહમાં લઇ જા."

"જેવી આજ્ઞા." કહી યુસફે એક કપડાથી શાહજાદીના મ્હોં ઉપર પાટો બાંધી દીધો. જોબેદીએ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય પાટો બાંધવા દીધો. પાટો બાંધી રહ્યા પછી યુસફખાન તેને પોતાની સાથે લઇ ગયો અને મુબારકખાન ત્યાંજ એક વિરામાસન ઉપર પડયો પડયો વિવિધ પ્રકારના વિચારો કરવા લાગ્યો.

# પ્રકરણ ૩૩ મું.

## દોસ્ત કે દુશ્મન?

બીજે દિવસે પ્રભાતકાળે યથા સમયે એક બાંદી સ્હવારનો નાસ્તો લઇને જ્યારે શાહજાદીના શયનમંદિરમાં આવી ત્યારે તે શાહજાદીને ત્યાં જોઇ શકી નહિ. આથી તેને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. નાસ્તાની રકાબીને શયનગૃહમાંજ મૂકી એ બાંદી આખા રંગમહેલમાં ફરી વળી; કિન્તુ કોઇ પણ સ્થળે તે શાહજાદીનું દર્શન કરી શકી નહિ. અંતે તેના અંતરમાં આશંકા ઉપજવાથી શાહજાદીના ગૂમ થયાના વર્તમાન તેણે ખલિફાને નિવેદન કર્યા. મક્કાધિપતિ ખલિફાએ વિસ્મિત બની જઇ પોતાની પ્રાણાધિકા પુત્રીની રંગમહેલમાં અને રાજમહાલયમાં ઘણી શોધ કરી; પરંતુ તેનો પત્તો નહિ લાગવાથી તેણે શહેરના કોટવાલ સમશેરજંગને બોલાવીને તેને આ સમાચાર જણાવ્યા તથા પોતાની પુત્રીને સત્વર શોધી લાવવાની આજ્ઞા કરી. સમશેરજંગ શું કરવું તેના મ્હોટા વિચારમાં પડી ગયો અને શહેનશાહ ખલિફાને આશ્વાસન આપી ચિંતાતુર ચિત્તે તે પોતાના મહાલય તરફ ચાલ્યો ગયો.

બરાબર મધ્યાન્હકાળે એક વિશ્વાસુ બાંદી મર્જીનાને તેનું ખાણું આપવાને માટે તેના ગુપ્તગૃહમાં ગઇ તો તેણે એ ગુપ્તગૃહનું દ્વાર ઉઘાડું જોયું. દ્વાર ઉઘાડું જોવામાં આવતાંજ તેને એમ લાગ્યુ કે, કોઇ પણ રીતે મર્જીના પલાયન કરી ગઇ છે. તપાસ કરી જોતાં તે એ ગુપ્તગૃહમાં કોઇને પણ જોઇ શકી નહિ. અંતે એ ગૃહમાંથી તેને એક ન્હાનો લાલ કાગળ મળી આવ્યો. એ કાગળમાં માત્ર ચારજ અક્ષરો લખેલા હતા, અને એ મુબારકનુંજ નામ હતું એમ

બાંદીને માલૂમ પડયું. તે સાથે શાહજાદી કેવી રીતે ગૂમ થઇ હશે એ પણ તે સમજી શકી.

એ બાંદીએ વિના વિલંબે ખલિફા પાસે જઇને ગુપ્તગૃહમાંથી મળી આવેલો લાલ કાગળનો કડકો આપ્યો. એ લાલ કાગળમાં મુબારકનું નામ વાંચવામાં આવતાંજ ખલિફાના ક્રોધની સીમા રહી નહિ. ઓષ્ઠથી દાંત પીસી તે બોલી ઉઠયો :-" એક નીચ લૂંટારો શા સાહસથી મ્હારી એકની એક બેટીને ઉપાડી ગયો છે ? મ્હારું નામ સાંભળતાંજ સમસ્ત જગત્ કંપી ઉઠે છે છતાં આ એક સામાન્ય લૂંટારો મ્હારા જનાનખાનામાં પ્રવેશ કરી મ્હારી બેટીને લઈ ગયો છે ? ! ઠીક છે, હું પણ તેને હવે મ્હારી શક્તિનો સંપૂર્ણ પરિચય આપીશ. " આમ કહીને ખલિફાએ એ લાલ રંગનો કાગળ સમશેર-જંગને મોકલી આપ્યો. એ પત્ર મળતાંજ સમશેરજંગ પણ સઘળો પ્રકાર સમજી ગયો. કાગળ લઇ આવનાર ગુલામે સમશેરજંગને ઉદ્દેશીને કહ્યું:-" ખાનસાહેબ ! શહેનશાહ નામવરે આઠ દિવસમાંજ મુબારકખાનને પકડી લાવવાની આજ્ઞા કરી છે. "

આમ કહીને પત્ર લઇ આવનાર ગુલામ ચાલ્યો ગયો. સમ-શેરજંગ એકલો બેસીને વિચારવા લાગ્યો કે, " મુબારકને પકડવાનું કામ કાંઇ સહેલું નથી. આજકાલ કરતાં હું ઘણા સમયથી તેની શોધ કરું છું છતાં હું તેને પકડી શકયો નથી. કેટલીક વખતે તો તેણે મ્હને પૂરેપૂરો બનાવ્યો છે. એવા ચાલાક અને બહાદુર લૂંટારાને માત્ર આઠજ દિવસમાં હું કેવી રીતે પકડી શકીશ ? વળી એ કયાં રહે છે તેની પણ મ્હને માહિતી નથી. જો આઠ દિવસમાં હું તેને નહિ પકડી શકું તો અંતે બાદશાહ નામવરનો તેના ઉપરનો ક્રોધ મ્હારા ઉપર ઉતરશે અને મ્હારો જીવ જશે. "

આવા વિચારોમાં ને વિચારોમાં રાત્રિ પડી. સમશેરજંગ જમી પરવારી પોતાના કાર્યાર્થે બ્હાર નીકળી પડયો. થોડે દૂર તે ગયો હશે એટલામાંજ એક માણસે તેની પાસે આવીને કહ્યું:- "ખાનસાહેબ! સેવકની સલામ સ્વીકારો."

આશ્ચર્ય પામી સમશેરજંગે પૂછયું :-"તમે કોણ છો?"

"આપનો મદદગાર."

"પ્રથમ તમે તમારો પરિચય આપો."

"ક્ષમા કરો-હમણાં હું આપને મ્હારો પરિચય આપી શકતો નથી."

"હું આ મક્કા નગરનો કોટવાલ છું-શાન્તિરક્ષક છું. તમારે મ્હને તમારો પરિચય આપવોજ પડશે-નહિ તો હું તમને કેદ કરીશ."

"વાહ! ઉપકાર કરવા આવનાર ઉપર આપ અપકારજ કરશો કે? આપનું જીવન શાહજાદી ગૂમ થયેલાં હોવાથી ભયમાં છે એમ વિચારી હું આપની પાસે આપને સહાયતા કરવા આવતો હતો, સમજ્યા?"

"તમે મ્હને શી સહાયતા કરી શકો તેમ છો!"

"મુબારક લૂંટારાને પકડવાના કાર્યમાં હું અને મ્હારા માલિક આપને સહાયતા કરી શકીએ તેમ છીએ. આપ મ્હારી સાથે મ્હારા માલિક પાસે ચાલો. અંતરમાં ભય રાખવાની જરૂર નથી."

'ભય કોને કહે છે એ હું સમજતોજ નથી. મ્હારી કમર પર જ્યારથી તલવાર રહે છે ત્યારથીજ હું ભયને ભૂલી ગયો છું; છતાં જો તમારા માલિકનું રહેઠાણ અહિંથી બહુ દૂર આવેલું હશે તો ત્યાં સુધી હું પગે ચાલતો આવી શકીશ નહિ. તમારે જે હકીકત કહેવી હોય તે મ્હને અહિંજ કહોને."

"આપ હવે જેવી સરળતાથી મ્હારી સાથે વાત કરો છો તેવીજ સરળતાથી હું આપની સાથે વાત કરું છું. મ્હારા કરતાં મ્હારા માલિક મુબારક સંબંધી વિશેષ હકીકત જાણે છે અને એ સઘળી હકીકત તેઓ પોતાની જાતેજ આપને કહેશે. વળી આપને વિશેષ કાંઇ હકીકત કહેવાની મ્હારા માલિકે મ્હને મના કરી છે. આપ જેવી રીતે શહેનશાહ ખલિફાના આજ્ઞાધારક નોકર છો તેવીજ રીતે હું પણ મ્હારા માલિકનો આજ્ઞાધારક નોકર છું. તેઓ મ્હને અનેક કાર્યોમાં પૂર્ણ સ્વતંત્રતા આપે છે. હું પણ આપની માફક ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલો યવન સંતાન છું. મ્હારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખો. માત્ર જતાંજ આપને ચાલવું પડશે-પાછા આવતી વખતે મ્હારા માલિકના વેગવાન્ અશ્વ ઉપર સ્વાર થઇને આપ આવી શકશો."

આ વચનો સાંભળવામાં આવતાં સમશેરજંગનું મુખ ઉદ્વેગ-શૂન્ય બન્યું. તેને એમજ લાગ્યું કે આ માણસ એક શબ્દ પણ અસત્ય બોલતો નથી. આથી સંકોચશૂન્ય હૃદયે તે એ માણસની સાથે જવા લાગ્યો.

રાત્રિનો સમય હોવાથી સર્વત્ર ભીષણ અંધકારનો વિસ્તાર થયેલો હતો. રાજમાર્ગ ઉપર કોઇ પણ માણસ જતું આવતું જણાતું નહોતું.

લગભગ બે માઇલ દૂર ગયા પછી એક જીર્ણ ઝુંપડી પાસે ઉભા રહીને ઉપરોક્ત માણસે દ્વારમાં લટકતી દોરી ખેંચી; પણ એ જીર્ણ ઝુંપડીનું દ્વાર ઉઘડ્યું નહિ.

ઝુંપડીની સ્થિતિ જોઇ આશ્ચર્ય પામીને સમશેરજંગે પૂછ્યું:—"જે ગૃહસ્થ તમને પગાર આપીને તમારું પ્રતિપાલન કરે છે તે આ ઝુંપડીમાં રહે છે કે શું ?"

સમશેરજંગનાં આ વચનોનું રહસ્ય આ માણસથી અજાણ્યું રહ્યું નહિ. તેણે ઉત્તર આપ્યો:-"નાજી, આ તો માત્ર પ્રવેશદ્વાર છે. ગુપ્ત મકાનોનું બ્હારનું પ્રવેશદ્વાર આવુંજ હોય છે. આ પ્રવેશદ્વારની અંદર નીચેના ભાગમાં બે માળનું એક વિશાળ મકાન છે તથા એ મકાનના શોભાસૌન્દર્યનું આપ જ્યારે દર્શન કરશો ત્યારે આપનું આશ્ચર્ય સર્વાંશે દૂર થઇ જશે એવો મ્હને પૂર્ણ વિશ્વાસ છે. મ્હારા માલિક કાંઇ કંગાલ કિંવા ગરીબ માણસ નથી. લુંટારા મુબારકખાનના ભયને લીધેજ તેમને આવી રીતે ગુપ્ત મકાનમાં રહેવું પડે છે."

કોણ જાણે કે શા કારણથી આ વચનો ઉપર પણ સમશેરજંગને સંપૂર્ણ વિશ્વાસ બેઠો.

પ્રવેશદ્વારમાં લટકતી દોરી ખેંચાવાથી એ જીર્ણ દેખાતા મકાનના પ્રવેશદ્વારની એક બાજુએ દીપકની ક્ષીણજ્યોતિ જોવામાં આવી. સમશેરજંગના સાથીદારે દોરીવાળા બાકા પાસે મ્હોં લઇ જઇને કહ્યું:-"ઇસ્માઇલ ! દ્વાર ઉઘાડ !"

તરતજ પ્રવેશદ્વાર ઉઘડયું. જે માણસે હાથમાં દીપક લઇ આવીને દ્વાર ઉઘાડયું તેણે કહ્યું:-"આ નવા ગૃહસ્થ કોણ છે?"

સમશેરજંગના સાથીએ કહ્યું:-" તેઓ આપણા માલિકની મુલાકાતે આવ્યા છે. તેમને તેડી લાવવાને માટેજ સંધ્યાકાળ પૂર્વે હું શહેરમાં ગયો હતો."

દ્વાર ઉઘાડનાર માણસે કહ્યું:-"આપણા માલિક પણ તમારી રાહ જોતા બેસી રહ્યા છે; પરંતુ આ મુસાફિર અજાણ્યા છે. એમને હું કેવી રીતે તમારી સાથે આવવા દઉં? હું માલિકની રજા લઇ આવું કે?"

"ના ના—આ ગૃહસ્થને વિશેષ હરકત વેઠાવવાની આવશ્યકતા નથી. હુંજ પ્રથમ આપણા માલિકની રજા મેળવી ઉભયની મુલાકાત કરી આપીશ."

આમ કહીને એ સાથીદારે સમશેરજંગને ઉદ્દેશીને કહ્યું :-"જનાબ! આ ગુલામની ગુસ્તાખી માફ કરજો. આ ગુલામ તેના માલિકનો આજ્ઞાધારક નોકર છે. મ્હારા માલિકની આજ્ઞા એવી છે કે જો કોઇ અજાણ્યા મનુષ્યને તેમની પાસે લઇ જવું હોય તો તેની આંખો ઉપર પાટો બાંધીને લઇ જવું."

સમશેરજંગે કહ્યું :-"તમે બહાદુર યુવાન્ જણાઓ છો. વીર પુરુષો કદાપિ અસત્ય બોલતા નથી. કોઇ પણ પ્રકારનું નિમકહરામી ભરેલું કાર્ય નહિ કરવાની તમે સાવધાનતા રાખજો."

"કોટવાલસાહેબ! હું આપ કહો છો એવો નીચ માણસ નથી. જ્યાં સુધી આપ અમારી સાથે મિત્રભાવે વર્તશો ત્યાં સુધી આપનું અનિષ્ટ નહિજ થાય; છતાં જો કદાચ આપ અમારા દુશ્મન થશો તો અમે પણ આપના દુશ્મન થઇશું. એટલું છતાં જો આપનો અમારા ઉપર વિશ્વાસ ન બેસતો હોય તો આપ બેલાશક અહિંથી આપને જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જાઓ. હું અલ્પકાળમાંજ આપને ગાડી લાવી આપીશ."

સમશેરજંગે સ્વગત વિચાર્યું:—"હું જ્યારે આટલું કષ્ટ વેઠીને અહિં સુધી આવ્યો છું ત્યારે હવે તમારા માલિકની મુલાકાત કર્યા સિવાય પાછા જવાની મ્હારી ઇચ્છા નથી. કોઇ પણ પ્રકારનું સાહસિક કાર્ય કરી હું લૂંટારા મુબારકનો પતો મેળવવાને ઇચ્છું છું. એ માટે મ્હારો જીવ જાય તો તેની પણ મ્હને ચિંતા નથી; છતાં તમે તેમજ તમારા માલિક ઘણા અદ્ભુત માણસ હોય એમ લાગે

છે. મ્હારો ફેંટો છોડી નાખી તેનાથી તમે મ્હારી આંખો બાંધી દ્યો. હવે મ્હને વિના કારણ વિશેષ ખોટી કરશો નહિ. તમારી સાથે હું આટલે સુધી ચાલીને આવેલો હોવાથી મ્હને ઘણીજ ભૂખતરસ લાગી છે."

આમ કહીને સમશેરજંગે પોતાના મસ્તક ઉપરનો રેશમી ફેંટો કાઢીને પોતાના સાથીદારના હાથમાં મૂકયો. તેના સાથીદારે એ ફેંટો તેની આંખો ઉપર બાંધી દીધો. સમશેરજંગ પોતાની ચોતરફ સર્વત્ર અંધકાર જોવા લાગ્યો. તેના સાથીદારે કહ્યું:—"કોટવાલ-સાહેબ ! મ્હારી સાથે સાથે આપ આવો. આપણે ભોંયરામાં થઇને ગુપ્ત મકાનમાં પ્રવેશ કરીએ."

ભોંયરાનું નામ સાંભળીને સમશેરજંગ સહજ ચમકી ઉઠયો; છતાં તેણે આજે જીવના જોખમે મુબારકનો પત્તો મેળવવાનો પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો હતો. અસ્તુ.

હવે અમારે જણાવવું પડે છે કે જે ગુપ્તમાર્ગે થઇને શાહજાદી જોએદાને વીર લૂંટારા મુબારકખાનના ગુપ્તનિવાસ સ્થળે લઇ જવામાં આવી હતી તેજ માર્ગેથી સમશેરજંગનો સાથીદાર સમશેરજંગને લઇ જતો હતો તેથી એ માર્ગ કેવો હતો તેનો પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી.

એક વિશાળ દિવાનખાનામાં સમશેરજંગને લઇ જઇ તેના સાથીદારે તેની આંખો ઉપર બાંધેલો ફેંટો છોડી નાખ્યો. આંખો ખુલ્લી થતાંજ સમશેરજંગ એ દિવાનખાનાની સાજસજ્જા જોઇ અતિ આશ્ચર્ય પામ્યો. આ દિવાનખાનું એક રાજેન્દ્રના દિવાનખાના જેવું હતું. એની દિવાલો ઉપર વિવિધ ચિત્રો ચિતરેલાં જોવામાં આવતાં હતાં. એ સિવાય મ્હોટા મ્હોટા આયનાઓ પણ દિવાલ સાથે ટાંગેલા હતા. દિવાનખાનામાં બેસવાનાં અનેક મૂલ્યવાન્ આસનો

પણ સુવ્યસ્થિત રીતે ગોઠવેલાં હતાં. સમશેરજંગના સાથીદારે કહ્યુંઃ– " કોટવાલસાહેબ ! આપ થોડો સમય અહિં બેસો. હું આપના આગમનના સમાચાર મ્હારા માલિકને જણાવું છું. "

આમ કહીને સાથીદાર ચાલ્યો ગયો. સમશેરજંગ પોતાના મન સાથે વિચારવા લાગ્યોઃ—" હું આ વિશાળ મક્કા નગરીનો કોટવાલ હોવા છતાં આ નગરમાં કયે કયે સ્થળે શું શું આવેલું છે તેની પણ મ્હને માહિતી નથી. ઉપરથી દેખાતી જીર્ણ ઝુંપડોમાં નીચે આવો ભવ્ય બંગલો આવેલો હશે એવી મ્હને પ્રથમ કદાપિ કલ્પના સુદ્ધાં ઉપજી નહોતી. આવા સુંદર મકાનનો માલિક કોણ હશે ? શું આ લુંટારા મુબારકખાનનું ગુપ્ત નિવાસસ્થાન તો નહિ હોય ? મુબારકની ચાલાકીને સમજવાનું કામ કાંઇ સહેલું નથી. મ્હેં એમ સાંભળ્યું છે કે આ નગરમાં પાંચ સાત ઠેકાણે એનાં ગુપ્ત મકાનો આવેલાં છે. આ પણ તેનું ગુપ્ત મકાન તો નહિ હોય ને ? મ્હેં એક અજાણ્યા માણસ ઉપર આટલો બધો વિશ્વાસ મૂક્યો છે એ ઠીક કર્યું નથી. જો કદાચ આ લુંટારા મુબારકનુંજ ગુપ્ત મકાન હશે તો આજે અવશ્ય હું કોઇ મહાન્ ભયંકર સંકટમાં ફસાઇ પડીશ. મ્હને લાગે છે કે ભાગ્યચક્રની ગતિના પ્રભાવે હું આજે મ્હોટા ભયંકર સંકટમાં સપડાયો છું. હું જેને કેદ પકડી રાજદંડથી દંડિત કરવાનો પ્રયત્ન કરું છું તેનાજ પંઝામાં હું ફસાયો હોઉં એમ મ્હને લાગે છે.

" હવે આ સ્થાનેથી કાંઇ સહેલાઇથી નાશી જવાય તેમ પણ નથી; કેમકે આ ગુપ્ત મકાનમાંથી કયે રસ્તેથી બ્હાર જવાય છે એ પણ હું જાણતો નથી. જો મ્હારું અનિષ્ટ કરવાનો, ચતુરાઇથી મ્હને કેદ પકડવાનો કિંવા મ્હારા જીવનનો નાશ કરવાનોજ આમનો

ઉદ્દેશ હશે તો તેઓ સહેલાઇથી પોતાનો ઉદ્દેશ પાર ઉતારી શકે તેમ છે. જ્યારે મ્હને પાટો બાંધ્યો ત્યારેજ કદાચ મ્હારા સાથીદારે મ્હારું ખૂન કર્યું હોત; પરંતુ તેણે જ્યારે એવું કાંઇ કર્યું નથી ત્યારે તેમનો કોઇ જૂદોજ ઉદ્દેશ હોવા જોઇએ.

"ના ના—મ્હને લાગે છે કે હું ભૂલું છું. કદાચ આ ગુપ્ત મકાન લુંટારા મુબારકનું નહિ હોય. કદાચ આ મકાનના માલિકને અત્યાર પૂર્વે લુંટારા મુબારકે ઘણો દુઃખી કર્યો હશે અને તેના ભયથીજ તે હમણાં આ મકાનમાં છુપાઇ રહ્યો હશે! તેણે મુબારકની વિરુદ્ધ કાંઇ કહેવાનેજ મ્હને અત્રે બોલાવ્યો હશે. ગમે તેમ હોય પરંતુ આ પ્રકારનો ચોકકસ નિર્ણય કર્યા સિવાય હું અહિંથી પાછો ફરવાનો નથી. આજે મ્હારા ભાગ્યમાં જેમ બનવાનું હોય તેમ ભલે બને—એને માટે હું બિલકુલ ડર રાખતો નથી."

સમશેરજંગ જ્યારે આવી રીતે અસંખ્ય વિચારો કર્યા કરતો હતો ત્યારે એક લગભગ પંદર સોળ વર્ષની સુંદરી એકાએક તેની પાસે આવી તેના કાનમાં ધીમેથી એમ કહી ગઇ કેઃ—"તમે કોણ છો? આવા ભયંકર સ્થળે તમે શા માટે આવ્યા છો? જો બની શકે તો હમણાંજ અહિંથી નાશી જાઓ."

આ વચનો સાંભળી સમશેરજંગ ચમકી ઉઠયો. તે આસન ઉપરથી ઉઠી ઉભો થયો. તેણે ઉપર્યુક્ત સુંદરીને પૂછયુંઃ—"કોણ છો તમે?"

આ પ્રશ્નનો કશો ઉત્તર આપ્યા સિવાય સુંદરી ત્યાંથી ચાલી ગઇ. કોટવાલે કુતુહલને વશ થઇ એ સુંદરીની ઘણી શોધ કરી; કિન્તુ એ તેનું પુનર્દર્શન કરી શકયો નહિ. આથી તેના અંતરમાં ઘણો સંશય ઉપજયો. અસ્પષ્ટ સ્વરે તે બોલ્યોઃ—"આ સઘળો

પ્રકાર પ્રથમથીજ ઘણો રહસ્યમય જણાય છે. આ સ્થળે મ્હેં ઘણી મૂર્ખાઇ વાપરી છે. હું એકલો અહિં આવ્યો છું એ મ્હેં ઠીક કર્યું નથી."

બરાબર આ સમયે કોટવાલના પૂર્વપરિચિત સાથીદારે આવીને કહ્યું:—"પધારો સાહેબ ! મ્હારા માલિકે આપને સલામ કહી છે."

સમશેરજંગ અતિ આશ્ચર્યમગ્ન સ્થિતિમાંજ ઉઠી ઉભો થયો અને ગુપચુપ સાથીદારની સાથે જવા લાગ્યો.

મેડા ઉપર એક ઉજ્વળ–પ્રકાશિત બેઠકખાનું હતું. કોટવાલના સાથીદારે દ્વાર ખખડાવી કોટવાલની સાથે એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો.

સમશેરજંગે જેવો એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો કે તરતજ એક વૃદ્ધ પુરુષે આગળ આવી તેને એક આસન ઉપર બેસાડી હાસ્યમુખે કહ્યું:—"સાહેબ ! આજે આપને મ્હેં ઘણી તકલીફ આપી છે. ઘણા સમય સુધી આપને મ્હારી રાહ જોઇ બેસી રહેવું પડયું છે; એ માટે હું આપની ક્ષમા ચ્હાઉં છું. હું છેલ્લી વખતનો નમાજ પઢતો હતો. મૃત્યુ કયારે આવશે એનો કશો નિર્ણય નહિ હોવાથી દિવસમાં ત્રણ વખત હું ખુદાની બંદગી કરું છું."

આ વચનો સાંભળવામાં આવતાં સમશેરજંગે એમ વિચાર્યું કે આ વૃદ્ધ ઘણો ભલો અને ભક્ત પુરુષ છે. એ વયોવૃદ્ધ થયેલો હોવા છતાં તેના મુખમંડળ ઉપર યૌવનનું અપૂર્વ તેજ પ્રકાશી રહેલું હતું. એના ઓષ્ઠાધરના મધુર હાસ્યમય શાન્ત સરળ ભાવનું દર્શન કરતાં તે ઘણા સરળ હૃદયનો માણસ હોય એવી કલ્પના અંતરમાં ઉપજતી હતી.

સમશેરજંગે આસન ઉપર બેસી ઘણા નમ્ર સ્વરે કહ્યું:—" ખુદાએજ આ દીન દુનિયા પયદા કરી છે. ખુદા આપનું કલ્યાણ કરો; મગર સાહેબ! હું અહિં વધારે વખત સુધી રોકાઇ શકું તેમ નથી. આપેજ મ્હને બોલાવવાને માટે આપના માણસને મોકલ્યો હતો, કેમ?"

વૃદ્ધે કહ્યું:—"હા જી, વારૂં જનાબનું નામ શું છે?"

"આ દાસનું નામ સમશેરજંગ છે."

વૃદ્ધે સહજ ઉત્તેજિત સ્વરે કહ્યું:—"આપજ સમશેરજંગ—આ વિશાળ મકકા નગરીના કોટવાલસાહેબ છો કે? મ્હેં આપને આપની બાલ્યાવસ્થામાં જોયા હતા. આપ મહાત્મા ગબ્હરઅલ્લીના પુત્ર છો, કેમ ખરૂં ને? આપના પિતા સાથે મ્હારી જીવજાન દોસ્તી હતી. એમના જેવા ઉમરાવ આ મકકા નગરીમાં એ સમયે બીજા એક પણ નહોતા તેમજ હમણાં પણ નથી. હમણાં તેઓ સ્વર્ગમાં બિરાજે છે. કોઇ કોઇ સમયે મ્હારા અંતરમાં એવો વિચાર ઉપજે છે કે જો તેઓ જીવતા હોત તો મ્હારી આવી સ્થિતિ થાત નહિ. મ્હારે જે હકીકત કહેવાની છે તે હવે હું આપનેજ કહીશ અને હું આશા રાખું છું કે આપની સહાયતાથી પુનઃ હું સુખી થઇ શકીશ."

વૃદ્ધના આવા સૌજન્યથી સમશેરજંગને ઘણો સંતોષ થયો. થોડા સમય પૂર્વે તેના અંતરમાં એવો સંશય ઉપજ્યો હતો કે, તે શત્રુના પંઝામાં ફસાયો છે; પરંતુ આ વૃદ્ધ સાથેની વાતચિતથી તેના અંતરનો સંશય સર્વાંશે દૂર થઇ ગયો. સમશેરજંગે વિચાર્યું કે જે ગૃહસ્થ તેના પિતાનો દોસ્ત છે તેના તરફથી કોઇ પણ પ્રકારની વિશ્વાસઘાતકતા થવાનો સંભવ નથી.

આમ વિચારીને સમશેરજંગે પ્રસન્ન મુખે કહ્યું:—"આ ગુલા-

મને આપ આપનું નામ જણાવશો કે?"

વૃદ્ધે હસીને કહ્યું:—"નામ જણાવવામાં મ્હને શી હરકત છે? મ્હારૂં નામ પીરમન્દખાન છે. હું અગાઉના બાદશાહનો ખજાનચી હતો અને આપના પિતા એક સેનાપતિ હતા. શાહના મૃત્યુ પછી હું પુનઃ ખલિફાની તાબેદારીમાં રાજકાર્ય કરવા લાગ્યો; પરંતુ વિવિધ કારણોને લીધે રાજ્યમાં મ્હારા શત્રુઓની સંખ્યા વધી ગયાથી મ્હેં રાજકાર્યનો ત્યાગ કર્યો. એવામાં લૂંટારા મુબારકે મ્હારા મકાનમાં લૂંટ કરી. એ સમયે મ્હારે એક પુત્ર અને બે પુત્રીઓ હતી. મુબારક મ્હારી ઘણીખરી દૌલત સાથે મ્હારી બન્ને પુત્રીઓને પણ લઇ ગયો. ઘણી મહેનત કરી ત્યારે હું મ્હારી ન્હાની પુત્રીનો પત્તો મેળવી શક્યો અને કૌશલ્યથી મ્હેં તેનો ઉદ્ધાર કર્યો. પછી મુબારકના ભયથી નગરનો ત્યાગ કરી હું આવા ગુપ્ત સ્થળે આવીને રહ્યો છું."

બરાબર આ સમયે સમશેરજંગને પેલી અપરિચિતા સુંદરી યાદ આવી. તેણે કહ્યું:—"હું આપના સદય વ્યવહારથી અતિ પ્રસન્ન થયો છું; પરંતુ એક વાત માટે મ્હારા મનમાં કુતુહલ ઉપજ્યું છે. એ કુતુહલ જો આપ દૂર કરશો તો હું આપનો વિશેષ આભારી થઇશ."

વૃદ્ધ પુરુષે સહાસ્ય મુખે કહ્યું:—"પૂછો, તમારે જે પૂછવું હોય તે બેલાશક પૂછો."

સમશેરજંગે કહ્યું:—"હું જ્યારે નીચેના દિવાનખાનામાં એકલો બેઠો હતો ત્યારે એક સુંદરીએ એકાએક મ્હારી પાસે આવીને મ્હને કહ્યું:—"નાશી જાઓ; અહિં શા માટે આવ્યા છો?" એ સુંદરીજ આપની કન્યા છે કે શું?"

વૃદ્ધે સહજ ગંભીર સ્વરે કહ્યું:-"અરેરે! કેવું દુર્ભાગ્ય! આપે એને જોઇ છે કે? ખરેખર, એ અભાગિની મ્હારી ન્હાની પુત્રી છે. પ્રખ્યાત લૂંટારા મુબારકના હાથમાંથી મ્હેં તેનો ઉદ્ધાર કર્યો છે; પરંતુ મ્હારા દુર્દૈવે તે દીવાની બની ગઇ છે. મુબારકના અડ્ડામાંથીજ તે આવું બકતાં શિખી આવી છે. મ્હારા મકાનમાં કોઇ અપરિચિત મનુષ્યને આવેલું જુએ છે તો તે તેને આવી રીતેજ સાવધાન કરે છે. મ્હને તેમજ મ્હારા નોકરોને પણ ક્વચિત્ તે આવું કહે છે. જે જે માણસો મુબારકના પંઝામાં ફસાતાં હશે તેને તે આવી રીતેજ સાવધાન કરતી હશે એમ મ્હને લાગે છે. એની આવી શોચનીય સ્થિતિ જોવામાં આવતાં મ્હને પણ નિરંતર અપાર શોક થાય છે."

સમશેરજંગે વૃદ્ધનાં આ વચનો સાંભળી તેના દુઃખે દુઃખિત થઇને કહ્યું:-"હવે હું સઘળું સમજ્યો. હવે આપને જે કાંઇ કહેવું હોય તે બેલાશક કહો. હું વિશેષ વખતને માટે અત્રે રોકાઇ શકું તેમ નથી!"

વૃદ્ધે કહ્યું:—"સાંભળો કોટવાલસાહેબ! મુબારક મ્હારો કટ્ટો દુશ્મન છે. હું કોઇ પણ પ્રકારે તેનો વિનાશ કરવાને ઇચ્છું છું; છતાં મ્હારી શક્તિ ઘણી ઓછી છે. હું સારી રીતે જાણું છું આપ પણ ઘણા સમયથી મુબારકને પકડવાનો પ્રયત્ન કર્યા કરો છો; એમ છતાં અદ્યાપિપર્યન્ત આપ એને પકડી શક્યા નથી. એ કટ્ટા શત્રુનો છુપો અડ્ડો ક્યાં આવેલો છે તેની આપને કે મ્હને માહિતી નથી. એ કદિ સ્થિરતાથી એક સ્થાને રહેતો નથી; છતાં હમણાં મ્હેં એમ સાંભળ્યું છે કે એ બિમાર બની જઇ રોગશય્યામાં સૂતો છે. હમણાં તે ક્યાં છે એ પણ હું જાણું છું. મ્હારો એક વિશ્વાસુ

નોકર મ્હારી આજ્ઞાથી થોડા સમયથી મુબારકનો નોકર થઇ રહ્યો છે. એ નોકરદ્વારાજ મ્હેં એ શયતાનના સઘળા સમાચાર મેળવ્યા છે. જો આપ હું કહું તેમ કરો તો મુબારકને જરૂર પકડી શકો; વળી આપ તેને પકડશો તો બાદશાહ નામવર આપને ઘણું સારું ઇનામ આપશે; એટલુંજ નહિ પરંતુ આપની કીર્ત્તિનો સર્વત્ર વિસ્તાર થશે."

સમશેરજંગે કહ્યું:—'જનાબ ! આપ મ્હને મુબારકને પકડવાના કાર્યમાં સહાયતા કરવાને ઇચ્છો છો એ માટે હું પ્રથમથીજ આપને ધન્યવાદ આપું છું. એ હતભાગ્ય શયતાને હમણાં મ્હને મ્હોટા સંકટમાં સપડાવ્યો છે. તે બાદશાહ ખલિફના જનાનખાનામાંથી બાદશાહજાદીને ઉપાડી ગયો છે ! આથી ખલિફાના ક્રોધનો પાર રહ્યો નથી. આઠજ દિવસમાં મુબારકને પકડી પોતાની સમક્ષ ખડો કરવાની ખલિફાએ મ્હને આજ્ઞા કરી છે. જો આઠજ દિવસમાં હું મુબારકને કેદ નહિ પકડી શકું તો તેને બદલે મ્હારો જીવ જશે. હું સર્વ પ્રકારે આપને સહાયતા કરવાને તૈયાર છું. આપ મ્હને એનું ઠેકાણું કહો જેથી આવતી કાલેજ આપ તેને કેદખાનામાં પડેલો જોશો. "

વૃદ્ધે હાસ્ય કરીને કહ્યું:—"ત્યારે અત્યારે તો હવે આપ વિશ્રામ લ્યો. રાત્રિનો લગભગ દોઢ વાગ્યો છે. આપે આજે કૃપા ભાવે મ્હારા ગરીબખાનામાં પધારી મ્હને કૃતાર્થ કર્યો છે. વળી આપ મ્હારા જીવજાન દોસ્તના પુત્ર છો. આજે આપને અહિંજ ખાણું પીણું લેવું પડશે. કાલે પ્રભાતકાળે હું આપને સઘળી હકીકત કહી સંભળાવીશ. હું પણ આજે ઘણો થાકી ગયો છું. અહિં આપને વિશ્રામ મેળવવામાં સહજ પણ અડચણ વેઠવી પડશે નહિ.

આમ કહીને એ વૃદ્ધ સમશેરજંગને પાસેના એક ઓરડામાં લઇ ગયો. વૃદ્ધના ઉપદેશાનુસાર એક બાંદી ખાણું લઇ આવી ત્યાં

ઉભી રહી હતી. મેવો મિઠાઇ વગેરે ખોરાક પૂરતા પ્રમાણમાં હતો. સમશેરજંગ વૃદ્ધનું કહેવું અમાન્ય કરી શકયો નહિ. તેણે ખાણાને પૂરતો ઇન્સાફ આપ્યો. ત્યાર પછી શરબત પીને તે એક દૂધના જેવી સફેદ અને રેશમના જેવી સુંવાળી સુખશય્યામાં સૂઇ ગયો.

શરબત પીધા પછી થોડા સમયને અંતરે સમશેરજંગને તંદ્રા આવી. તેનું મસ્તક ભમવા લાગ્યું. દશપંદર મિનિટમાંજ તે એ શય્યામાં સૂઇ રહીને બેશુદ્ધ બની ગયો. પછીથી કેવો ભયંકર પ્રકાર બન્યો તે હવે પછી જણાવવામાં આવશે. અસ્તુ.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### લૂંટારા મુબારકની પૂર્વકથા.

ગત પ્રકરણમાં વર્ણવેલી હકીકત ઉપરથીજ વિચારશીલ વાચક-બંધુઓ કલ્પના કરી શકયા હશે કે મકકા નગરનો કોટવાલ સમ-શેરજંગ તેના શત્રુ લૂંટારા મુબારકખાનના પંઝામાંજ ફસાઇ પડયો હતો. બીજે દિવસે પ્રભાતકાળે ઉઠી, પ્રાતઃકૃત્યાદિથી નિવૃત્ત થઇ તેણે પ્રભાતકાળની ઉપાસના કરી. પ્રથમજ અમે એમ જણાવ્યું છે કે, મુબારક ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયો હતો. તે મકકાના કોઇ નામજાદા અમીરનો પુત્ર હતો.

મક્કાની રાજસભા હમ્મેશાં દેર્ષા મંત્રીસમાજથી પરિપૂર્ણ રહેતી હતી. કોઇથી કોઇની ઉન્નતિ જોઇ શકાતી નહોતી. જે સઘળા ઉમરાવો કાર્યગુણથી બાદશાહની પ્રીતિ પ્રાપ્ત કરતા હતા, વિશ્વાસ મેળવતા હતા, બીજાઓના ઉપર આધિપત્ય પ્રદર્શિત કરતા હતા તેઓ સૌની

ચક્ષુશૂળ બનતા હતા. તેમના દ્વેષીઓ તેમની કેવી રીતે અવનતિ—પાયમાલી કરવી, કેવી રીતે તેમનો વિનાશ કરવો એનાજ વિચારો કરી કપટબાજીના ખેલો ખેલતા હતા.

મુબારકના પિતા ઘણા લાયક તેમજ ધર્મિષ્ઠ પુરુષ હતા. તેઓ પોતાના નિષ્કલંક ચારિત્ર્યગુણથી ખલિફાની પ્રીતિ પ્રાપ્ત કરી શકયા હતા; પરંતુ આ પ્રકાર વિરુદ્ધપક્ષના અમીર ઉમરાવોથી જોઇ શકાયો નહિ. તેમણે મુબારકના પિતાની વિરુદ્ધ એક ભીષણ કારસ્થાન રચ્યું. એ કારસ્થાનના પરિણામે કેટલાક બનાવટી અસત્ય પત્રો તૈયાર થયા અને વિરુદ્ધપક્ષના અમીર ઉમરાવોએ મુબારકના પિતા ઉપર રાજદ્રોહનો અસત્ય આરોપ મૂકી તેમનો જીવ લેવડાવ્યો. ખલિફાએ મુબારકના પિતાને રાજદ્રોહી સમજી હાથીના પગ નીચે તેમને ખુંદી નખાવી તેમનો જીવ લીધો. આથી મુબારક પોતાના પિતાને ગૂમાવી બેઠો. તેની સઘળી સંપત્તિ શહેનશાહ ખલિફાએ જપ્ત કરી લીધી. ધનવાન્ ઉમરાવનો પુત્ર રસ્તે રખડતો ભિખારી બની ગયો. તે અંતે દરેક ઉમરાવને ઘેર ગયો; પરંતુ કોઇએ જ્યારે તેને સહાયતા કરી નહિ ત્યારે નિરાશ બની જઇને તે પોતાની એક યુવતી ભગિનીની સાથે એક જીર્ણ ઝુંપડીમાં જઇ રહ્યો.

મુબારકની યુવતી ભગિની ઘણી સુંદર હતી. એક ધનવાન્ ઉમરાવે તેના હાથની પહેલાં માંગણી કરી હતી. પરંતુ મુબારકના પીતાએ એ ઉચ્છૃંખલ ઉમરાવની માગણીનો સાફ અસ્વીકાર કર્યો હતો. મુબારકના આવા દુર્ભાગ્યના સમયે એ ઉમરાવ બળાત્કારે તેની ભગિનીને ઉપાડી ગયો. એ પ્રસંગે મુબારક બહાર ગામ ગયેલો હતો.

મુબારકની માતા પુત્ર પાછો આવે ત્યાંસુધી ધીરજ ધારણ

કરી શકી નહિ. ભાગ્ય બદલાયાથી અને પતિનું અકાળે ઘણીજ ભયંકર રીતે મૃત્યુ નિપજ્યાથી તેના હૃદય ઉપર સખ્ત આઘાત થયો હતો. એવામાં પુત્રીની પણ આવી સ્થિતિ થયાથી એ કમનશિબ વિધવાના શોકની સીમા રહી નહિ. તરતજ મૃત્યુ પરવાનો લઇ આવી તેની પાસે હાજર થયું; તેથી તેણે પુત્રના પાછા આવતાં પહેલાંજ આત્મહત્યા કરીને પોતાની સઘળી અશાન્તિ અને ચિંતાનો અંત આણ્યો.

મુબારક ઘેર પાછો આવી સઘળી હકીકત જાણી શકયો. માતાનો સત્કાર કરી, અંતરમાં ભીષણ પ્રતિહિંસાનું પોષણ કરી તે ગુપ્તરીતે ગૃહનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

કયો ઉમરાવ પોતાની ભગિનીનું હરણ કરી ગયો છે એ વાત મુબારક સહેલાઇથી સમજી શકયો. તેની ખાત્રી થઇ કે, એ કાર્ય ઉમરાવ સલાબતખાનેજ કર્યું હોવું જોઇએ. એ સલાબતખાનનું ખૂન કરવાનો નિશ્ચય કરી મુબારક તેનું અનુસરણ કરવા લાગ્યો; કિન્તુ કોઇ પણ રીતે તે એને પકડી શકયો નહિ.

ખલિફાની આજ્ઞાથી બીજા પ્રદેશના સત્તાધિકારીનું પદ સલાબતખાનને મળ્યું હતું તથા મુબારકની ભગિનીને સાથે લઇ એ ત્યાં ઉપડી ગયો હતો. મુબારક પણ તેની શોધ કરતો કરતો આગળ વધતો હતો.

મુબારકે મક્કાથી નીકળતી વખતે તેના પિતાનું ગુપ્તસ્થાને રાખેલું થોડું દ્રવ્ય તેની પાસે રાખ્યું હતું. એ દ્રવ્યમાં કેટલાંક હીરાઓનાં અને ઝવેરાતનાં ઘરેણાં પણ હતાં.

મુબારક શહેરનો મુખ્ય માર્ગ છોડી જંગલને માર્ગે આગળ વધતો હતો. સલાબતખાનને અત્યાર પહેલાં એવી ખબર મળી હતી

કે મુબારક તેની શોધ કરે છે; તેથી તેણે મુબારકને કેદ પકડવાને માટે પોતાના થોડા સૈનિકોને મોકલ્યા. આ સૈનિકોથી આત્મરક્ષણ કરવાના હેતુથીજ મુબારક જાહિર રસ્તેથી નહિ જતાં જંગલના રસ્તે જતો હતો. આમ છતાં ભાગ્યદેવી જેનાથી વિરુદ્ધ હોય છે તે કોઇ પણ સ્થળે જઇ સુખશાન્તિ મેળવી શકતું નથી. જંગલમાં કેટલાક લૂંટારાઓએ મુબારકના ઉપર હુમલો કરી તેની પાસેનું સઘળું દ્રવ્ય અને અલંકારો વગેરે લૂંટી લીધું. મુબારક નિર્ધન-કંગાલ ભિખારી બની ગયો !

મુબારકનું મુખમંડળ ઘણું સુંદર હતું. તેના શરીરનો બાંધો ઘણો મજબુત હતો. હથિયાર ફેરવવામાં તેની શકિતની તુલના કોઇ કરી શકે તેમ નહોતું. મુબારકે એ લૂંટારાઓના સરદારને કહ્યું:— " આપે મ્હારી પાસેની સઘળી દૌલત લૂંટી લીધી છે તેથી હું નિર્ધન ભિખારી બની ગયો છું. હું રાજદંડથી દંડિત થયેલા રાજદ્રોહી પિતાનો પુત્ર છું. રાજધાનીમાં જઇ હું જીવનનો નિર્વાહ કરી શકું તેમ નથી. મ્હારા પિતાના શત્રુઓની દ્વેષભાવના અદ્યાપિ સર્વાંશે દૂર થઈ નથી. મ્હારામાં શકિત છે, સાહસ છે, યૌવન છે અને બળ પણ છે. તમે દયા કરીને મ્હને તમારી સાથે રાખો. ખુદાનું નામ લઇને હું કસમ ખાઉં છું કે હું કદાપિ તમારી સાથે વિશ્વાસઘાતકતા કરીશ નહિ. "

લૂંટારાઓના સરદારે મુબારકની વિનંતિ માન્ય કરીને તેને પોતાની ટોળીમાં રાખી લીધો. પોતાના ગુણોથી મુબારક સઘળા લૂંટારાઓનો અતિપ્રિય થઇ પડયો. એવામાં એકાએક સરદારનું મૃત્યુ થયાથી મુબારકજ સઘળા લૂંટારઓઓનો સરદાર થયો.

લૂંટારાઓના સરદાર થઇને મુબારકે પોતાના પ્રચંડ વૈરની વસુલાત લેવાના હેતુથી પોતાના પિતાના શત્રુઓ ઉપર જુલ્મ ગુજારવા

માંડયો. સલાબતખાનનું ખૂન કરી તેણે પોતાની ભગિનીના હરણનો બદલો લીધો; પરંતુ તેની ગૂમ થયેલી ભગિનીનો પત્તો તો નજ લાગ્યો.

ગરીબ માણસોને મુબારક કદાપિ દુઃખ દેતો નહિ. ઉલટો તે પોતાની શકિત અનુસાર દીન દુઃખી માણસોને સહાયતા કરતો હતો; છતાં જો કોઇ તેની વિરુદ્ધતા કરતું તો તે તેના સર્વસ્વનો નાશ કરતો હતો મુબારકના પોતાના મુખેજ તેના મનોભાવનો અત્યારપૂર્વે પાઠકોને પરિચય થયો છે.

મ્હોટા મ્હોટા અમીર ઉમરાવોની કન્યાઓને, બ્હેનોને ચતુરાઇથી ઉપાડી લાવી મુબારક તેમના પિતા પાસેથી, ભાઇ પાસેથા પુષ્કળ રકમ લઇ તેમના મુક્તિ કરતો હતો. આવા પ્રકારની લૂંટોથી મુબારક અપાર દ્રવ્ય એકઠું કરી શકયો હતો. તેના અસંખ્ય ગુપ્તદૂતો વિવિધ પ્રકારનો વેષ ધારણ કરી ચોતરફ ફર્યા કરતા હતા અને નવા નવા શિકારો મેળવતા હતા. મુબારકની સત્તા નીચે કાર્ય કરતા લૂંટારાઓ કેટલા બધા ચાલાક હતા તેનો પણ થોડો ઘણો ખ્યાલ અત્યાર સુધીમાં સુજ્ઞ વાચકવર્ગે કરી લીધો હશે. મુબારકે ચતુરાઇથી શાહજાદી જોબેદીને તથા પોતાના કટ્ટા શત્રુ સમશેરજંગને કેવી રીતે કેદ પકડયાં એ વાત પણ અમે જણાવી ગયા છીએ.

હવે અમે મુબારકની હકીકતનો ઉલ્લેખ કરીશું. મુબારક ખુદાની બંદગી કરી લઇ પ્રથમ દર્શાવેલા બેઠકખાનામાં જઇને બેઠો. એક નોકર તેની પાસે સુવાસિત કૉફી અને પીસ્તાં મૂકી ગયો. એ સઘળાનો સદુપયોગ કરી ખડીઓ, હૉલ્ડર અને કાગળ લઇને તે કાંઇ લખવા બેઠો. જે કાગળ ઉપર તે લખતો હતો એ કાગળ લાલ રંગનો હતો. મુબારક લખવાના કાર્યમાં હમ્મેશાં લાલ કાગળનોજ ઉપયોગ કરતો હતો. વર્ત્તમાનકાળમાં લાલચિહ્નને જેવું ભયંકર ગણ-

વામાં આવે છે તેવીજ રીતે આ કથાનક પ્રસંગે જે મનુષ્ય પાસે મુબારકનો લાલ કાગળ જતો તે માણસ ભયંકર ભયની ભાવનાથી ધ્રૂજી ઉઠતો હતો.

હમણાં મુબારકે એક પત્ર નીચે પ્રમાણે લખ્યો:—

"શાહેનશાહ ખલિફા !

મ્હારા પિતાના દુશ્મનોની હકીકત ઉપર વિશ્વાસ મૂકીને તમે નિષ્ઠુરતાથી મ્હારા પિતાનો જીવ લીધો છે એ વાત હજી સુધી હું ભૂલી શકયો નથી. પિતાના વૈરની પ્રતિજ્ઞા લેવાનો મ્હેં મ્હારા મન સાથે દૃઢ સંકલ્પ કરેલો હોવાથીજ મ્હેં શાહજાદીને કેદ કરી છે. થોડા સમયમાંજ હું તેને મ્હારી બીબી બનાવીશ. એમ કર્યાથી તમારું મહા ભયંકર અપમાન કર્યા જેવું થશે. બાદશાહજાદી જોએદી લૂંટારા મુબારકની બીબી થઇ છે એવી વાત સૌના જાણવામાં આવતાંજ તમારા શિર ઉપર કલંક લાગશે. વળી જો શાહજાદી મ્હારી ઇચ્છાને આધીન નહિ થાય તો હું તેનો જીવ લેવાને પણ ડરીશ નહિ.

મ્હને કેદ પકડવાનો વ્યર્થ શ્રમ તમે કરશો નહિ. કોટવાલ સમશેરજંગ ઘણા દિવસોથી મ્હને પકડવાના પ્રયત્નો કર્યા કરતો હતો; એ પ્રકાર હું જાણતો હોવાથી મ્હેં ચતુરાઇથી ગઇ કાલે રાત્રે તેને મ્હારો કેદી બનાવ્યો છે તથા જેને તમે મુબારકને કેદ પકડી લાવવાની આજ્ઞા કરી હતી તેજ સમશેરજંગનું ધડથી જૂદું થયેલું મસ્તક માત્ર આઠજ દિવસમાં તમારી તરફ મોકલી આપવામાં આવશે. નિરપરાધી દીન દુઃખી માણસોના ઉપર ઉપકાર કરવો એ જેવી રીતે મુબારકનું ધ્યેય છે તેવીજ રીતે અપરાધી, શત્રુ માણસોના સર્વસ્વનો યુક્તિ પ્રયુક્તિથી વિનાશ કરવો એ પણ વીર મુબારકનું ધ્યેય છે. આ લૂંટારાને પકડવાની જો હવે તમે સહજ પણ ખટપટ કરશો તો

તમારો જીવ પણ જોખમમાં આવી પડશે એમ સમજજો. લી૦
વીર મુબારક."

આ પત્ર લખી મુબારકે એક ગુલામને બોલાવીને "કહ્યું:—જા, આપણા મહબ્બતને લઇ આવ."

અલ્પકાળમાંજ એ ગુલામ એક કબુતરને લઇ આવ્યો. કબુતરને હાથમાં લઇ મુબારકે કહ્યું:—"મહબ્બત ! આજે તું બાદશાહને એક પત્ર પહોંચાડી આવીશ કે ?"

કબુતરે પાંખો ફફડાવી સંમતિ દર્શાવી. આ ઠેકાણે વાંચનાર બંધુઓ અને બ્હેનોને એવો વિચાર ઉપજશે કે, કબુતર પત્ર લઇ જાય એ શું સંભવિત છે કે ? ઉત્તરમાં જણાવીશું કે, પ્રાચીનકાળમાં મ્હોટા મ્હોટા અમીર ઉમરાવો તથા રાજા રાણીઓ કબુતરોની સાથે ક્રીડા કરી આનંદ મેળવતાં હતાં. આ આનંદક્રીડા અકબરશાહ તેમજ જહાંગીરશાહના સમયમાં પણ ચાલુ હતી એ વાત ઇતિહાસમા પ્રસિદ્ધ છે. નુરજહાન બેગમના એક કબુતરનું નામ જહાંગીર હતું.

કબુતરો ઘણાં હોશિયાર હોય છે. એને જે કાંઇ શિખવવામાં આવે છે એ તે શિખે છે. શિક્ષાનુસાર તેઓ લઢાઇ કરે છે. આસમાનમાં ઉંચે ચઢી કોઈ કોઇ સમયે વિરુદ્ધ પક્ષના કબુતરને પણ તીક્ષ્ણ ચાંચના આઘાતથી ઘાયલ કરે છે.

કબુતરોની લઢાઇ જોતાં અત્યાનંદ થાય છે. પૂર્વકાળની કોમળ અંતરની યુવતીઓ એથી ઘણો આનંદ અનુભવતી હતી. આ લઢાઇમાં બાજીના દાવ પણ ચાલતા હતા. જેનું કબુતર હારી જતું તે કબૂલ કરેલા હારના રૂપિયા વિજયી કબુતરના માલિકને આપતું હતું. શિક્ષિત કબુતરોની શક્તિ કેટલી બધી હોય છે એ હકીકત

વર્તમાન મહાયુદ્ધમાં ઘણી સારી રીતે પ્રકાશિત થઇ છે. ફ્રાન્સમાં અસંખ્ય શિક્ષિત કબુતરોદ્વારા સમાચાર લઇ જવા લાવવાનું કામ કરાવવામાં આવે છે. અસ્તુ.

મુબારકે 'મહબ્બત' નામના ઉપરોક્ત કબુતરના મુખમાં પોતાનો લખેલો લાલ કાગળ આપ્યો. કબુતર એ કાગળ લઇને મક્કા નગરના ખલિફાના રાજમહાલય તરફ ઉડી ગયું.

---

# પ્રકરણ ૩૫ મું.

---

## ભીષણ કેદખાનું.

પાઠકબંધુઓ ! હવે આપણે મુબારકના પંઝામાં ફસાઇ પડેલા સમશેરજંગના હાલ હવાલ જોઇશું.

જે દિવસે રાત્રે સમશેરજંગ શરબત પીને બેશુદ્ધ બની ગયો હતો તેને બીજે દિવસે મધ્યાન્હકાળે તે શુદ્ધિમાં આવ્યો. સમશેરજંગ આંખો ઉઘાડયા છતાં પણ જાણે કે સ્વપ્ન જોવા લાગ્યો.

તેને માલૂમ પડયું કે તે એક અંધકારપૂર્ણ કેદખાનામાં પડયો છે. તેના હાથ પગ કોઇએ મજબુત દોરડાથી બાંધી દીધેલા હતા. એ બંધનમાંથી કોઇ પણ રીતે છુટી શકાય તેમ નહોતું. તેનું સઘળું શરીર નિર્બળ બની ગયું હતું-તેના અંગમાં સહજ પણ બળ નહોતું.

જે બેઠકખાનામાં તેનું આતિથ્ય કરવામાં આવ્યાં હતું તે બેઠકખાનું કયાં જતું રહ્યું ? આ સ્થાને તો સંપૂર્ણ અંધકારનો વિસ્તાર થયેલો હતો. અહિં એક પણ દ્વાર, બારી કે જાળી સુદ્ધાં નહોતી. રાત્રિનો સમય હતો કે દિવસનો સમય હતો એ પણ સમજી

શકાય તેમ નહોતું. સમશેરજંગ વિચારવા લાગ્યો કે કોણે તેની આવી શોચનીય દુર્દશા કરી ?

શું પોતાના પિતાના જીવજાન દોસ્ત પીરમન્દખાન આવું ઘૃણિત કાર્ય કરે કે ? જે વૃદ્ધ થોડાજ દિવસોમાં આશોકની જીવનલીલા પૂર્ણ કરી હમ્મેશાંને માટે કબરસ્થાનમાં સૂઇ રહેવાનો છે તે આવું કાર્ય કરે કે ? સમશેરજંગે કોઇ પણ દિવસે એ વૃદ્ધનું કાંઇ અનિષ્ટ કર્યું નથી તેથી એ વૃદ્ધ તેની આવી દુર્દશા કરે એ શું સંભવિત છે ?

ત્યારે શું એ પીરમન્દખાન કોઇ છુપા વેષમાં બીજો પુરુષ હશે ! ત્યારે શું પોતાનાં ચાલાક ચક્ષુઓ મુબારકને પકડવામાં છેતરાયાં હશે ? શું મુબારકેજ યુક્તિથી પોતાને કેદ પકડયો હશે ? શું પીરમન્દખાન તો મુબારકનો ગુલામ નહિ હોય ? આ સઘળા રહસ્યનો ખુલાસો કોણ કરી શકે તેમ છે ?

સમશેરજંગે એક વખત બળપૂર્વક દોરડાનાં બંધનોમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કર્યો; પણ તે મુક્ત થઇ શકયો નહિ. તેનું મસ્તક ભમી જતું હતું; તૃષાથી છાતી ફાટી જતી હતી.

તે તૃષાની વેદનાથી અસ્થિર બની ગયો. ઉત્તેજિત સ્વરે તે બોલી ઉઠયો:–"અહિં પ્રેત હોય, પિશાચ હોય, મનુષ્ય હોય, રાક્ષસ હોય, પરી હોય–જે કોઇ હોય તે અહિં આવીને મ્હને કહો કે હું કયાં છું ? તૃષાથી મ્હારો જીવ જાય છે."

એ ભીષણ અંધકારમાં કોઇ એક વ્યક્તિએ કહ્યું :–" બેસો, હું તમારે માટે પાણી લઇ આવું છું."

થોડા સમય સુધી ત્યાં પાછી શાન્તિનો વિસ્તાર થયો. આવી રીતે પાંચ મિનિટ પસાર થયા પછી એકાએક એ અંધકારપૂર્ણ કેદખાનાની ઓરડીનું ગુપ્તદ્વાર કોઇએ ઉઘાડયું તથા એક પ્રેત જેવા

માણસે આગળ આવીને કહ્યું :–"આ લ્યો પાણી."

સમસેરજંગ અંધકારમાં એ માણસને જોઇ શક્યો નહિ; પરંતુ એ માણસના કંઠસ્વર ઉપરથી એ માણસજ છે એમ તે સમજી શક્યો.

સમશેરજંગે પૂછ્યું :–"ભાઇ ! તમે કોણ છો ?"

"હું મનુષ્ય છું-પ્રેત નથી તેમજ પિશાચ પણ નથી. તમે સહજ પણ ભય રાખશો નહિ." આવનાર માણસે ઉત્તર આપ્યો.

"તમે પ્રેત નથી પરંતુ દેહધારી માણસ છો એ તો હું તમારા કંઠસ્વર ઉપરથીજ સમજી શક્યો છું. તમારી દયાને માટે હું તમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું; પણ તમે મ્હારા હાથ પગને છોડી નાખો. નહિ તો હું કેવી રીતે પાણી પી શકીશ ?" સમશેરજંગે કહ્યું.

"હું એક બદનામાં પાણી લાવ્યો છું. એને એક લાંબી નળી છે. એ નળી હું તમારા મ્હોં આગળ ધરું છું; તેથી તમે સહેલાઇથી પાણી પી શકશો."

"મ્હારા હાથ તેમજ પગ ઘણા દુઃખે છે-મ્હને ઘણી વેદના થાય છે. થોડા સમયને માટે તો મ્હારા હાથ પગ છોડી નાખો, ભાઇ !"

"ના મ્હને આવી વિનંતિ કરશો નહિ. હું આ કેદખાનાનો પહેરેગાર છું. તમારા ઉપર પહેરો ભરવાની મ્હને મ્હારા સરદારે આજ્ઞા કરી છે. જો હું તમારા હાથ પગને બાંધેલા છોડી નાખું તો મ્હારા સરદાર મ્હને જીવતો મારી નાખે. મ્હારા સરદારની આજ્ઞા સિવાય હું કાંઇ કરી શકું તેમ નથી."

સમશેરજંગ સમજી ગયો કે જે માણસ તેને પાણી પાવાને

આવ્યો છે તે એ ભીષણ કેદખાનાનો પહેરેગીર છે. નિરુપાયે તેણે એ પહેરેગીરના ઉપદેશ અનુસાર બદનાની નળીને મ્હોંમાં લઇ પાણી પીધું. પાણી પી સહજ સ્વસ્થ થઇ તેણે એ પહેરેગીરને ઉદ્દેશીને કહ્યું:—"ખુદા ત્હારું કલ્યાણ કરો."

પહેરેગીરે કહ્યું:—"સાહેબ ! હવે આપ નિશ્ચિંત જીવે નિદ્રાધીન થાઓ. વખત થશે એટલે આપને બોલાવવામાં આવશે."

"મ્હને કોણ બોલાવશે ?"

"મ્હારા સરદાર ?"

"ત્હારા સરદારનું નામ તું કહીશ કે ?"

"ના જી—નામ કહેવાની મ્હને રજા નથી."

"હું કોણ છું તે તું જાણે છે ?"

"ઘણી સારી રીતે જાણું છું."

"ત્યારે કહે જોઇએ કે હું કોણ છું ?"

"તમે સમશેરજંગ છો—મક્કા નગરના શાન્તિરક્ષક—કોટવાલ-સાહેબ છો !"

"મ્હને આવી રીતે અહિં કેદ કોણે કર્યો છે ?"

"તેની તમે કલ્પના કરી લ્યો."

"તું નહિ કહે કે ?"

"ના જી."

"હું તને સુખી કરીશ. અહિં પણ મ્હારા ખિસ્સામાં બે સોના-મહોરો છે, તે તું ત્હારી જાતે કાઢી લે. હું તને પૈસાદાર બનાવીશ. તું મ્હારા ઉપર ઉપકાર કર."

"શો ઉપકાર કરું ?"

"મ્હને મુક્ત કર—નાશી જવામાં મદદ કર."

"જનાબ! આપની સમજ ભૂલ ભરેલી છે! અમે જો કે ગરીબ છીએ; પણ નિમકહરામ નથી. અમારા માંલિકને માટે અમે અમારો જીવ સુદ્ધાં આપી શકીએ છીએ; પરંતુ આખી દુનિયાની દોલત મળે તેમ હોય તો પણ અમે અમારા માલિકના શત્રુને સહાયતા કરી શકતા નથી."

સમશેરજંગે નિરાશ બની જઇને કહ્યું:—"વારુ, મ્હારે મુક્ત થવું નથી. મ્હારી પાસેની બે સોનામહોરો લઇને તુ મ્હને એટલું તો કહે કે હું ક્યાં છું?"

"ના જી, બે તો શું; પરંતુ સો સોનામહોરો આપો તો પણ હું વિશેષ કાંઇ કહી શકીશ નહિ."

"હમણાં દિવસ છે કે રાત્રિ એ જણાવવાને માટે પણ ત્હારા સરદારનો નિષેધ છે કે?"

"ના—એ કહેવાની રજા છે. હમણાં મધ્યાન્હનો સમય છે. લગભગ બાર વાગ્યા છે."

"મધ્યાન્હનો સમય છે! અહિં તો સહજ પણ પ્રકાશ જણાતો નથી!"

પહેરેગીર કાંઇ બોલ્યો નહિ. સમશેરજંગે કહ્યું:-"જો આ ઓરડીને એકે બારી કે જાળી હોય તો તે કૃપા કરીને ઉઘાડ."

પહેરેગીર કાંઇ પણ બોલ્યા સિવાય એ ઓરડીમાંથી બ્હાર નીકળી ગયો અને તેણે ગુપ્તદ્વાર બંધ કરી દીધું. સમશેરજંગ એક ગાઢ નિશ્વાસ મૂકી આકાશ પાતાળના વિચારો કરવા લાગ્યો.

# પ્રકરણ ૩૯ મું.

## સતીઓનું શૂરાતન.

અજયપાલના મૃત્યુથી તથા યવન સૈન્ય અજમેર તરફ આગળ વધતું હોવાથી અજમેરવાસીઓના શોકની સીમા રહી નહોતી; છતાં જે સમયની આ નવલકથા લખાય છે તે સમયે અજમેરમાં તો શું પરંતુ સમસ્ત રાજસ્થાનમાં અસંખ્ય વીર રજપૂતાણીઓ હયાત હતી. તેમના શૌર્ય વીર્ય અને સતીત્વની તુલના થઇ શકે તેમ નહોતી. અજમેરના કિલ્લામાં અસંખ્ય રજપૂતાણીઓ એકત્ર થઇને યવનોને કેવી રીતે પરાજિત કરવા તેનાજ વિચારો કર્યા કરતી હતી. ચિત્તોડાધિપતિ વીર કેશરીસિંહે અને રત્નગઢના રાજકુમાર વિજયસિંહે અજમેરને માટે-સ્વદેશને માટે પોતાનો પ્રાણ આપવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. તેઓ પોતાના સૈન્યસહ યવન સૈન્યની આગમન-પ્રતીક્ષાજ કર્યા કરતા હતા.

બીજી તરફ યવન સેનાધિપતિ મહમ્મદ પણ વિજયગર્વથી ગર્વિત બનીને પોતાના સૈન્યસહ અજમેર તરફ આગળ વધતો હતો. તેણે ખલિફાને બીજું સૈન્ય મોકલવા માટે લખ્યું હતું; પરંતુ એ તરફથી હજી સુધી બીજું સૈન્ય આવી પહોંચ્યું નહોતું; છતાં પોતે સહેલાઇથી અજમેરને સ્વાધીન કરી શકશે એવી તેને ખાત્રી હોવાથીજ તે આગળ વધતો હતો.

બે દિવસની સતત મુસાફરી કર્યા પછી યવન સૈન્ય અજમેર જઇ પહોંચ્યું તથા કિલ્લાથી લગભગ એક માઇલને અંતરે તેણે છાવણી નાંખી. જે સ્થળે યવન સૈન્યે છાવણી નાખી તે સ્થળ એક

મ્હોટા પહાડની પાછળ આવેલું હતું. આ પહાડની પાછળના નીચાણના ભાગમાં છાવણી નાખવામાં મહમ્મદખાનનો હેતુ રાત્રે છુપી રીતે કિલ્લા ઉપર હુમલો કરવાનો હતો; પરંતુ બહાદુર રજપૂતો યવનોની પ્રપંચજાળને સારી રીતે પિછાનતા હોવાથી તેમણે અજમેરની ચોતરફ પોતાના ગુપ્તદુતો ફરતા રાખ્યા હતા; તેથી યવન સૈન્ય આવી પહોંચ્યું કે તરતજ એ પ્રકાર તેમના જાણવામાં આવ્યો. સઘળા રજપૂતો એકઠા થઇ કિલ્લાની દિવાલ સાથે નિસરણીઓ રાખી કિલ્લા ઉપર મ્હોટા મ્હોટા પત્થરો ચઢાવવા લાગ્યા.

આ કાર્યમાં બહાદુર રજપૂતાણીઓ પણ યથાશક્તિ સહાયતા કરવા લાગી. લગભગ ત્રણ ચાર કલાકમાંજ કિલ્લાની ઉપરનો ભાગ મ્હોટા પત્થરોથી ભરાઇ ગયો. ત્યાર પછી રાણી કમળાવતી, ભીમા, પ્રભાવતી તથા બીજી અનેક બહાદુર સતી સ્ત્રીઓ કિલ્લા ઉપર ચઢી જઇ ચુપકીદીથી પત્થરોની પાછળ છુપાઇને બેઠી. જે રજપૂતો હયાત હતા તેઓ વિવિધ પ્રકારનાં હથિયારો લઇને કિલ્લાના મુખ્ય દરવાજા પાસે કિલ્લાનું રક્ષણ કરવાને ઉભા રહ્યા.

બરાબર મધ્યરાત્રે યવન સૈન્ય ઘણીજ સાવધાનતાથી છુપો હુમલો કરવાને કિલ્લા તરફ આવવા લાગ્યું. કિલ્લાની પાસે આવી તેમણે તીરો છોડવા માંડ્યાં. આવી રીતે યવનો કિલ્લાની છેક પાસે આવીને તીરો છોડવા લાગ્યા ત્યારે કિલ્લા ઉપરની સઘળી રજપૂતાણીઓ કિલ્લા ઉપર ગોઠવી રાખેલા પ્રચંડ પત્થરો નીચે હડસેલી મૂકવા લાગી. આથી અસંખ્ય યવન સૈનિકો જીવ ગૂમાવી જમીનદોસ્ત થવા લાગ્યા. તેઓ શું કરવું તેની મ્હોટી ચિંતામાં પડી ગયા. તેમની તીરવૃષ્ટિ ધીમી પડી ગઇ અને આત્મરક્ષણ કરવાનો તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. રજપૂતાણીઓ ‘ જય માતા ભવાનીનો જય ’—‘જય દેવી

એકલિંગજીની જય ' કહી પ્રબળ પરાક્રમથી અને અસાધારણ શૌર્યથી પોતાનું કાર્ય કરવા લાગી. તેઓ જ્યારે કિલ્લા ઉપર ગોઠવેલા સઘળા પત્થરો ફેંકી રહી ત્યારે તેમણે પણ બાકી રહેલા યવન સૈન્ય ઉપર તીરો છોડવા માંડયાં. અત્યાર સુધીમાં ઘણા યવન સૈનિકો માર્યા ગયેલા હોવાથી તેઓ બહાદુર રજપૂતાણીઓના મારા સ્હામે ટક્કર ઝીલી શકયા નહિ. તેઓ ધીમે ધીમે પાછા હઠી પલાયન કરી જવા લાગ્યા. યવન સેનાધિપતિ મહમ્મદ પણ આ સતી સ્ત્રીઓનું અસામાન્ય શૂરાતન જોઇ આશ્ચર્યચકિત અને દિંગ્મૂઢ બની ગયો. તેણે કિલ્લાની બીજી બાજુએ રાખેલા સઘળા સૈનિકોને એકત્ર કરી જાહિર યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ રાત્રિનો સમય હોવાથી તેમજ ઘણાખરા સૈનિકો નાશભાગ કરતા હોવાથી તથા અસંખ્ય સૈનિકોનો જીવ ગયાથી તેને પોતાનો નિશ્ચય ફેરવવો પડયો અને એ રાત્રે યુદ્ધ બંધ પડયું.

રાણી કમળાવતી, રાજનન્દિની પ્રભાવતી અને ભીમા હજી સુધી દુર્ગ ઉપર ઉભાં રહી યવનોની હિલચાલ તપાસતાં હતાં. જ્યારે તેમણે યવનોને પરાજિત થઇ પાછા ફરતા જોયા ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. સઘળી રજપૂતાણીઓને ઉદ્દેશીને ગંભીર સ્વરે ભીમાએ કહ્યું:—“ શૂરવીર બ્હેનો ! આજે તો આપણે શત્રુઓને આપણા પ્રબળ પરાક્રમથી પાછા હઠાવ્યા છે; પરંતુ તેથી આપણે એમ નથી સમજવાનું કે, આટલાથીજ તેઓ શાન્ત થશે. અદ્યાપિ તેઓ વારવાર કિલ્લા ઉપર હુમલાઓ કરશે; તેથી આપણે આપણા જીવનની સઘળી માયા મમતાનો ત્યાગ કરી તેમને આપણા શૌર્યનો અને સ્વદેશભક્તિનો સંપૂર્ણ પરિચય કરાવવાનો છે. જ્યારે વિજયની અને દુર્ગરક્ષણની આશા નિર્મુળ થશે ત્યારે અવશેષ રહેલા રજપૂત સૈનિકોની સાથે રત્નગઢના રાજકુમાર વિજયસિંહ અને

ચિત્તોડના વીર મહારાણા કેશરીસિંહ યુદ્ધમાં ઝંપલાવશે; ત્યાંસુધી તેઓ જાહેર યુદ્ધ ન કરે એમાંજ આપણું સૌનું કલ્યાણ છે. વળી શત્રુઓ લગભગ છ માસ સુધી આપણને પરાજિત કરી શકે એવો સંભવ નથી. છ મહિના સુધી ચાલે એટલું અનાજ કિલ્લામાં ભરી રાખ્યું છે. કિલ્લાનુ ગુપ્તદ્વાર પણ બરાબર બંધ કરવામાં આવ્યું છે. છ મહિના સુધી શત્રુઓ કોઇ પણ રીતે આપણો પરાજય કરી શકશે નહિ તેમજ એટલા લાંબા સમય સુધી જો તેઓ અહિં છાવણી નાખી કિલ્લાને ઘેરીને પડયા રહેશે તો આપણે છુપી રીતે રાજસ્થાનના અન્ય રાજાઓની સહાયતા મેળવી તેમને હાંકી કાઢીશું. રાત્રિનો થોડો સમયજ બાકી રહ્યો છે માટે હવે ચાલો આપણે વિશ્રામ લઇએ.”

તત્પશ્ચાત્ સઘળી રજપૂતાણીઓ કિલ્લા ઉપરથી નીચે ઉતરી, રાણી કમળાવતી જ્યારે રાજમહાલયમાં ગઇ ત્યારે રાણો કેશરીસિંહ ત્યાં તેની રાહ જોતો બેસી રહ્યો હતો. કમળાવતીને આવી પહોંચેલી જોઇને તેણે ઉત્તેજિત સ્વરે કહ્યું:—‘રાણીજી! અમે આવી રીતે કિલ્લામાં છુપાઇ રહીએ અને અમારું કાર્ય તમે કરો એ અમારે માટે કાંઇ ઓછી શરમની વાત નથી. વળી મ્હારા મત પ્રમાણે તો જાહિર યુદ્ધ કરવાથી કાંઇ ગેરલાભ નથી. વિજયસિંહનો મત પણ મ્હારા મતને મળતો છે. યવનો આપણા કરતાં વિશેષ સંખ્યામાં છે તેથી આપણે શા માટે ભય રાખવો જોઇએ?”

રાણી કમળાવતીએ થોડા સમય સુધી આ વચનો ઉપર વિચાર કર્યો. પછીથી તેણે કહ્યું:—“રાણાજી! આપને જેમ ઠીક લાગે તેમ કરો. જો તમારી જાહિર યુદ્ધ કરવાનીજ ઇચ્છા હોય તો તમે બેલાશક તેમ કરો. અમે સઘળી રજપૂતાણીઓ કિલ્લામાંજ રહી માતા ભવાની પાસે તમારું મંગળ કરવાની પ્રાર્થના કરીશું અને

આપણા દુર્દૈવે જો તમારો પરાજય થશે તો અમે અમારા સતીત્વ-ધનનું સંરક્ષણ કરવાને માટે પ્રચંડ ચિતા સળગાવી તેમાં અમારા દેહની આહુતિ આપી સ્વર્ગલોકમાં જઇ પરમપવિત્ર રાજસ્થાનનું નામ ઉજ્વળ કરીશું. જે રજપૂતાણીઓ યુદ્ધ કરવામાં નિપુણ હશે તેઓ પણ અંતે યુદ્ધમાં ઉતરશેજ."

આવા સમયે રત્નગઢનો રાજકુમાર વિજયસિંહ પણ ઉત્તેજિત સ્થિતિમાં ત્યાં આવી પહોચ્યો તથા રાણીજીને ઉદ્દેશીને તેણે કહ્યું:– "માતાજી! હવે તમે અમને ચુપકીદીથી બેસી રહેવાનું કહેશો તો પણ અમારાથી તેમ બનવાનું નથી. યવનોના આગમનથી શું નથી થયું તેનો વિચાર કરો. અજમેરના વીરકેશરી રાણાજી અજયપાલ, સ્વદેશભક્ત સેનાપતિ ભીમસિંહ, પરમપૂજ્ય મહાત્મા કલ્લન તેમજ અપાર રજપૂત વીરોનો અને ક્ષત્રિય બંધુઓનો જીવ ગયો છે. આમ હોવાથી અમે કેવી રીતે અંતરમાં શાન્તિ ધારણ કરી સ્થિરતાથી શત્રુથી છુપાઇ બેસી રહીએ? જે રણઘેલા રજપૂતો સ્વદેશભક્ત કહેવાય છે, જેમની કીર્ત્તિનાં યશોગાન સમસ્ત ત્રિભુવનમાં ગવાય છે તેજ રજપૂતો શત્રુને બારણે આવેલા જોઇ, પોતાના અસંખ્ય બંધુઓનો જીવ ગયેલો જોઇ રાંડની માફક કિલ્લામાં છુપાઇ રહે અને તેને બદલે સતી રજપૂતાણીઓ શત્રુઓને હંફાવે એ શું અમારે માટે ઓછી શરમની વાત છે કે? ના ના–હવે અમને સૌને યુદ્ધમાં ઉતરી યવનોનો વિનાશ કરવા દ્યો. રાણા કેશરીસિંહનો પણ મ્હારા જેવોજ અભિપ્રાય છે. હું ધારું છુ કે હમણાં તેઓ તમને એજ વાત કહેવાને તમારી પાસે આવ્યા હશે."

રાણીએ મૌનનો ભંગ કરી કહ્યું:—"વિજયસિંહ! આમ અધીરા ન બની જાઓ. રાણા કેશરીસિંહને મ્હેં જાહિર યુદ્ધ કરવાની

રજા આપી છે. બીજું કાંઇ હવે તમારે કહેવું છે ?"

"ના." વિજયસિંહે ઉત્તર આપ્યો.

ત્યાર પછી કેશરીસિંહ અને વિજયસિંહ રાણી કમળાવતી પાસેથી ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૩૭ મું.

---

### રજપૂતોનો વિજય.

પ્રભાતકાળનો સમય હતો. પશુ પંખીઓનો મધુર કલરવ સાંભળવામાં આવતો હતો. પૂર્વાકાશમાં પ્રકાશનો વિસ્તાર થયે જતો હતો. આજે રણઘેલા રજપૂતોએ યવનોની સાથે જાહિર યુદ્ધ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. વિજયસિંહ સ્નાન સંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઇ યુદ્ધમાં જવાની તૈયારી કરતો હતો. તેની મુખમુદ્રા અતિ ઉત્તેજિત બની ગયેલી જોવામાં આવતી હતી. તેનું મુખમંડળ લાલચોળ બની ગયું હતું. તેની કમર પર લટકતી સમશેર શત્રુઓનું લોહી પીવાને તૃષાતુર બની ગઇ હતી.

વિજયસિંહ અસ્ત્રશસ્ત્રથી સુસજ્જિત થઇને જેવો શયન-મંદિરમાંથી બ્હાર નીકળવા લાગ્યો કે તરતજ રાજકુમારી વિમળા ત્યાં આવી પહોંચી. રાજકુમારીને જોઇ વિજયસિંહે સ્મિત કરીને પૂછ્યું:-
"રાજનન્દિનિ ! તમે અત્યારે અહિં શા માટે આવ્યાં છો ?"

"તમને રણસંગ્રામમાં વિદાય કરવાને માટેજ આ ચરણ સવિકાનું આગમન અત્રે થયું છે."

"એમ કે ? તમે કોઇ પણ પ્રકારની ચિંતા રાખશો નહિ.

શત્રુઓનો સંહાર કરી તમારી પાસે હું સત્વર આવી પહોંચીશ; પણ તમે મ્હને જે વાત કહી છે તે તમને યાદ છે કે ?"

"હા હા—આપ વિજયી થઇ પાછા ફરશો એટલે હું આપના કંઠમાં વરમાળા પહેરાવીશ-સ્નેહસુધાના સિંચનથી આપનો સત્કાર કરીશ; પરંતુ તે પૂર્વે આપે પિતાના મૃત્યુનું વૈર લેવુંજ જોઇએ." પ્રભાવતીએ કહ્યું.

" રાજકુમારિ ! હું રજપૂત કુમાર છું. મ્હારી નસેનસમાં રજપૂત-જાતિનું ઉષ્ણ લોહી વહે છે. જે યવનોએ રાજસ્થાનને સ્મશાન સ્વરૂપ બનાવવા માંડયું છે, જેમણે અસંખ્ય દેશબંધુઓનો સંહાર કર્યો છે તેમનો પરાજય કરવાની મ્હેં મ્હારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી છે. જો આ પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જતાં મ્હારો જીવ જશે તો તેની મ્હને ચિંતા નથી. રજપૂતોને મન સમરશય્યા અને સુખશય્યા સમાનજ છે; પરંતુ વિદાય કરતી વખતે મ્હને એક વખત માત્ર તમારા અંગને આલિંગન કરવા દેશો ? રસિકા ! હૃદય તેમજ મનથી આપણે એક બીજાંને વરી ચુકયાં છીએ; માટે હવે શરમાવાની જરૂર નથી.

" આવો રસિકા ! આવો, દિલજાનથી લ્યો લ્હાવો.
વિમળા:—ના ના, જરા શરમાઓ, પિયુ આમ શું અકળાવો ?
વિજય:—અધરામૃત પ્યારી પાઓ, ના નાથને તરસાવો;
વિમળા:—અતિથિ ધીરજને ધારો, વિજયી થઇ વ્હેલા આવો.
વિજય:—અતિ મદન વેદના થાયે, ના અંતર દુઃખ કહેવાયે,
કહે કેમ કરી રહેવાયે, આ દુઃખ ના જરી સહેવાયે.
વિમળા:—સૌ ધીરજ ફળ મીઠાં પામે, દુઃખડાં તેનાં સઘળાં વામે,
એ સ્નેહ જગતમાં પામે, અતિથિ જોડી રૂપાળી જામે.
વિજય:—જઉં યુદ્ધ મહીં મમ પ્રિયપ્યારી, દર્શાવું બહુ હું બહાદુરી.

વિમળાઃ—આ વિમળ આવીને આપ કંઠમાં, વિજયમાળ દે પહેરાવી.

જાઓ, સમરક્ષેત્રમાં વિજયી થઇ આવો એટલે પછી આપણે નિશ્ચિંતે સ્વર્ગીય સુખનો ઉપભોગ ભોગવી શકીશું. હમણાં પ્રેમવિનોદ કરવાનો વખત નથી. જુઓ, એટલું યાદ રાખજો કે, આપણા કિંવા રાજસ્થાનના દુર્દૈવે આ પ્રસંગે પણ આપણો પરાજય થશે તો રાજસ્થાનની રજપૂતાણીઓના દુઃખનો પાર રહેશે નહિ. પોતાના શીયળધનનું સંરક્ષણ કરવાને માટે અંતે શૂરી રજપૂતાણીઓને પોતાના જીવનનો ત્યાગ કરી પ્રચંડ અગ્નિમાં બળી મરવું પડશે. આ અંતિમ યુદ્ધના પરિણામ ઉપરજ હવે સઘળો આધાર છે.”

વિજયસિંહે ઉત્તજિત સ્થિતિમાં કહ્યું:—રાજકુમારિ ! હું એ સઘળું સમજું છું. મ્હારી ખાત્રી છે કે, સ્વદેશભક્ત રજપૂતો અપૂર્વ વીરત્વ પ્રદર્શિત કરીને આ અંતિમ યુદ્ધમાં વિજયી થશે. સમસ્ત વિશ્વમાં રજપૂત જાતિના જેવી સ્વદેશભક્ત જાતિ બીજી એક પણ નથી. ગઇ કાલેજ અવશિષ્ટ રહેલા રજપૂત સૈન્યના બે ભાગ પાડી નાખવામાં આવ્યા છે. એ બન્ને ભાગ પૈકી એક ભાગના સરદાર ચિત્તોડાધિપતિ કેશરીસિંહ થયા છે અને બીજા ભાગનો સરદાર હું થયો છું. આથી રજપૂત સૈનિકોના ઉત્સાહ તેમજ આનંદનો પાર રહ્યો નથી. યવનો એમ સમજે છે કે કિલ્લામાં એક પણ રજપૂત જીવતો રહ્યો નથી; આથી અમે સૌ એકા એક તેમના ઉપર તુટી પડી તેમનો ભ્રમ દૂર કરી તેમને બરાબર સપાટો બતાવીશું અને માતા ભવાનીની કૃપાથી તેમને હમ્મેશાંને માટે આપણા પરમ પવિત્ર રાજસ્થાનમાંથી હાંકી કાઢીશું. હવે મ્હને વિદાય આપો; કેમકે સૈનિકો મ્હારી રાહ જોઇ રહ્યા હશે.”

“ભલે પધારો.” આમ કહીને વિમળાએ વિજયસિંહના કપા-

ળમાં ચાંલ્લો કર્યો અને પછીથી તેના કંઠમાં એક પુષ્પમાળા પહેરાવી. તત્પશ્ચાત્ વિજયસિંહ શયનમંદિરની બ્હાર નીકળી પડયો.

કિલ્લામાં એક ઠેકાણે સઘળા રજપૂતો અસ્ત્રશસ્ત્રોથી સુસજ્જિત થઇ વ્યવસ્થિત રીતે ઉભા રહેલા હતા. રાણો કેશરીસિંહ તેમને યથોચિત ઉપદેશ આપતો હતો. એવામાં વિજયસિંહ પણ ત્યાં જઇ પહેચ્યો અને તેણે પણ પોતાના તાબા નીચેના સૈનિકોને વિવિધ વચનોદ્વારા ઉત્સાહિત કરવા માંડયા.

થોડા સમયમાંજ યુદ્ધની સઘળી તૈયારી થઇ ગઇ. પછીથી કેશરીસિંહે કિલ્લાનું દ્વાર ઉઘાડવાને માટે પોતાના બે ત્રણ સૈનિકોને જેવી આજ્ઞા કરી કે તરતજ પાછળથી કોઇનો કંઠસ્વર સંભળાયો કેઃ—“ સબુર કરો - જે રજપૂતાણીઓને યુદ્ધ કરતાં આવડતું હોય તેમને પણ રણસંગ્રામમાં આવી શત્રુઓનો સંહાર કરવા દો.”

કેશરીસિંહ આ કંઠસ્વર ઉપરથી સમજી ગયો કે આ વચનો ઉચ્ચારનાર રંભાજ હતી રંભાને તેણે પોતાની સાથે યુદ્ધમાં આવવાને ઘણી રોકી હતી; પરંતુ પતિની છાયાસ્વરૂપા રંભા પતિને સંગ્રામક્ષેત્રમાં વિદાય કરી રાજમહાલયમાં શાન્તિ ધારણ કરી શકી નહોતી; તેથી તે પણ પુરુષવેષ ધારણ કરી પતિની પાછળ આવી પહોંચી. તેની સાથે બીજી પણ થોડી રજપૂતાણીઓ હતી. ભીમાદેવીએ રજપૂતાણીઓની સરદારી સ્વીકારેલી હતી.

હમણાં ભીમાએ જાણે કે સાક્ષાત રણચણ્ડીનું સ્વરૂપજ ધારણ કર્યું હતું. આ રજપૂતાણીઓની સાથે રાજનન્દિની પ્રભાવતી અને વિમળા પણ આવેલી હતી; પરંતુ વિજયસિંહ ગડબડાટમાં હોવાથી આ સમયે તે વિમળાને જોઇ શકયો નહિ. પોતે યુદ્ધમાં આવનાર છે

એવી વાત જો વિજયસિંહ જાણશે તો પોતાને યુદ્ધમાં નહિ આવવા દે વિચારી વિમળાએ એ વાત વિજયસિંહને જણાવી નહોતી."

કેશરીસિંહ રંભાનો કંઠસ્વર સાંભળી ભયભીત અને સ્તંભિત બની ગયો હતો. તેની આવી સ્થિતિ સમજી જઇ ભીમાદેવીએ અગ્રેસર થઇને કહ્યુ:—"કેશરીસિંહજી ! આવા અણીના વખતે તમે આમ સ્તંભિત બની જશો નહિ. હમણાં સ્ત્રીજાતિની ચિંતા કરવી એ આપ જેવા બહાદુર પુરુષને માટે ઉચિત નથી. રંભાદેવીને પણ રણસંગ્રામમાં આવવા દ્યો. માતા ભવાનીની કૃપાથી તેમનું કાંઇ અનિષ્ટ થશે નહિ."

કેશરીસિંહે કાંઇ કહ્યું નહિ. અત્યાર સુધીમાં બે ચાર રજપૂત સૈનિકોએ કિલ્લાનો દરવાજો ઉઘાડયો હતો. કેસરીસિંહ અને વિજયસિંહ પોતાના સૈનિકોસહ એ દરવાજામાંથી બ્હાર નીકળી પડયા. તેમની પાછળ શૂરી સતીઓ–રજપૂતાણીઓ પણ ઘોડેસ્વાર થઇને કિલ્લાની બ્હાર નીકળી પડી. ધીમે ધીમે રજપૂત સૈન્ય યવન સૈન્યની છાવણી તરફ જવા લાગ્યું.

યવન સેનાધિપતિ મહમ્મદખાન એમજ સમજતો હતો કે, કિલ્લામાં એક પણ રજપૂત હયાત રહ્યો નથી—સઘળા રજપૂતોએ જાહિર યુદ્ધમાં દેહ ત્યાગ્યો છે; તેથી તે શાન્તિથી છાવણીમાં પડયો રહ્યો હતો. યવન સૈન્ય પણ એમજ સમજતું હતું કે તેમના ઉપર હુમલો કરવાને માટે હવે રજપૂત સૈનિકો આવવાના નથી; તેથી તેઓ મધ્યરાત્રિ સુધી ગાન તાનને સુરાપાનમાં ગુલતાન થઇ નિદ્રાધીન થઇ ગયા હતા અને પ્રભાતકાળનો સમય થયેલો હોવા છતાં તેઓ ઘસઘસાટ ઉંઘ્યા કરતા હતા.

ધીમે ધીમે સઘળું રજપૂત સૈન્ય યવન સૈન્યની છાવણી પાસે જઇ પહોંચ્યું. આ સમયે રજપૂત સૈનિકોના ઘોડાઓની ખરીઓનો અવાજ સાંભળવામાં આવતાં યવન પહેરેગીરો સમજી ગયા કે રજપૂતો તેમના ઉપર તૂટી પડવાને આવ્યા છે; તેથી તેમણે સઘળા યવન સૈનિકોને જાગ્રત કર્યા. સેનાધિપતિ મહમ્મદખાન પણ શય્યાનો ત્યાગ કરી પોતાના તંબુમાંથી બહાર નીકળ્યો અને તેણે પોતાના સઘળા સૈનિકોને યુદ્ધની તૈયારી કરવાની આજ્ઞા કરી.

બરાબર આ સમયે રણશૂરા રજપૂતોએ ' જય માતા ભવાનીની જય-જય રાણા કેશરીસિંહજીની જય ' ની જયગર્જનાઓથી ગગનમંડળને ગજવી મૂકયું. તે સાથેજ તેમણે પહાડ ઉપરથી યવન સૈનિકો ઉપર તીરોની વૃષ્ટિ છોડવા માંડી. યવન સૈન્ય મ્હોટી મુસ્કેલીમાં ફસાઇ પડયું. તેમાંના કેટલાક સૈનિકો સેનાધિપતિ મહમ્મદની આજ્ઞાથી પહાડ ઉપર ચઢવા લાગ્યા. રાત્રિનો અંધકાર ઉષાની જયોતિના વિસ્તારથી સર્વાંશે અદ્રશ્ય થઇ ગયેલો હોવાથી બહાદુર રજપૂતો પહાડ ઉપર ચઢતા યવન સૈનિકો ઉપર તીરોની તેમજ પાષાણોની વૃષ્ટિ કરી તેમને ગબડાવી દેવા લાગ્યા. હવેજ પોતે છાવણી નાખવામાં કેવી ગંભીર ભૂલ કરી હતી તે મહમ્મદખાન સમજી શકયો છતાં તેણે નિરાશ નાહ બની જતાં પોતાના સૈનિકોને ઉદ્દેશીને કહ્યું:—" મ્હારા બહાદુર બંધુઓ ! જયારથી આપણે રાજસ્થાનમાં પ્રવેશ કર્યો છે ત્યારથીજ આપણા વીરત્વથી મુગ્ધ બનીને વિજયદેવી આપણને વરી ચુકી છે; માટે આપણે નિરાશ થવાની જરૂર નથી. જો આજના યુદ્ધમાં આપણે જીવના જોખમે પણ વિજયી થઇશું તો પછી રાજસ્થાનમાં કોઇ આપણી વિરુદ્ધતા કરવાનું સાહસ કરશે નહિ. આપણે અહિંથી પહાડ ઉપર ચઢી યુદ્ધ કરવા

જઇશું તો શત્રુઓ આપણો પરાજય સહેલાઇથી કરી શકશે; માટે થોડા સૈનિકો અહિં રહીને યુદ્ધ કરો અને થોડા સૈનિકો મ્હારી સાથે ચાલો. આપણે બીજે રસ્તેથી શત્રુઓની પાછળ જઇ પહોંચી તેમનો સંહાર કરીશું. વળી આજે કેટલીક રજપૂતાણીઓ પણ યુદ્ધ કરવાને આવેલી છે. યુક્તિ પ્રયુક્તિથી જો આપણે તેમને કેદ પકડી શહેનશાહ ખલિફાને મોકલીશું તો તેઓ આપણા ઉપર પ્રસન્ન થયા સિવાય રહેશે નહિ; વળી ખલિફા પ્રસન્ન થશે એટલે આપણું રાજસ્થાનમાં થયેલું આગમન પણ સાર્થક થશેજ; માટે એક ભાગના સૈનિકો સત્વર મ્હારી સાથે ચાલો.”

તરતજ યવન સૈન્યના બે ભાગ પડી ગયા. એ બે ભાગ પૈકીના એક ભાગના સૈન્યને સાથે લઇને સેનાધિપતિ મહમ્મદખાન બીજે રસ્તેથી આગળ વધ્યો. આ બીજો માર્ગ અડધા માઇલ સુધી ગયેલો હતો અને એ અડધો માઇલ ગયા પછીથીજ પહાડ ઉપર ચઢવાનો માર્ગ આવતો હતો. મહમ્મદખાન પોતાના સૈન્યસહ એ માર્ગેથી પહાડ ઉપર જઇ પહોંચ્યો. યવન સૈનિકો ‘દીન દીન! કાફરોને મારો કાપો.’ એવો પોકાર કરવા લાગ્યા. આમ છતાં રજપૂત સૈનિકો સહજ પણ ગભરાયા નહિ. કેશરીસિંહ અને વિજયસિંહની સરદારી નીચે તેઓ ઘણીજ બહાદુરીથી યુદ્ધ કરતા હતા.

યવનોને અન્યમાર્ગેથી પહાડ ઉપર ચઢી આવેલા જોઇ રજપૂતોએ પહાડ નીચેના યવન સૈનિકો ઉપરની તીરવૃષ્ટિ બંધ કરી, પાછા ફરી પહાડ ઉપર આવેલા યવન સૈનિકો સાથે યુદ્ધ કરવા માંડયું. સમશેરો સૂર્યના પ્રખર પ્રકાશમાં પ્રકાશવા લાગી, ભાલાઓ ઉછળવા લાગ્યા, ઘાયલ થતા સૈનિકોની હૃદયભેદક કારમી બુમો, હથિયારોનો ખડખડાટ, તીરોનો સણસણાટ, સરદારોનાં ઉત્સાહ-

વચનો વગેરેથી ચારે દિશાએ ભયંકર કોલાહલ થઇ રહ્યો. આજ સુધી થયેલાં સઘળાં યુદ્ધમાં આજનું યુદ્ધ ઘણું ભયંકર હતું. ઉભય પક્ષના સૈનિકો આલોકની માયા મમતાનો પરિત્યાગ કરી યુદ્ધ કરતા હતા.

શૂરી રજપૂતાણીઓએ પણ આ ભીષણ સંગ્રામમાં ઝંપલાવ્યું હતું. ભીમાદેવી વારંવાર અન્ય રજપૂતાણીઓને ઉત્તેજિત કરવાના હેતુથી કહેતી હતી કે;—"શૂરવીર બ્હેનો! આજે આપણે શત્રુઓને આપણું સંપૂર્ણ શૌર્ય દર્શાવવાનું છે. જે યવનોએ આપણા આત્મીય સ્વજનોનો ક્રૂરતાથી સંહાર કર્યો છે તેમનો સંહાર કરતાં તમે સહજ પણ સંકોચાશો નહિ. જો આજે કદાચ શત્રુઓ સાથે યુદ્ધ કરતાં આપણો જીવ જશે તો આપણી સ્વદેશપ્રીતિનું ઉદાહરણ ભારતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાશે; માટે આપણા દેશને માટે, આપણા ધર્મને માટે અને આપણા અંતરમાં ઉપજેલા પ્રચંડ વૈરની વસુલાત લેવાને માટે શત્રુઓનો સંહાર કરો અને સ્વર્ગમાં જાઓ."

બરાબર સંધ્યાકાળ સુધી આ ભીષણ યુદ્ધ ચાલ્યું. આ સમય દરમ્યાન ઉભય પક્ષના અસંખ્ય સૈનિકો માર્યા ગયા. ભીમાદેવીએ પણ આ યુદ્ધમાં પોતાનો પ્રાણ ત્યાગ્યો. પ્રભાવતી અને વિમળા યવનોના પંઝામાં ફસાઇ પડી અને તેઓ બન્ને નિરુપાયે યવન સૈન્યની કેદી થઇ. અદ્યાપિપર્યન્ત આ પ્રકાર શૂરવીર વિજયસિંહના જાણવામાં આવ્યો નહોતો. ભીમાદેવીની સાથે બીજી પણ અનેક રજપૂતાણીઓએ આ યુદ્ધમાં પોતાની જીવનલીલા પૂર્ણ કરી; છતાં અંતે કેશરીસિંહ, વિજયસિંહ અને અન્ય બહાદુર રજપૂતોની સ્હામે યવનસૈન્ય વિશેષ સમય સુધી ટક્કર ઝીલી શક્યું નહિ. યવન સૈનિકો અંતે જીવ બચાવવાના હેતુથી નાશભાગ કરવા લાગ્યા. રજપૂતો

પણ વિજયગર્વથી ગર્વિત બનીને 'જય મહારાણા કેશરીસિંહનો જય, 'જય રાજકુમાર વિજયસિંહનો જય' એવી વિજયગર્જનાઓ કરવા લાગ્યા. છેવટે યવન સેનાધિપતિ મહમ્મદખાન પણ વિજયની આશાનો ત્યાગ કરીને પોતાના બાકી રહેલા સૈન્ય સાથે પલાયન કરી ગયો અને અજમેર રાજ્યના પહાડી પ્રદેશમાં છુપાઇ ગયો.

આજના યુદ્ધમાં રંભાએ અપાર પરાક્રમ દર્શાવ્યું હતું. તેણે અસંખ્ય શત્રુઓને કાપી નાખ્યા હતા છતાં તેના પોતાના અંગ ઉપર એક પણ ઘા થયો નહોતો.

આ વિજયપ્રાપ્તિના વર્તમાન જ્યારે કિલ્લામાં જઇ પહોંચ્યા ત્યારે સૌના આનંદનો પાર રહ્યો નહિ. જે કિલ્લો ઘણા દિવસથી શોકાતુર જણાતો હતો તે જાણે કે આજે વિજયગર્વથી હસતો હોય એવો ભાસ થતો હતો!

---

## પ્રકરણ ૩૮ મું.

---

### ગુલજાર.

ભાગ્યમાં જો દુઃખ ભોગવવાનુંજ નિર્માણ થયેલું હોય છે તો તેનું ખંડન કોણ કરી શકે છે? સમશેરજંગના ભાગ્યમાં પણ દુઃખ ભોગવવાનું નિર્માણ થયેલું હોવાથી તે પહેરેગીરને લાલચ કિંવા દ્રવ્ય-લોભ દર્શાવીને પણ કાંઇ જાણી શક્યો નહિ.

સમશેરજંગે પહેરેગીરના કહેવા ઉપરથી વિચાર્યું કે:—"મધ્યાન્હકાળનો વખત લગભગ વીતી જવા આવ્યો છે. અરેરે! આ

લોકોના અંતરમાં સહજ પણ માયા મમતા નથી કે શું ? ભૂખ તેમજ તરસથી મ્હારો જીવ જાય છે. છતાં હજી સુધી કોઇ મ્હને ખાણું આપવા આવ્યું નહિ.”

એવામાં એ અંધકારમયી ઓરડીમાં એકાએક ક્ષીણ પ્રકાશ જોવામાં આવ્યો. અત્યાર સુધી ભીષણ અંધકારમાં રહીને સમશેર-જંગ અસ્થિર બની ગયો હતો–તેનો જીવ વ્યાકુળ બની ગયો હતો. અંધકારમયી ઓરડીમાં એકાએક ક્ષીણ પ્રકાશ જોવામાં આવતાં તેણે એમ વિચાર્યું કે, તેની ભાગ્યદેવી તેના ઉપર પ્રસન્ન થઇ છે!

ઓરડીમાંની સઘળી વસ્તુઓ એ ક્ષીણ પ્રકાશની સહાયતાથી જોવામાં આવતી હતી. સમશેરજંગે જોયું કે એ પ્રકાશ ઉપરના ભાગમાંથી આવતો હતો; તેથી તેણે વિચાર્યું કે, તેને જમીન નીચે આવેલા ભોંયરામાંની ઓરડીમાં કેદ કરવામાં આવ્યો છે. આ ઓર-ડીમાં પ્રકાશ પહોંચાડવાને માટે ઉપરની છતમાં કોઇ સ્થળે ન્હાનું જાળીઉં હોવું જોઇએ.

એ ઓરડીમાંની વસ્તુઓ જોવામાં આવતાંજ સમશેરજંગનું સર્વાંગ કંપી ઉઠયું. આશ્ચર્યચકિત અને ભયભીત બની જઇને તેણે જોયું કે તેને એક જુના ખાટલામાં સૂવાડવામાં આવ્યો છે. ખાટ-લામાં જે ચટાઇ બિછાવવામાં આવી હતી તેમાંથી પણ ઘણી દુર્ગંધ આવતી હતી. આ ઓરડીમાં કેટલાંક મૃત મનુષ્યોની ખોપરીઓ, હાડકાંઓ વગેરે અવ્યવસ્થિત રીતે પડયું રહ્યું હતું. આવો ભીષણ દેખાવ જોવામાં આવતાં સમશેરજંગના ભયનો પાર રહ્યો નહિ. તેણે વિચાર્યું:—“ આ કયા પિશાચ પુરુષનું નિવાસસ્થાન હશે? આ સ્થાનનું ગુપ્ત રહસ્ય હું કોને પૂછું? પેલો પહેરેગીર તો એક વખત દર્શન દઇ અદ્રશ્ય થઇ ગયો ! ભીષણ અંધકારમાં તે કયાં

જતો રહ્યો એ સુદ્ધાં હું જાણી શક્યો નહિ. એ મનુષ્ય હતો કે પિશાચ તેનો નિર્ણય સુદ્ધાં હું કરી શક્યો નહિ. આવી રીતે મ્હને અપાર દુઃખ દઇ મૃત્યુના મુખ પાસે લઇ જવામાં તેમનો શો ઉદ્દેશ હશે ? જો તેઓ લૂંટારા કે ખૂની હોય તો તેઓ મ્હને આવી રીતે કેદ શા માટે કરી રાખે ? જો તેમનો મ્હને મારી નાખવાનોજ વિચાર હોત તો ગઇ કાલે જ્યારે હું માદક શરબત પાન બેશુદ્ધ બની ગયો હતો ત્યારેજ તેઓ સહેલાઇથી મ્હારો જીવ લઇ શકત; વળી મ્હારી પાસે છે પણ શું ? મ્હારી પાસે માત્ર બે સોના મહોરો સિવાય બીજું કાંઇ નથી આટલા નજીવા દ્રવ્ય માટે તેઓ મ્હારા જીવનનો નાશ શા માટે કરે ? અરેરે ! હું કાંઇ સમજી શકતો નથી."

સમશેરજંગ આવા વિચારો કર્યા કરતો હતો એવામાં એ ઓરડીનું દ્વાર ઉઘાડી એક સુંદરી તેની પાસે આવીને ઉભી રહી. સુંદરીએ કહ્યું:—"કેમ કોટવાલસાહેબ ! હવે મ્હારાં વચનો યાદ આવે છે કે ?"

સમશેરજંગે કહ્યું:—"જો તમારું કહેવું મ્હેં સાંભળ્યું હોત તો મ્હારી આવી દશા થાત નહિ; પરંતુ તમે કોણ છો ?"

"મ્હારો પરિચય પામ્યાથી આપને શો લાભ છે ? જો આપને અતિ ઉત્સુકતા હોય તો હમણાં એટલુંજ જાણી રાખો કે મ્હારું નામ ગુલજાર છે."

"ગુલજાર ! વાહ, ઘણું સુંદર નામ છે ! બીબી, હું તમને વિનંતિ કરીને કહું છું કે હું ક્યાં છું તે તમે મ્હને કહો ?"

"એ જાણવાથી આપને શો લાભ છે ?"

"ત્યારે એ વાત મ્હને કહેવામાં અડચણ પણ શી છે ?"

" તમે લૂંટારાના કેદખાનામાં છો."

" એ લૂટારો કોણ છે ?"

" મુબારકખાન."

" મુબારકે મ્હને કેદ શા માટે કરી રાખ્યો છે ?"

" તમે તેને કેદ પકડવાના પ્રયત્નો કરતા હતા તેથીજ તેણે તમને કેદ કર્યા છે."

" બીબી, આ સઘળી હકીકત તમે કેવી રીતે જાણી શક્યાં ? હું કોણ છું એ તમે જાણો છો કે ?"

' હા જાણું છું. જે રાત્રે મ્હેં આપને સાવધાન કર્યા તે રાત્રે આપ કોણ છો એ હું જાણતી નહોતી–પછીથી જાણી શકી છું.'

" કેવી રીતે જાણી શક્યાં છો ? "

" મુબારકની પાસેથીજ જાણી શકી. "

" મુબારક સાથે તમારો શો સંબંધ છે ?"

" એ હું આપને કહીશ નહિ."

' આ ગુપ્ત મકાનમાં પીરમન્દખાન નામનો કોઇ વૃદ્ધ પુરુષ રહે છે કે ? "

" ના."

" ત્યારે હું અહિં આવ્યો ત્યારે પીરમન્દખાન નામના પુરુષે મ્હારો સત્કાર કર્યો હતો."

" એ પીરમન્દખાન અને મુબારકખાન એકજ વ્યક્તિ છે."

" શું મુબારક વેષ બદલવામાં આટલો બધો ચતુર છે ?"

" હા વેષ બદલવામાં એ અદ્વિતીય છે એનું પ્રમાણ આપે આપની આંખોએ જોયું છે. આપ મક્કા નગરના કોટવાલ હોવા છતાં મુબારકની ચાલાકીને સમજી શક્યા નથી."

"ખરું છે; મુબારક અદ્દભુત શક્તિ ધરાવે છે એ માટે હવે મ્હારા મનમાં સહજ પણ સંદેહ રહ્યો નથી. વારુ, હવે કહો જોઇએ કે તમ શા માટે આવ્યાં છો ?"

"આપને ખાણું પહોંચાડવાને આવી છું."

"ખાણું ક્યાં છે ?"

"મ્હારા પાસેજ છે."

"હું ખાઇશ કેવી રીતે ? મ્હારા હાથ દોરડાથી બાંધેલા છે!"

"હું આપના હાથ છૂટા કરું છું."

આમ કહીને ગુલઝારે સમશેરજંગના હાથ છૂટા કર્યા. પછીથી તેણે મૃદુસ્વરે એક સીટી વગાડી. અલ્પકાળમાંજ એક નોકર ખાણું અને પાણી લઇ આવ્યો તથા ખાણું તેણે સમશેરજંગ પાસે મૂક્યું. પછીથી ગુલઝારે તેને નેત્રસંકેત કર્યો એટલે તે ચાલ્યો ગયો.

નોકર ચાલ્યો ગયો એટલે સમશેરજંગે પોતાની પાસે પડેલા ખાણાને બુભુક્ષુની માફક ઇન્સાફ આપ્યો ! પછીથી તે જળપાત્રમાંનું સઘળું જળ પી ગયો. તત્પશ્ચાત્ તેણે કહ્યું:—"હા શ. હવે જીવ ઠંડો થયો. ગુલજાર બીબી ! ખુદા તમારું કલ્યાણ કરો સ્ત્રી જાતિનું હું ઘણું સંમાન કરું છું. નારી સાક્ષાત દયાનીજ મૂર્ત્તિ છે; તેનું પ્રમાણ તમે છો. ખુદા તમારા મનની કામના પૂરી કરો. "

ગુલઝારે કહ્યુ:—"સાહેબ ! ઘણા દિવથી મ્હારા મનમાં એક પ્રકારનો સંદેહ છે કે વાસ્તવિક રીતે પુરુષ નારીનું સમ્માન કરતો નથી યા તો નારીનું સન્માન કેમ કરવું એ જાણતો નથી. નારીના ઉપર પુરુષ માત્ર જુલ્મ ગુજારવોજ જાણે છે. નારીના સૌન્દર્યના તેજથી આકર્ષાઇને તે વિવિધ પ્રકારનાં પ્રલોભનોથી નારીના સર્વસ્વનો નાશ કરે છે. એ સઘળી વાત હમણાં જવા દો. સ્વાર્થ

સિવાય મનુષ્ય આ જગતમાં કોઇ પણ કાર્ય કરતું નથી. હું પણ એક સ્વાર્થ સિદ્ધ કરવાને માટે આજે આપની પાસે આવી છું."

"તમારો શો સ્વાર્થ છે? તમે આટલાં બધાં દયાળુ છો—કરુણામયી છો! મ્હારા ખાનપાનની વ્યવસ્થા કરી આજે તમે મ્હારા જીવનનું રક્ષણ કર્યું છે. તમારી આવી દયાને માટે તમારી પાસે હું ઘણો કૃતજ્ઞ છું. કહો જોઇએ કે હું કેવી રીતે તમને ઉપયોગમાં આવી શકું તેમ છું?"

અલ્પકાળ સુધી કાંઇ વિચાર કરીને ગુલજારે કહ્યું:–"ખાનસાહેબ! આપ મ્હોટા અધિકારી છો. આપના યશનો સર્વત્ર વિસ્તાર થયેલો છે મક્કાના દુષ્ટ લોકો આપનું નામ સાંભળતાંજ કંપી ઉઠે છે; પરંતુ ભાગ્યચક્રની ગતિના પ્રભાવે આજે આપ બહાદુર લૂંટારા મુબારકના કેદી થયા છો. વળી જીવનપર્યન્ત હવે તમે આ કેદમાંથી મુક્ત થઇ શકશો કે કેમ એ માટે પણ સંદેહ રહે છે."

સમશેરજંગે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"તમે ખુદાની શક્તિ ઉપર વિશ્વાસ રાખતાં નથી?"

ગુલજાર:—કેમ ન રાખું? પરંતુ મુબારકખાન વૈર લેવામાં બહુ શૂરવીર છે. જ્યાં સુધી આપ જીવતા હો ત્યાં સુધી એ નિષ્કંટક થઇ શકે તેમ નથી. આ જુઓ, આ ઓરડીમાંજ તેના શત્રુઓનાં હાડપિંજરો પડેલાં છે!

સમશેર:–ત્યારે શું એ નિષ્ઠુરતાથી મ્હારું ખૂન કરશે?

ગુલજાર:—આપની ધારણા કાંઇ અસંભવ નથી. શત્રુનો નાશ કરવાને માટે એ સઘળું કરી શકે તેમ છે! જો કે એ પોતાને હાથે આપનું ખૂન નહિ કરે; પરંતુ એના મુખ્ય સાથીદાર યુસફનો મ્હને

બણો ભર રહે છે. યુસફના જેવો નિષ્ઠુર શયતાન જગતમાં ભાગ્યે બીજો એક પણ હશે !

સમશેરઃ—હવે તમે તમારે મ્હને જે વાત કહેવી હોય તે કહોને.

ગુલજારઃ—હું સઘળી હકીકત આપને કહું છું. જ્યારે આટલું દુઃખ વેઠીને હું અહિં આવી છું ત્યારે હું કોઇ પણ વાત છુપાવીશ નહિ. મુબારક કોઇ જરૂરી કાર્યને લીધે અન્ય સ્થળે ગયેલા છે. આવો સુયોગ મળવાથીજ હું આપને માટે ખાણું લઇ આવી છું.

સમશેરઃ—વારુ, હવે તમારે જે કહેવું હોય તે સત્વર કહો. વિલંબ કરવાનું પ્રયોજન નથી. મુબારક બ્હારથી ક્યારે પાછો આવી પહોંચશે તે કોણ જાણે છે !

ગુલજારઃ—મ્હારે એજ કહેવું છે કે, મુબારકખાન લૂંટારા હોવા છતાં હું મ્હારા જીગરથી તેમ ચ્હાઉં છું. શા માટે ચ્હાઉં છું તે બરાબર કહી શકતી નથી. કોટવાલસાહેબ ! હજરતનું નામ લઇને આપ પ્રતિજ્ઞા કરો કે આપ મુબારકનું કાંઇ અનિષ્ટ કરશો નહિ. મ્હારી સમક્ષ આવી પ્રતિજ્ઞા કરશો તો હું આપને મુક્ત કરીશ. હવે કહો કે જીવનપર્યન્ત આપ મુબારકનું અનિષ્ટ કરવાનો પ્રયત્ન નહિ કરોને ?

સમશેરઃ—ગુલજારબીબી, એક લૂંટારા ઉપર તમે આટલો બધો પ્રેમ રાખો છો ? એક નિષ્ઠુર નરપિચાશ શયતાનની તમે ઇશ્વર સમજી પૂજા કરો છો ?

ગુલજારઃ-હા ! મ્હારી દૃષ્ટિમાં એ દેવતા છે. એ મ્હને પોતાનો પ્રેમ સમર્પણ કરવા-મ્હને ચ્હાવા આવે છે; પરંતુ હુ તેમનો સ્નેહ સ્વીકારતી નથી. એ મ્હને મ્હારાં માબાપ પાસેથી ઉપાડી લાવ્યા છે; છતાં હું મ્હારા અંતરની ચિંતા અન્ય કોઇને જાણવા દેતી નથી.

મુબારક મ્હારા પ્રત્યે ગમે તેટલો અત્યાચાર કરે તોપણ તેમનો જીવ ઘણો ઉદાર છે. એ પોતાના સ્વાર્થને માટેજ લુંટફાટ કરતા નથી. અસંખ્ય દીન દરિદ્ર તેમજ કંગાલ મનુષ્યોનો જીવનનિર્વાહ મુબારકના દ્રવ્યથીજ ચાલે છે. હવે જવા દ્યો એ સઘળી વાત. મ્હારા ઉપાસ્ય દેવતા મુબારકના ગુણાવગુણનો વિચાર હું પોતેજ એકાન્તમાં કરીશ. હવે મ્હને કહો જોઇએ કે આપ મ્હારું કહેવું કબૂલ કરો છો કે નહિ ?

સમશેરજંગે થોડા સમય સુધી પોતાના અંતરમાં કાંઇ વિચાર કરીને કહ્યું:—" ગુલજારબીબી ! જે મુબારક બાદશાહજાદીને ઉપાડી લાવ્યો છે—જેની બાદશાહજાદીને પોતાની બીબી બનાવવાની ઇચ્છા છે એ ઇંદ્રિયદાસ મુબારકને તમે તમારો ઉપાસ્ય દેવતા ગણો છો ? ના ના—હું તમારું કહેવું કબૂલ કરી શકતો નથી."

ગુલજાર:—ત્યારે તો તમારા મૃત્યુને ત્રિભુવનમાં કોઇ અટકાવી શકે તેમ નથી.

સમશેર:—ભલે મ્હારું મૃત્યુ થાય; કિન્તુ સરકારનો વિશ્વાસુ નોકર થઇ હું નિમકહરામી કરી શકીશ નહિ. ગુલજારબીબી, મુબારકે શું નથી કર્યું ? ખલિફાના શાન્તિમય રાજ્યમાં તેણે અશાન્તિ ઉત્પન્ન કરી છે. બાદશાહજાદીને ઉપાડી લાવી તેણે જાણી જોઇને મૃત્યુદેવીને પોતાની પાસે બોલાવી છે. હું ખલિફાનો વિશ્વાસુ નોકર છું. મ્હારા જેવા બીજા વિશ્વાસુ નોકરોનો પણ રાજ્યમાં અભાવ નથી. હું મ્હારું કર્ત્તવ્ય બજાવતાં મૃત્યુ પામીશ તો મ્હારી જગ્યા અન્ય કોઇ વિશ્વાસુ માણસને મળશે. હું વિશ્વાસઘાતકતા તો કદાપિ નહિ કરી શકું; છતાં તમારાં જેવાં દયાળુ દેવીની અન્ય કોઈ વિનંતિ હું અવશ્ય માન્ય કરીશ. કહો ગુલજારબીબી, કે બીજું શું કરીને હું તમારા અંતરને પ્રસન્ન કરી શકું તેમ છું ?

ગુલજાર કાંઇ બોલી નહિ તેણે સ્થિરતાથી થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યા પછી કહ્યું:—“ સાહેબ ! હુ આપને વિચાર કરવાને માટે ચોવીસ કલાકનો વખત આપું છું. આ જગતમાં માત્ર ખુદા સિવાય બીજું કોઇ આપને કાળના કરાળ મુખમાંથી બચાવી શકે તેમ નથી. જો આપ આપના મૂલ્યવાન્ જીવનના બદલામાં મુબારકનું જીવન મ્હને સમર્પણ કરો તોજ હુ આપનું રક્ષણ કરી શકું. મુબારક ત્રણ દિવસને માટે બ્હાર ગયેલો છે. હુ આપને વિચાર કરવાને માટે ચોવીસ કલાકનો સમય આપું છું. કાલે બરાબર આ સમયેજ હુ પુનઃ આપની પાસે આવીશ. હું આશા રાખું છું કે એ સમયે આપ મ્હારી આ ન્યાયયુક્ત વિનંતિ માન્ય કરશોજ. વળી એ સાથે હુ આપને એટલું પણ કહી રાખું છું કે, હુ જો મુબારકને ખરા જીગરથી ચ્હાતી હોઇશ, રમણીમાં જો કોઇ પણ શક્તિ હશે, પ્રેમનો જો પ્રભાવ હશે, ધર્મનું જો પ્રકૃત સત્વ હશે તો હું મુબારકને એક દિવસે મ્હારી શક્તિને આધીન બનાવી હું તેમને નરાધમને બદલે દેવતા બનાવીશ—લૂંટારા મુબારકની જીવનગતિ બદલાવી નાખીશ. આપનાથી જે કાર્ય નથી થઇ શકતું તે હુ પોતે આપને કરી બતાવીશ.”

આમ કહી, ઉત્તરની રાહ જોયા સિવાય ઉન્માદિની ગુલજાર ચંચળગતિથી ત્યાંથી ચાલી ગઇ. તે સાથે એ ગુપ્ત ઓરડીનું દ્વાર પણ બંધ થયું. ઉપરથી આવતો ક્ષીણ પ્રકાશ અદ્રશ્ય થઇ ગયો. સમશેરજંગે સ્વગત કહ્યું:—“ વિધાતાની સૃષ્ટિમાં આ નવી વિચિત્રતા છે ! આ ગુલજાર ઘણી અદ્દભુત સ્ત્રી જણાય છે ! ! ”

---

# પ્રકરણ ૩૯ મું.

## ક્રોધાગ્નિની જ્વાળા.

સંધ્યાકાળનો સમય હતો. શીતળ વાયુ ઉદ્યાનમાં વિકસિત થયેલાં વિવિધ પુષ્પોની સુગંધ હરી લઇને વિહરતો હતો. પશુપંખીઓ પોતાના નિવાસસ્થાન તરફ પાછાં ફરતાં હતાં ભગવાન્ સૂર્યદેવ પશ્ચિમાકાશમાં ઉતરી પડયા હતા. આવા મનોહર સમયે જનાનખાનામાં આવેલા એક વિશાળ રંગમહેલમાં મકકાનો શહેનશાહ ખલિફા અને તેની પ્રિયતમા સુલ્તાના બેઠાં બેઠાં સંગીત સાંભળતાં હતાં. વચ્ચે વચ્ચે સુરાપાનની ક્રિયા પણ ચાલતી હતી. બે પરિચારિકાઓ ખલિફાને વાયુ ઢોળતી હતી અને બીજી બે સુલ્તાના બેગમને વાયુ ઢોળતી હતી બીજી બે અપ્સરાઓના જેવી સુંદર તેમજ યુવાન્ બાળાઓ મધુર રસોત્પાદક અને કામોત્તેજક હાવભાવ સાથે ગાતી હતી કેઃ—

" તુમસોં લાગી નજરિયાં હમારીરે-
વાઅદેપે તુમ ન આય તો કુછ હમ ન મર ગએ,
કહેનેકા બાત રહે ગઈ ઔર દિન ગુજર ગએ.
ફુલે ફલે ન આકે ગુલીસ્તાને દહરમેં
હમ વોહ શજર હૈ જો બાગસે બેસમર ગએ.
કયું ન લીની ખબરિયાં હમારીરે—"

સંગીત પૂર્ણ થયું. ખલિફાએ નર્તકીને યોગ્ય ઇનામ આપી સંતુષ્ટ કરી. નર્તકી વિદાય થઇ એટલે ખલિફાએ બીજું એક સુરાપાત્ર સુલ્તાનાના મ્હોં આગળ ધર્યું. સુલ્તાનાએ સ્મિતમુખે એ સુરા-

પાત્રને ન્યાય આપીને કહ્યુ:—"સ્વામિન્! શાહજાદી સંબંધી કાંઇ વિશેષ માહિતી મળી કે? આપ જેવા મ્હોટા શહેનશાહની એકની એક પુત્રીને એક સામાન્ય લૂંટારો ઉપાડી જાય એ શું ઓછી શરમની વાત છે?"

શહેનશાહ ખલિફાએ કહ્યું:—"પ્રિયા! તું જાણે છે કે, લૂંટારા મુબારકની શક્તિ કાંઇ ઓછી નથી. વળી નગર કોટવાલ સમશેરજંગને આઠ દિવસમાંજ મુબારકને પકડી લાવવાની મ્હેં આજ્ઞા કરી હતી; પરંતુ ત્રણ ચાર દિવસથી સમશેરજંગનો પણ પત્તો નથી. હું ધારું છું કે, તે પણ મુબારકની જાળમાં ફસાયો હશે અગર તો પોતાનો જીવ જવાના ભયથી ગુપચૂપ પલાયન કરી ગયો હશે; છતાં તેનું કુટુંબ અહિં હાજર હોવાથી તે મુબારકની જાળમાંજ ફસાયો હશે એવી મ્હારી દઢ માન્યતા છે."

"જો એમજ હોય તો આપે હવે વિશેષ સમય સુધી ગુપચૂપ બેસી રહેવું જોઇએ નહિ. જો વિશેષ સમય સુધી આપણે સ્વસ્થતાથી બેસી રહીશું તો ત્યાં સુધીમાં મ્હારી એકની એક કન્યાનો કદાચ જીવ જવાની સંભાવના છે."

"ત્હારું કહેવું ખરું છે. મુબારકની શોધ કરવાનું કામ હવે મ્હેં મ્હારા માથા ઉપર લીધું છે. થોડા સમયમાંજ હું એ નરપિશાચ મુબારકખાનને કેદ પકડીશ અને તેના પિતાની માફક તેને પણ હાથીના પગો નીચે છુંદાવી નાખી તેનો જીવ લઇશ."

"એમજ થવું જોઇએ. હં, પણ મહમ્મદખાન તરફથી બીજા કાંઇ સમાચાર આવ્યા છે કે?"

"હા, આજેજ એવા સમાચાર આવ્યા છે કે, તેમણે અજમેર સુધીનો પ્રદેશ જીતી લીધો છે; પરંતુ હવે વિશેષ સૈન્યની સહા-

યતા મળયા સિવાય તેઓ બીજો પ્રદેશ તેમજ અજમેરનો કિલ્લો જીતી શકે તેમ નથી. આ સિવાય તેમણે અજમેરરાજની બે પુત્રીઓને પણ કેદ પકડી એક વિશ્વાસુ નોકર સાથે આ તરફ મોકલી છે એ બન્ને રાજકન્યાઓ હવે માત્ર બે ત્રણ દિવસમાંજ અત્રે આવી પહોંચશે."

સુલ્તાનાએ ભ્રકુટી ચઢાવીને કહ્યું:—"ત્યારે હવે તો આ સુલ્તાનાબેગમ આપને અળખામણી થઇ પડશે, કેમ ?"

ખલિફાએ સુલતાનાનો એક હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:—"સુલ્તાના ! મ્હારા જીવનપર્યન્ત તું મ્હને અળખામણી નહિજ થાય. એ બન્ને રાજકન્યાઓને હું ત્હારી ખાસ બાંદીઓ બનાવીશ. અજમેરરાજની કન્યાઓનું અપમાન કરી હું મ્હારા વૈરનો બદલો લઇશ. સુલ્તાના ! તું મ્હારા જીવનનું સર્વસ્વ છે. તું ત્હારા મનમાં કોઇપણ પ્રકારની ચિંતા રાખીશ નહિ."

ખલિફા અને સુલ્તાના આ પ્રમાણે વાતચિત કરતાં હતાં એવામાં લૂંટારા મુબારકે મોકલેલું કબુતર મહમ્મદ ત્યાં આવી પહોંચ્યું અને તે ખલિફાની પાસેજ પડેલા એક ખાલી આસન ઉપર બેઠું. સુલ્તાનાએ કબુતરના મુખમાં લાલ કાગળ જોઇ આશ્ચર્ય પામીને કહ્યું:—"સ્વામિન્ ! આ કબુતરના મુખમાં લાલ કાગળ જણાય છે !"

ખલિફાની દૃષ્ટિ પણ એ કાગળ તરફ ગઇ. તરતજ તેણે કબુતરના મુખમાંથી એ કાગળ લઇ લીધો. પછીથી જેવો એ પત્ર ઉઘાડી તેણે પત્રલેખકની સહીનું નામ વાંચ્યું કે તરતજ તેનું સર્વાંગ કંપી ઉઠયું. તેના હાથમાંથી એ લાલ પત્ર પૃથિવી ઉપર પડી ગયો. આવો પ્રકાર જોઇ ભયભીત બની જઇને સુલ્તાનાએ પૂછયું:—"કોનો પત્ર છે ?"

"લૂંટારા મુબારકનો." ખલિફાએ આત્મસંવરણ કરી એ પત્ર પાછો ઉંચકી લેતાં લેતાં કહ્યું.

મુબારકનું નામ સાંભળતાંજ, માર્ગમાં એકાએક ભયંકર ફણિધર જોવામાં આવતાં મનુષ્ય જેવી રીતે કંપી ઉઠે તેવી રીતે સુલ્તાના કંપી ઉઠી. અલ્પકાળપર્યન્ત ભયભીત સ્થિતિમાં રહ્યા પછી તેણે પુછ્યું:-"શું લખ્યું છે તે વાંચો જોઇએ."

ખલિફાએ એ પત્ર મ્હોટેથી વાંચી સંભળાવ્યો. એમાંનો એકેક શબ્દ સાંભળવામાં આવતાં સુલ્તાના કંપવા લાગી અને ખલિફાનું મુખમંડળ ક્રોધસૂચક ભાવનું દર્શન કરાવવા લાગ્યું. પત્ર સંપૂર્ણ વંચાઇ રહ્યા પછી ખલિફાએ વીરતાસૂચક સ્વરે કહ્યું:-" જોઇ કે નરાધમની બહાદુરી! મ્હારા નગરરક્ષક સમશેરને પણ તેણે કેદ પકડ્યો છે અને આઠજ દિવસમાં તે તેનું ખૂન કરી તેનું મસ્તક મ્હને મોકલવાનો છે! પણ નહિ, હું તને હવે વિશેષ વખત મળવા દેનાર નથી. જો તું આસ્માનમાં છુપાયો હોઇશ કે પાતાળમાં પેશી ગયો હોઇશ તો પણ હું તને શોધી કાઢી ત્હારા ઉપર મ્હારા કિન્નાની આગ સળગાવીશ. કિન્નાની એ આગમાં હું તને બાળી ભસ્મીભૂત બનાવી દઇશ. તું એક નીચ લૂંટારો મ્હારી કન્યાની આબરૂ ખરાબ કરવાની ઇચ્છા રાખે છે? શું શહેનશાહ ખલિફાને તું એક સામાન્ય માણસ સમજે છે? નહિ નહિ તું ભૂલે છે.

ગઝબથી આગ જે વર્ષાવું તે અજગર છું હું,
જીદમાં તુફાન તો ગુસ્સામા સમંદર છું હું;
હું બાળીશ, ઉડાવીશ. ડુબાવીશ તને
ફરી ગયેલા ત્હારા ભાગ્યનું ચક્કર છું હું"

ખલિફાને આવી રીતે અતિ ઉત્તેજિત બનતો જોઇને સુલ્તા-

નાએ કહ્યું:-" સ્વામિન્! ધીરજ ધારો-આમ અધીરા ન બની જાઓ. શાન્તિ ધારણ કરી આપ જે માર્ગ ઠીક જણાય તે સ્વીકારો."

ખલિફાએ પૂર્વવત્ સ્વરે કહ્યું:-" સુલ્તાના! મ્હારી જાનોજીગર! હવે હું કેવી રીતે શાન્તિ ધારણ કરી શકું? જ્યાં સુધી હું લૂંટારા મુબારકને ઇન્સાફની સમશેરથી ચીરી નાખીશ નહિ ત્યાં સુધી હું શાન્તિ કિંવા ધૈર્ય ધારણ કરી શકીશ નહિ. ક્રોધની આગથી મ્હારું તન બદન અને મન સળગી ઉઠયું છે. દુશ્મનના કબુતરને પણ આજે પૂરતી શિક્ષા કરવાની જરૂર છે." આમ કહીને ખલિફાએ જે આસન ઉપર કબુતર બેઠું હતું તે આસન તરફ જોયું; પરંતુ અત્યાર પૂર્વેજ ચતુર કબુતર ત્યાંથી ઉડી ગયું હતું.

અંતે સુલ્તાનાએ ખલિફાનું સાંત્વન કર્યું.

---

## પ્રકરણ ૪૦ મું.

---

### મુબારક અને ગુલજાર.

લૂંટારો મુબારક પોતાના ગુપ્ત મકાનના બેઠકખાનામાં એક આસન ઉપર બેઠો બેઠો શરબત પીતો હતો. એવામાં રૂપવતી સુંદરી ગુલજાર ત્યાં આવી પહોંચી. મુબારકે પૂછયું:-"ગુલજાર! હજી સુધી તું ઉંઘી નથી ગઇ કે?"

"હજી તમે કેમ ઉંઘી નથી ગયા તે કહોને?" ગુલજારે પ્રતિપ્રશ્ન કર્યો.

"હું ઘણા કાર્યોમાં ગુંથાયલો છું."

"ત્યારે હું પણ ઘણાં કાર્યોમાં ગુંથાયલી છું; પરંતુ તમારાં

કાર્યોથી પારકાંના સર્વસ્વનો વિનાશ થાય છે ત્યારે મ્હારાં કાર્યો કોઇને પણ દુઃખકર્તા થતાં નથી."

"ગુલજાર ! કોણે તને આમ કહ્યું ? હું કોના સર્વસ્વનો વિનાશ કરું છું ?"

"મુબારકખાન ! તમારા મુખ અને નાક ઉપર ઉલ્લાસમય ભાવનું દર્શન હું કરી શકું છું. કવચિત્ તમે દેવતા થાઓ છો તો કવચિત્ શયતાન કરતાં પણ અધમ થતા હોવાથી હું તમારી પાસે આવવાનું સાહસ કરી શકતી નથી."

"ગુલજાર ! હવે તું કયાં સુધી આવો ભાવ ધારણ કરી રાખીશ ?"

"તમે શા માટે મ્હને બંધન કરી રાખી છે ? સ્વતંત્ર પંખિણીને શા માટે પિંજરમાં પૂરી છે ?"

મુબારકે પોતાની છાતી ઉપર હાથ ઠોકીને કહ્યું:—"જાન ! આ હૃદયજ ત્હારું સોનાનું પ્રેમપિંજર છે."

ગુલજારે તિરસ્કારસૂચક સ્વરે કહ્યું:—"સોનાને તમે મૂલ્યવાન્ વસ્તુ સમજો છો; પણ ગુલજાર તેમ સમજતી નથી. ગુલજાર ગરીબ ઝુંપડીનેજ ચ્હાય છે—આપો, મુબારકખાન ! આ ગુલજારને સ્વાધીનતા આપો."

મુબારકઃ—ગુલજાર ! અહિં તું કાંઇ પરતંત્રતામાં નથી.

ગુલજારઃ—તમારી દષ્ટિમાં કાંઇ દેખાતું નથી; પરંતુ મ્હારી પોતાની દષ્ટિથી જોતાં હું સમજી શકું છું કે મ્હારા જેવી પરાધીનતા બીજી કોઇ સ્ત્રીને નહિ હોય. તમારી સામાન્ય બાંદીઓને પણ જેટલી સ્વાધીનતા છે તેટલી સ્વાધીનતા મ્હારે નથી. નિષ્ઠુર ! હૃદયહીન ! તમે ધર્મ સમજતા નથી ને ધર્મનો ઢોંગ કરો છો. તમે

દયા જાણતા નથી ને દયાળુ તરીકે ગણાવાની અભિલાષા રાખો છો. મુબારક ! મ્હને મ્હારાં માતાપિતા પાસે પાછી પહોંચાડી દો.

મુબારકઃ—હું તેમની ઘણી શોધ કરું છું; કિન્તુ તેમનો પત્તોજ લાગતો નથી.

ગુલઝારઃ—તમે જૂઠું બોલો છો–તમે જૂઠા પ્રપંચી ખૂની લુંટારા છો. તમેજ મ્હારાં વૃદ્ધ માતાપિતાને મારી નાખ્યાં હશે.

મુબારકઃ—ગુલઝાર ! એટલું તો ખરું છે કે હું તને ચ્હાઉં છું તેથી હું તને તેમની પાસેથી ઉપાડી લાવ્યો છું; પરંતુ હું દયાળુ ખુદાનું નામ લઇને કહું છું કે મ્હેં તેમને મારી નાખ્યાં નથી. જો હું ત્હારાં માતાપિતાનો ખૂની હોઉં તો આટલા પ્રસન્ન મનથી તને કદાપિ ચ્હાઇ શકુંજ નહિ.

ગુલઝારઃ—જે દિવસે હું તમારાં આ સઘળાં વચનો ઉપર વિશ્વાસ મૂકી શકીશ તે દિવસથી હું પણ તમને ચ્હાઇશ; છતાં અદ્યાપિ મ્હારા અંતરના સંદેહને હું સર્વંશે દૂર કરી શકી નથી. મ્હેં એમ સાંભળ્યું છે કે તમે બાદશાહજાદી જોબેદીનું રૂપ-સૌન્દર્ય જોઇ મુગ્ધ બની ગયા છો ! અરે, એટલુંજ નહિ પરંતુ તમે તેને બાદશાહ નામવર ખલિફાના જનાનખાનામાંથી ઉપાડી લાવ્યા છો તમે મ્હને ખરા જીગરથી ચ્હાઓ છો તેથીજ શાહ-જાદીની પધરામણી અત્રે થઇ છે, કેમ ? !

મુબારકઃ—ગુલઝાર ! તું ભૂલે છે. શાહજાદીને મ્હેં જૂદાજ ઉદ્દેશથી મ્હારી જાળમાં ફસાવી છે. મ્હારા પિતાના રાજદંડથી થયેલા મૃત્યુની વાત તે દિવસે મ્હેં તને નહોતી કહી કે ? પિતાના વૈરનો બદલો લેવાને માટેજ મ્હેં શાહજાદીને તથા કોટ-વાલ સમશેરજંગને કેદ કર્યા છે તેમજ હવે બે ત્રણ દિવસમાંજ

હું ખલિફાને પણ અહિં પકડી લાવનાર છું. તેમની હાજરીમાંજ હું ક્રૂરતાથી તેમની કન્યાની આબરૂ લૂંટીશ. એમની હાજરીમાં આવો જુલ્મ કરવાથી તેઓ મ્હારો જીવ લેવાનો પ્રયત્ન કરશે અને તેમ થશે એટલે આ વીર મુબારક મક્કાધિપતિ ખલિફાને પણ સ્વર્ગનું દ્વાર બતાવશે. ગુલજાર ! હું તને મ્હારા સાચા હૃદયથીજ ચ્હાઉં છું. આજે ઘણા દિવસે મ્હને તું માત્ર આલિંગન તો કરવા દે.

આમ કહીને મુબારક ગુલજારને આલિંગન કરવા આગળ ધસ્યો. ગુલજારે પોતાના પહેરેલા વસ્ત્રમાં છુપાવી રાખેલી એક તીક્ષ્ણ કટાર બ્હાર કાઢી, મુબારકના તરફ ધરી કહ્યું:—" મુબારક ! સાવધાન ! આ કટારની ધાર વિષમય છે. મ્હારી ઈચ્છા વિરુદ્ધ તમે કાંઈ કરશો નહિ—મ્હારા ઉપર બળાત્કાર કરશો નહિ ! હું પઠાણ કન્યા છું. પઠાણ કન્યા પ્રેમનું મૂલ્ય કદાચ નહિ સમજતી હોય; પરંતુ વૈરનું મૂલ્ય તો સમજે છેજ. જ્યાં સુધી તમે મ્હારાં માતાપિતાની શોધ નહિ કરો ત્યાં સુધી હું એમજ સમજીશ કે તમેજ તેમને મારી નાખ્યાં છે. જે દિવસે તમે તેમની શોધ કરવામાં સફળતા મેળવશો તે દિવસે હું તમારી બાંદીની પણ બાંદી થઈશ-તમારા જેવા શયતાનને પણ ઇશ્વર સમજી પૂજીશ."

આમ કહીને ગુલજાર ત્વરિતગતિથી ત્યાંથી ચાલી ગઈ. મુબારકે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—" નારી, ત્હારા હૃદયની શક્તિ કેટલી છે તે હું જોવા માગું છું. અને મ્હારા હૃદયની શક્તિ કેટલી છે એ તને બતાવવા માગું છું હમણાં હું તને કાંઈ કહેવાનો નથી. પ્રથમ હું ત્હારી પાસે કામ કરાવી લઈશ; પછીથી હું જોઈશ કે તું મ્હારી બાંદી થાય છે કે નહિ ? "

આમ કહીને મુબારકે પોતાના શયનમંદિરમાં પ્રવેશ કર્યો; પરંતુ એ રાત્રે તે શાન્તિથી નિદ્રા સુખ ભોગવી શક્યો નહિ. સ્વપ્નમય તંદ્રામાંજ તેની સમસ્ત રાત્રિ પસાર થઇ. એ સ્વપ્નોનો વિષય માત્ર આ ગુલજારજ હતી.

પાઠક ! ગુલજારનું પૂર્વ ચરિત્ર જાણવાની ત્હારી ઇચ્છા છે ? એ ઇચ્છા આ નવલકથાનો દ્વિતીય ભાગ વાંચવાથી પૂર્ણ થશે.

---

## પ્રકરણ ૪૧ મું.

---

### હર્ષમાં શોક.

"હર્ષ શું ઝિન્દગીમાં ને હર્ષ શું હોત મૃત્યુમાં,
પ્રેમના રંગથી જો ના રંગાયું વિશ્વ હોત આ !"

કલાપી.

યવનોને પરાજિત થઇ પલાયન કરી ગયેલા જોઇ ચિત્તોડાધિપતિ કેશરીસિંહ, રાજકુમાર વિજયસિંહ, અન્ય બહાદુર રજપૂતો તથા શૂરી રજપુતાણીઓના આનંદનો પાર રહ્યો નહિ. પરમપવિત્ર રાજસ્થાનની સતી રજપૂતાણીઓએ પણ યવન શત્રુઓને પોતાના શૌર્યનો તેમજ અપુર્વ સ્વદેશભક્તિનો સંપૂર્ણ પરિચય કરાવ્યો હતો. આમ છતાં વિશ્વમાં હમ્મેશાં એવોજ પ્રકાર જોવામાં આવે છે કે, જ્યારે એક સ્થળે આનંદના તરંગો ઉછળી રહેલા હોય છે ત્યારે અન્ય સ્થળે શોકનો વિસ્તાર થઇ રહેલો હોય છે. યવનો ઉપર મેળવેલા વિજયથી સૌનો જીવ જ્યારે આનંદિત હતો ત્યારે બન્ને રાજકુમારીઓના કેદ પકડાયાના વર્ત્તમાન જાણવામાં આવ્યાથી વિ

જયસિંહની ચિંતાનો પાર રહ્યો નહોતો. રાણી કમળાવતી પણ પુત્રીઓ કેદ પકડાયાથી રાત્રિ દિવસ આક્રંદ કર્યા કરતી હતી. પોતાની બન્ને પુત્રીઓને પોતાના શીયળધનનું રક્ષણ કરવાને માટે જીવ ત્યાગવો પડશે એવી રાણી કમળાવતીની દૃઢ માન્યતા હતી.

મધ્યાન્હકાળનો સમય હતો. રાણી કમળાવતી રાજમહાલયમાં આવેલા એક વિશ્રામાલયમાં ચિંતાતુર વદને બેસી રહીને અશ્રુધારાઓ વર્ષાવ્યા કરતી હતી. એવામાં શૂરવાર વિજયસિંહ ત્યાં જઈ પહોંચ્યો. વિજયસિંહ નજરે પડતાંજ રાણીનું હૃદય ભરાઇ આવ્યું. તેણે સજળનયને અને કરુણાપૂર્ણ સ્વરે કહ્યું:—" વિજયસિંહ ! જ્યાં સુધી હું મ્હારી પ્રભા અને વિમળાનું મુખ નહિ જોઉં ત્યાં-સુધી મ્હારા અંતરની ચિંતા સહજ પણ દૂર થવાની નથી. જે યવનો વિલાસના દાસ છે તેમના જુલ્મમાંથી મ્હારા બન્ને કોમળ કાળજાની કન્યાઓ કેવી રીતે આત્મરક્ષણ કરી શકશે ? જાઓ—વિજયસિંહ! મ્હારી આંખોની કીકીઓને સત્વર લઇ આવો. તેમના વિયોગે હું જીવન ધારણ કરી શકીશ નહિ. હવે મ્હારી આ સૃષ્ટિની માયાપુંજીમાં એ મ્હારી માત્ર બે કન્યાઓજ છે."

જો કે વિજયસિંહનું અંતર પણ ચિંતામગ્ન હતું; કિન્તુ આ પ્રસંગે રાણીને સાંત્વના આપવાની આવશ્યકતા વિચારી તેણે કહ્યું:-" માતાજી! ધીરજ ધારો—અહિંની કોઇ પણ પ્રકારની ચિંતા રહેશે નહિ એટલે હું રાજકુમારીઓનો ઉદ્ધાર કરવાને જઇશ. વળી શત્રુઓ ઘણા નિષ્ઠુર હૃદયના છે તો પણ તેઓ કોમળ પ્રાણવાળી રાજ-કુમારીઓનો જીવ લેવાનું સાહસ કિંવા જુલ્મ તો નહિંજ કરી શકે. અહિંની સઘળી વ્યવસ્થા એક બે દિવસમાં કરી હું થોડા ઘણા સૈન્યસહ રાજનન્દિનીઓને મુક્ત કરવાને જઇશ."

કમળાવતીએ કહ્યું:—" રાજકુમાર! હવે તમારા ઉપરજ મ્હારી સઘળી આશા અને વિશ્વાસ છે. જ્યાંસુધી શત્રુઓને અન્ય સૈન્યની સહાયતા નહિ મળી આવે ત્યાં સુધી તેઓ હવે પુનઃ યુદ્ધ કરવા આવે એવો સંભવ નથી. મહાત્મા કહ્લનની ભવિષ્ય વાણી સાચી ઠરી છે. અંતે અજમેરરાજ્યનું વિધર્મીઓના જુલ્મથી રક્ષણ થયું છે. એ માટે તમને તેમજ મહારાણા કેશરસિંહનેજ ધન્યવાદ ઘટે છે. મ્હેં આ રાજ્ય હવે તમનેજ અર્પણ કરવાનો નિશ્ચય કર્યો છે. અને હું આશા રાખું છું કે તમે અત્રેજ રહી અહિંનો રાજ્ય-કાર્યભાર ચલાવશો."

વિજયસિંહે નમ્રતાથી કહ્યું:—" માતાજી! આપનો મ્હારા પ્રત્યેનો આવો અપૂર્વ પ્રેમ જોઇ હું આનંદિત થઉં છું; પરંતુ મ્હારા પિતાજીની સલાહ સિવાય હું કાંઇ પણ કરી શકું તેમ નથી. આપ આપનો વિચાર તેમને લખી જણાવો. તેઓ મ્હને જે આજ્ઞા કરશે તે પાળવામાં હું પાછી પ્હાની નહિ કરું."

કમળાવતીએ કહ્યું:—એ માટે તમે નિશ્ચિંત્ત રહો. મ્હેં અત્યાર સુધીમાં તમારા પિતાની સંમતિ મેળવી લીધી છે. વિજયસિંહ! હું તમને મ્હારા પુત્રના જેવાજ સમજું છું જો અજમેરનો રાજ્ય કાર્યભાર તમે સ્વીકારશો તો હું ઘણી નિશ્ચિંત થઇશ તમારી બહાદુરી આગળ શત્રુઓનું કાંઇ ચાલી શકશે નહિ એવી મ્હને ખાત્રી છે. મ્હારી બન્ને પુત્રીઓ શત્રુઓની કેદમાંથી મુક્ત થઇ આવશે એટલે હું રાજગોર પાસે શુભ દિવસ જોવડાવી તમને સિંહાસન ઉપર પ્રતિષ્ઠિત કરીશ."

" જો પિતાજીની રજા મળી હોય તો આપની ઇચ્છાનુસાર વર્તવામાં મ્હને કશો વાંધો નથી." વિજયસિંહે પણ સંમતિ દર્શાવી.

" મહારાણા કેશરીસિંહજી રંભાદેવીની સાથે આજેજ ચિત્તોડ જવાને ઇચ્છે છે. મ્હેં બીજા થોડા સમયને માટે અહિં રહેવાને તેમને ઘણો આગ્રહ કર્યો; કિન્તુ તેમનો આજેજ અહિંથી વિદાય થવાનો દૃઢ નિશ્ચય છે."

" ભલે ત્યારે હવે અહિં હમણાં કાંઇ ભય જેવું નથી. એમને બેલાશક જવા દો. વળી જરૂર જેવું હશે તો પાછા તેડાવીશું. " વિજયસિંહે ખુલાસો કર્યો.

અલ્પકાળ સુધી બીજી કેટલીક વાતચિત કરીને રાણી કમળાવતી ત્યાંથી ચાલી ગઇ. વિજયસિંહ એકલો બેઠો બેઠો વિવિધ પ્રકારના વિચારો કરવા લાગ્યો. તેણે વિચાર્યું:-" અરેરે ! જો મ્હને પ્રથમથી એવી ખબર પડી હોત કે વિમળા યુદ્ધ કરવાને આવનાર છે તો હું કદાપિ તેને યુદ્ધમાં આવવા દેત નહિ; પરંતુ મ્હારા કમનશિબે એ વાત પાછળથીજ મ્હારા જાણવામાં આવી. હવે મ્હારે કોઇ પણ પ્રકારે બન્ને રાજનન્દિનીઓને યવનોની કેદમાંથી મુક્ત કરવી જોઇએ. વિમળા સિવાય જગતમાં હું હવે સુખ મેળવી શકું તેમ નથી. જો હમણાં વિમળા રાજમહાલયમાં હાજર હોત તો તેણે રજપૂતોના વિજયવર્ત્તમાનની હકીકત સાંભળતાંજ મ્હારા કંઠમાં વરમાળા પહેરાવી હોત; કિન્તુ એ બહાદુર બાળા યવનોના જુલ્મમાં કેવું અસહ્ય દુઃખ ભોગવતી હશે તેની કલ્પના હું કરી શકતો નથી. જેની સેવામાં અનેક દાસદાસીઓ હાજર રહેતાં હતાં, જેને પાણી માગતાં દૂધ મળી આવતું હતું, દુઃખ કેવું હોય છે એનો જેને સ્વપ્ને પણ વિચાર ઉપજયો નહોતો એવી કોમળ રાજકન્યા— મ્હારા પ્રાણાધિક પ્રિયતમા હમણાં કેટલું બધું દુઃખ સહન કરતી હશે?

જે જીવનમોહન પ્રેમદા દુઃખને કદિ જાણે નહિ,
સેવા સ્વીકારે અન્યની, સેવા કરી જાણે નહિ.
શીતળતાને ગ્રીષ્મનો જેણે અનુભવ ના કર્યો,
તેના ઉપર જગદીશ ત્હેં શું દુઃખનો ડુંગર ધર્યો !

દયાળુ દેવ ! મ્હારી વિમળાને દુઃખી ન કરશો. શત્રુઓના જુલ્મમાંથી નિરંતર તેનું સંરક્ષણ કરજો."

## પ્રકરણ ૪૨ મું.

### મૂલ્યવાન્ મોતીની માળા.

મધ્યરાત્રિનો સમય હતો. લૂંગારો મુબારકખાન તેના શયન-મંદિરમાં ચિંતામગ્ન સ્થિતિમાં બેસી રહ્યા હતો. સર્વત્ર ગભીર શાન્તિનો વિસ્તાર થયેલો હતો. આવા સમયે ગુલજારે મુબારકના શયન-મંદિરમાં પ્રવેશ કરીને કહ્યું:—"મુબારકખાન! શું કરો છો ?"

આ ચિરપરિચિત કંઠસ્વર સાંભળી મુબારકે ગુલજાર તરફ જોયું. તેના ચિંતામગ્ન મુખમંડળ ઉપર સ્મિતહાસ્ય ફુટી નીકળ્યું. તેણે કહ્યું:-"ગુલ ! આટલી બધી રાત્રિ વીતી ગઇ છે; છતાં હજી સુધી તું નિદ્રાધીન નથી થઇ ?"

ગુલજારે વિરક્તિસૂચક સ્વરે કહ્યું:-"તમારી પીડાથી રાત્રે પણ હું ક્યાં ઉંઘી શકું તેમ છું ?"

"કેમ, મ્હેં તને શી પીડા કરી ?"

"તમે શું નથી કરતા ? મ્હારા સંબંધી તમે જે જે અન્યાયયુક્ત કાર્યો કર્યાં છે તે તમારાથી ક્યાં અવિદિત છે ? હવે હું આ દુઃખ વેઠી શકતી નથી."

"મ્હારી પાસે આટલા પ્રેમમાં રહ્યા છતાં જો તને દુઃખનો અનુભવ થતો હોય, તથા ત્હારા આહાર તેમજ નિદ્રાનો વ્યાઘાત થતો હોય તો મ્હારા મત પ્રમાણે—"

"તમારા મત પ્રમાણે મ્હારે આ સ્થાનનો ત્યાગ કરવો ઉચિત છે, કેમ ?"

"હા, પરંતુ ગુલજાર ! એટલું નિરંતર સ્મરણમાં રાખજે કે, મ્હારે લાચારીથીજ તને આમ કહેવું પડે છે. ગુલજાર ! હું મ્હારા જીવન કરતાં પણ તને વિશેષ ચ્હાહું છું. તુ જો કે મ્હારી ઇચ્છાને આધીન નથી થતી, તુ મ્હારો તિરસ્કાર કરે છે તો પણ ત્હારું આવું ત્રિભુવનમોહન સ્વરૂપસૌન્દર્ય જોઇને હું દીવાનો બની જઉં છુ. પ્રેમ વસ્તુજ એવી છે કે જેની આગળ મહાન્ બળવાન્ વીર પુરુષોને પણ શિર ઝુકાવવું પડે છે, જે જેને ચ્હાય છે તે તેના સર્વ સુખની કામના કરે છે. ગુલજાર ! મ્હેં ત્હારી આટલી સાધના કરી—ત્હારે માટે આટલો ત્યાગ સ્વીકાર્યો તો પણ તું મ્હારી. થઇ નહિ—મ્હારી થવાનો પ્રયત્ન સુદ્ધાં ત્હેં કર્યો નહિ. ત્હારા અંતરની સત્ય વાત શી છે તે પણ ત્હેં અદ્યાપિપર્યન્ત મ્હને જાણવા દીધી નથી. મ્હારા આ સુવિમળ સ્નેહનું આકર્ષણ જો ત્હારા જેવી સ્વતંત્ર પંખિણીને બંધનમાં ન રાખી શકતું હોય તો જા ગુલજાર ! તુ તને ત્હારાં બે નેત્રો લઇ જાય ત્યાં બેલાશક જા."

આમ કહીને મુબારકે એક રુમાલથી પોતાનાં નેત્રોમાંનું અશ્રુ-જળ સાફ કર્યું. ગુલજાર—પાષાણી ગુલજાર, સ્થિરતાથી મૌન ધારણ કરી વિચારવશ બનીને જ્યાં ઊભી હતી ત્યાંજ ઉભી રહી. અલ્પકાળ સુધી કાંઇ વિચાર કર્યા પછી તેણે કહ્યું:—"એજ ઉત્તમ માર્ગ છે. મુબારકખાન ! મ્હારું જીવન હું સુખમાં જીવન પસાર કરી શકું એ

માટે તમે મ્હને કેટલું દ્રવ્ય આપો છો ?"

મુબારકે વિસ્મિત બની જઇને કહ્યું:-" ત્હારે જેટલું દ્રવ્ય જોઇતું હોય તેટલું આપવાને હું તૈયાર છું. જેને હું મ્હારા જીવનના સુખ દુ:ખની માલિક બનાવવાને ઇચ્છતો હતો તેને હું મ્હારું સર્વસ્વ સુદ્ધાં સમર્પણ કરવાને તૈયાર છું."

ગુલજારે કહ્યું:—" તમે લૂંટારા છો. તમારી પાસે પરદ્રવ્ય છે. એ દ્રવ્યનો ભાગ મ્હને આપતાં તમને બિલકુલ દુ:ખ નહિ થાય?"

આ સમયે કાંઇક કઠોર સ્વરે મુબારકે કહ્યું:—' એની પરીક્ષા કરવી હોય તો તું બેલાશક કર. તું ત્હારા મુખમાંથી માત્ર ત્હારી ઇચ્છા પ્રદર્શિત કર-પછી તું જો કે, મુબારક ત્હારી ઇચ્છા પૂર્ણ કરે છે કે નહિ ?"

ગુલજારે કાંઇ વિચાર કરીને કહ્યું:-"મ્હારે પચાસ હજાર સોના મહોરો જોઇએ છીએ !"

" આટલી બધી સોનામહોરો ! ગુલજાર ! હું તને પચાસ હજાર સોનામહોરોને બદલે પચાસ હજાર રુપિયાનું ઝવેરાત આપીશ. એ ઝવેરાત વેચી નાખીને તું અનાયાસે અપાર ઐશ્વર્યની અધિકારિણી થઇશ. કોઇ પણ ચોર કિંવા લૂંટારો ત્હારું અનિષ્ટ કરી શકશે નાહે. ગુલજાર! મ્હારી સાથે આવ. જો ત્હેં ઇચ્છયું હોત તો તું લાખો મહોરોની માલિક થઇ શકત; પરંતુ મ્હારા કમભાગ્યે એમ નજ બન્યું."

મુબારક આસન ઉપરથી ઉઠી ગુલજારની સાથે પોતાના બેઠી મકાનમાં જવા લાગ્યો.

શયન-મંદિરની પાસેજ એક ગુપ્ત ઓરડો આવેલો હતો. એમાં પણ શયનની વ્યવસ્થા હતી. એ શયનાલયની દિવાલમાં એક સ્થળે મુબારકે જોરથી પોતાનો જમણો હાથ દબાવ્યો. અલ્પકાળમાંજ એ

સ્થાનેથી દિવાલના બે ભાગ થઇ ગયા, અને ત્યાં એક ગુપ્ત દ્વાર દેખાયું. મુબારકે કહ્યું:–" આવ–ગુલ્લજાર ! મ્હારી સાથે આવ. અહિં મ્હારો છુપો ધનભંડાર છે. આ ધનભંડાર આજ સુધીમાં મ્હારા સિવાય બીજા કોઇએ જોયો નથી. હજી પણ હું ત્હારા ઉપર વિશ્વાસ રાખું છું; તને ચ્હાઉં છું; તેથીજ મ્હારો ધન ભંડાર હું આજે તને બતાવું છું. "

ગુલજારે એ ગુપ્ત ઓરડામાં પ્રવેશ કરીને જોયું કે, ત્યાં ચાર પાંચ લોઢાની અને લાકડાની મ્હોટી પેટીઓ હતી.

મુબારકે હાસ્યમુખે કહ્યું:–" ગુલ્લજાર ! ચુની, હીરા, મોતી વગેરે જે કાંઇ જોઇતું હશે તે તને આ લોઢાની પેટીઓમાંથી મળી આવશે. હવે કહે કે ત્હારે શું જોઇએ છીએ !"

ગુલજારે કહ્યું:—"ત્યારે તો મ્હને તમે એક અતિ મૂલ્યવાન્ મોતીની માળાજ આપો."

"ઠીક, આપું છું." કહીને મુબારકે પોતાનાં વસ્ત્રોમાંથી ત્રણ ચાર કુંચીઓ બ્હાર કાઢી. પછીથી એ કુંચીઓમાંથી એક કુંચીનો ઉપયોગ કરીને તેણે એક પેટી ઉઘાડી. તત્પશ્ચાત્ તેણે ગુલ્લજારને ઉદ્દેશીને કહ્યું:–"ગુલજાર ! અહિં આવ અને તને પસંદ પડે તે માળા તું લઇ લે. "

આ વાક્ય સાંભળી કુતુહલને વશ થઇ ગુલજારે આગળ વધીને જોયું તો એ પેટીમાં એક હાથીદાંતની બનેલી ન્હાની પેટીમાં તે ઘણી મોતીની માળાઓ જોઇ શકી. એ માળાઓમાંથી કયી માળા લેવી તેનો કશો નિર્ણય એ કરી શકી નહિ; છતાં ઇચ્છાશક્તિ અનુ-સાર વર્તીને તેણે એ માળાઓમાંથી જે માળા વિશેષ મૂલ્યવાન્ હતી તેજ ઉપાડી લીધી. મુબારકે સ્મિત મુખે કહ્યું:—"ગુલજાર ! જો કે

ત્હારામાં મનુષ્યની પરીક્ષા કરવાની શકિત નથી તોપણ મોતીની માળાની પરીક્ષા કરવાની શકિત તો છે ! તું માળાની પરીક્ષા કરવામાં એક ઉસ્તાદ ઝવેરીથી કાંઇ ઊતરે એવી નથી. હવે જવા દે એ વાત. મુબારક પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે એવો નથી. ત્હેં જે માળા પસંદ કરી છે તેજ હું તને આપું છું; પરંતુ એટલું સ્મરણમાં રાખજે કે, આ મોતીની માળાનું મૂલ્ય પચાસ હજાર રુપિયા કરતાં વધારે છે. એ માળા વેચવાની ત્હારી ઇચ્છા થાય ત્યારે પ્રથમ તું મ્હનેજ ખબર આપજે. હું પોતેજ તને એ માળા વેચી આપીશ. ગુલજાર ! તું આશ્ચર્ય પામીશ નહિ—આ માળાનું મૂલ્ય લગભગ એક લાખ રુપિયા છે."

ગુલજારે આશ્ચર્યચકિત બની જઇને કહ્યું:—" લાખ રુપિયા ? તમે શું કહો છો ? "

મુબારકે કહ્યું:—"હા—લાખ રુપિયા ! ગુલજારની સાથે મુબારક પોતાના જીવનમાં કદાપિ લુચ્ચાઇ નહિજ કરે."

ગુલજારે કહ્યું—"જ્યારે તમારી પાસે આટલી બધી દોલત છે છે ત્યારે પછી તમે લુંટફાટ કેમ કરો છો ? "

" ગુલજાર ! મ્હારી લૂંટફાટ અન્ય પ્રકારની છે મ્હોટા મ્હોટા અમીર ઉમરાવોને, તેમની સ્ત્રીઓ, કન્યાઓ તથા પુત્રોને હું કેદ કરી રાખું છું, તથા તેમની મુકિતના બદલામાં હું તેમની પાસે જે કાંઇ માગું છું તે નિરુપાયે આપીને તેઓ મ્હારી કેદમાંથી મુકત થાય છે. ઉદાહરણ તરીકે ત્હેં આ જે મોતીની માળા પસંદ કરી છે તે મ્હેં આ નગરના મુખ્ય રત્નવણિક દાનેશમન્દખાનને કેદ કરીને મેળવી છે."

ગુલજારે કાંઇ બોલ્યા સિવાય એ મોતીની માળા હાથમાં લઇ લીધી, અને તે તેને ઉલટાવી ઉલટાવીને જોવા લાગી. આ ઉપરથી

તેમજ ગુલઝારના મુખના ભાવ ઉપરથી મુબારક એટલું ચોક્કસ સમજી ગયો કે, હજી પણ એ માળાની કિમ્મત એક લાખ રુપિયા છે એવો તેને વિશ્વાસ બેસતો નથી. આથી મુબારકે કહ્યું:-“ગુલઝાર ! હજી હું ત્હારી સાથે લુચ્ચાઇ કરતો હોઉં એવો ત્હારા અંતરમાં સંશય છે. જો સાંભળ, મ્હારા જીવનમાં કોઇ પણ કાર્ય પ્રસંગે મ્હેં કસમ કિંવા સોગન ખાધા નથી; પરંતુ તને વિશ્વાસ બેસે એટલા માટે હું કસમ ખાવાને તૈયાર છું ! ગુલઝાર ! હું ખુદાના કસમ ખાઇને કહું છું કે આ મોતીની માળાનું મૂલ્ય એક લાખ રુપિયા છે !”

પોતાના મનમાં ને મનમાં કાંઇ વિચારીને ગુલઝારે કહ્યું:-“તમારાં વચનો વિશ્વાસ યોગ્યજ છે. તમારે કસમ ખાવાની જરૂર નહોતી. આ મોતીની માળા આજે હું રહેવા દઉં છું. એને હું લઇશ કે નહિ તેનો ઉત્તર હું તમને આવતી કાલે આપીશ. હું તો તમારી દાનશક્તિની પરીક્ષા કરતી હતી. એમ કરવા જતાં મ્હેં તમારો ગુપ્ત ધનભંડાર પણ જોયો છે.”

મોતીની માળા હાથમાં લઇને ગુલઝાર ત્વરિતગતિથી ત્યાંથી પોતાના શયનાલય તરફ ચાલી ગઇ. મુબારક તેને બીજું કાંઇ કહેવાનો યા તો પૂછવાનો સમય મેળવી શક્યો નહિ. ગુલઝારની મતિ ગતિ પ્રત્યે તે ઘણા દિવસથી લક્ષ્ય રાખતો હતો; તેથીજ ગુલઝારના આવા અદ્ભુત વ્યવહારથી સહજ પણ વિસ્મિત નહિ થતાં તે એ ગુપ્ત ઓરડાને બરાબર બંધ કરી પોતાના શયનમંદિરમાં ગયો.

શયનમંદિરમાં બેઠો બેઠો મુબારક ગુલઝાર સંબંધીનાજ વિચારો કરવા લાગ્યો. તેણે વિચાર્યું કે:-“ગુલઝાર એક અદ્ભુત સ્ત્રી છે ! એનો વ્યવહાર પણ અદ્ભુત છે ! લગભગ બે વર્ષથી તે મ્હારા આશ્રયમાં આવીને રહેલી છે; પરંતુ વિધાતાએ તેને કેવી ઘડી છે-

તેનાં અંતરમાં કેવો ભાવ છે એ અદ્યાપિપર્યન્ત હું જાણી શકયો નથી. કવચિત્ તે સંસારજ્ઞાનશૂન્ય સરળ સ્વભાવની બાળિકાની માફક વર્તે છે અને કવચિત્ ગંભીર જ્ઞાન ધરાવનારી વૃદ્ધ ડોશીની માફક વર્તે છે. એનો મ્હેં એક અત્યાચારી લંપટ પુરુષના પંઝામાંથી ઉદ્ધાર કર્યો હતો. એ નિષ્ઠુર પુરુષ એને ઝેરી માદક પદાર્થ પાઇ બેશુદ્ધ બનાવીને લઇ જતો હતો. તત્પશ્ચાત્ ઘણી મહેનતને અંતે હું પરિચય પ્રાપ્ત કરી શકયો છું કે, એ એક પ્રતિષ્ઠિત ઉમરાવની પુત્રી છે. એની ઘેલાઇનું ચિહ્ન એ છે કે તે કવચિત્ કવચિત્ ઉન્માદિનીની માફક એમ કહે છે કે, "મ્હને મ્હારાં માબાપ પાસે પાછી પહોંચાડી દ્યો." એ એમજ ધારે છે કે, મ્હેંજ નિષ્ઠુરતાથી તેનાં માબાપને મારી નાંખ્યાં છે, અને એવું નૃશંસ કાર્ય કરીને હું તેને ઉપાડી લાવ્યો છું. એટલા માટેજ હું મ્હારા ગુપ્તદૂતો માર્ફત તેનાં માતા-પિતાની ઘણા સમયથી શોધ કરાવું છું. કોઇ કોઇ ગુપ્તદૂતે આવીને મ્હને એવા સમાચાર કહ્યા છે કે, ગુલજારનાં માબાપ પોતાની એકની એક પુત્રીના વિયોગશોકથી ગૃહત્યાગ કરીને ચાલ્યાં ગયાં છે.

"મ્હેં ઘણી સ્વરૂપવતી સુંદરીઓ જોઇ છે. એ સઘળી રમણીઓમાં ગુલજાર સર્વશ્રેષ્ઠ સુંદરી નથી તો પણ તેણે મ્હારા આ પાષાણ પ્રાણ ઉપર જાદુઇ અસર કરી છે. એવી અસર આજ સુધીમાં કોઇ પણ સુંદરીએ મ્હને કરી નથી; પરંતુ જો અત્યાર સુધીમાં ગુલજારે મ્હારી વિનતિ સ્વીકારી હોત તો મ્હારા પિતાના કટ્ટા શત્રુ શહેનશાહ ખલિફાની પુત્રી પ્રત્યે મ્હારો જીવ આકર્ષાત નહિ. હું યુક્તિ પ્રયુક્તિથી ખલિફાને ફસાવીનેજ મ્હારા વૈરની વસુલાત લેત. હજી પણ હું ખલિફાને મ્હારા પંઝામાં ફસાવ્યા સિવાય રહેવાનો નથી. ચાર પાંચ દિવસમાંજ ખલિફાને હું અહિં કેદ પકડી લાવીશ, અને

તેમના દેખતાં તેમની કન્યાની ઇજ્જત લૂંટી મ્હારા વૈરનો બદલો વાળીશ.”

આવા પ્રકારના વિવિધ વિચારોમાં મુબારકે રાત્રિનો ઘણો ખરો સમય જાગ્રત સ્થિતિમાંજ પસાર કર્યો. અંતે વિરામદાયિની સકળ-ચિંતાવિનાશિની નિદ્રાદેવીએ તેની સઘળી ચિંતા તેમજ વિચારોનો અંત આણ્યો.

પ્રભાતકાળે પ્રાતઃકૃત્ય અને સ્નાનાદિથી નિવૃત્ત થઇ ગરમ કૉફી તથા પીસ્તાંથી પરિતૃપ્ત થઇ મુબારક એક પત્ર લખવા બેઠો. એવામાં ગુલજાર તેની પાસે આવીને ઉભી રહી. પછીથી પોતાના વસ્ત્રમાંથી મૂલ્યવાન્ મોતીની માળા બ્હાર કાઢી. મુબારકના હાથમાં આપીને તેણે કહ્યું:-“મુબારકખાન ! આ માળાનું મૂલ્ય કાલે રાત્રે તમે કેટલું કહ્યું હતું ?”

મુબારકે આશ્ચર્ય પામી ગુલજાર તરફ જોઇને કહ્યું:-“ એક લાખ રુપિયા !”

“એ મોતીની માળાની આજે પ્રભાતકાળે મ્હેં કિમ્મત કરાવી છે; પરંતુ એ વાર્ત્તા કહેતાં પહેલાં હું એક વખત જાણવાને ઇચ્છું છું કે, તમારા કેદી સમશેરજંગને મુક્ત કરવાના બદલામાં તમારે કેટલા રુપિયા જોઇએ છીએ ? ”

“ એ વાર્તા જાણવાની ત્હારે શી જરૂર છે ?”

“ જરૂર છે માટે તો પૂછું છું. ”

“ એક લાખ રુપિયા મ્હને મળે તો હું સમશેરજંગને મ્હારી કેદમાંથી છૂટો કરવાને તૈયાર છું.”

“ જુઓ, આપેલી વસ્તુ ઉપરથી દાતાનો અધિકાર ઉઠી જાય છે. તમે આ મોતીની માળા મ્હને દાનમાં આપેલી છે. હમણાં આ માળાની માલિક હું છું. આ માળા હું તમને એક લાખ રુપિયામાં

વેચી દઉં છું એના બદલામાં તમે સમશેરજંગખાનને મુકત કરો."

આ વચનોનો શો ઊતર આપવો તેનો મુબારક નિશ્ચય કરી શકયો નહિ છતાં તેણે આશ્ચર્યચકિત બની જઇને પૂછ્યું:—"સમશેરજંગ ત્હારો કોણ છે? એને માટે તું આટલો બધો સ્વાર્થ-ત્યાગ શા માટે કરે છે? શું તું સમશેરજંગને પ્રથમથીજ પિછાને છે?"

ગુલજારે કઠોર હાસ્ય કરીને કહ્યું;—"લૂંટફાટ કરીને આટલું જર ઝવેરાત મેળવેલું છે છતાં તમે મ્હારી સરળ વાર્તા સમજી શકતા નથી? જે દિવસથી સમશેરજંગને ખાણું પહોંચાડવાનું કાર્ય તમે મ્હને સોંપ્યું છે તે દિવસથી હું તમારી આજ્ઞા પાળું છું. આજે સ્હવારે હું આ માળાની તેમની પાસે કિમ્મત કરાવવા ગઇ હતી. તેમણે બરાબર એક લાખ રૂપિયાની કિમ્મત કરી હતી વળી વિશેષ હકીકત તમારે સાંભળવી છે? સમશેરજંગે મ્હારી સાથે ભાઇ બ્હેનનો સંબંધ સાંધ્યો છે. મ્હેં પણ તેમને મ્હારા ભાઇ માન્યા છે! તમે આ મુલ્યવાન્ મોતીની માળા લઇને મ્હારા નવા ભાઇને તમારી કેદમાંથી મુક્ત કરો એવી મ્હારી તમને નમ્ર પ્રાર્થના છે. હું તેમને સ્વેચ્છાથી મુકત કરી શકત; કેમકે હું જાણું છું કે, જીવનપર્યન્ત તમે મ્હને નારાજ કરો તેમ નથી; કિન્તુ તમે મ્હને મ્હારા ઉપર વિશ્વાસ મૂકીને જે કાર્ય સોંપ્યું છે એમાં વિશ્વાસઘાતિની થવાની મ્હારી ઇચ્છા નથી. હું તમને એક કલાકનો સમય વિચાર કરવાને આપું છું. કલાક પછી હું પાછી તમારી પાસે આવીશ."

આમ કહીને ઉન્માદિની ગુલજાર ત્વરિતગતિથી ત્યાંથી ચાલી ગઇ. મુબારકે તેને વારંવાર બોલાવી; પરંતુ તે પાછી ન જ આવી.

---

# પ્રકરણ ૪૩ મું.

## માદળીઉં.

જો કે ગુલજાર તે દિવસ એક કલાક પશ્ચાત્ પુનઃ આવવાનું કહી ગઇ કિન્તુ તે દિવસે મુબારકને જરૂરી કાર્યપ્રસંગે એજ સમયે બ્હાર ગામ જવાનું હતું, તથા એ વાત ગુલજારને જણાવવાના ઉદ્દેશથીજ તેણે તેને જતી વખતે વારંવાર બોલાવી હતી; પરંતુ ગુલજાર પાછી નહિ આવતાં ચાલી ગઇ.

બરાબર એક કલાક પછી ગુલજાર જ્યારે પુનઃ મુબારકને મળવાને તેના વિશ્રામાલયમાં આવી ત્યારે વિશ્રામાલયના મધ્યભાગમાં પડેલા એક ટેબલ ઉપરથી તેને એક પત્ર મળી આવ્યો. એ પત્રમાં મુબારકે પોતાના જરૂરી કાર્યાર્થે બ્હાર ગામ ગયાની અને ત્યાંથી ચાર પાંચ દિવસ પછી પાછા ફરવાની હકીકત લખી હતી. જતી વખતે મુબારક પોતાને મળી ગયો નહિ એ માટે ગુલજાર ઘણી દુઃખિના થઇ, અને તે સાથેજ તેણે પોતાના અંતરમાં એક દુષ્કર કલ્પના પોષણ કરી;–માત્ર પોષણ કરી એટલુંજ નહિ; પરંતુ એ કલ્પનાને કાર્યના સ્વરૂપમાં પરિણત કરવાને માટે તેનું મન અતિશય વ્યાકુળ બની ગયું. તેણે સ્વગત વિચાર્યું:—' હું સમજી શકતી નથી કે, આ સમશેરજંગને જોયા છે ત્યારથી મ્હારા અંતરમાં માયાનો પ્રવેશ કેમ થયો છે? મ્હારા મનમાં મ્હને સર્વદા એમજ લાગે છે કે, એ મ્હારા પૂર્વ જન્મના કોઇ હતા યા તો આ જન્મના કોઇ છે. કોઇ એક અસ્પષ્ટ મલિન સ્મૃતિ મ્હારા મનમાં હમ્મેશાં એક વાર્ત્તા જાગ્રત કરે છે કે,—" તેઓ મ્હારા કોઇ નિકટના આત્મીય છે." જેથી તેમને કોઇ પણ પ્રકારનું દુઃખ ન પડે-જેથી મુબારક

તેમનું ખૂન ન કરે એવો પ્રયત્ન તું કર. તત્પશ્ચાત્ તું ત્હારા સત્કાર્યનો પૂર્ણ પુરસ્કાર પ્રાપ્ત કરીશ."

આ વિવેકવાણીને અધીના થઇને ગુલઝાર, સમશેરજંગ સર્વ પ્રકારે સુખસ્વચ્છંદતામાં રહી શકે એવો પ્રયત્ન કરતી હતી. મુબારકને ઘણો વિનવીને તેણે સમશેરજંગને પૂર્વપરિચિતા અંધકારમયી ભીષણ કોટડીમાંથી બહાર કાઢી નીચેના એક સુંદર સુસજ્જિત ઓરડામાં રાખ્યો હતો. સમશેરજંગના આહાર સંબંધી ગુલઝાર જે વ્યવસ્થા કરતી હતી એ તે મુબારકથી છુપી રીતેજ કરતી હતી. પોતાને માટે તૈયાર કરેલો ઉત્કૃષ્ટ ખોરાક તે મુબારક જાણી શકે નહિ એવી રીતે સમશેરજંગને પહોંચાડી આવતી હતી. ગુલઝારના આવા પ્રેમપૂર્ણ વ્યવહારથી અને પરિચર્યાના ગુણથી સમશેરજંગ કેટલા દારુણ દુઃખથી કૃશ થઇ ગયો નહોતો!

મુબારકે ગુલઝારને પ્રથમ એમ કહ્યું હતું કે, "આ સમશેરજંગ ઘણો શયતાન પુરુષ છે. એ મ્હને રાજદરબારમાં લૂંટારા તરીકે કેદ પકડી જવાને ઇચ્છે છે-મ્હારો પ્રાણ લેવડાવવાનો તે પ્રયત્ન કરે છે—બાદશાહી ઇનામ મેળવી મ્હોટા માણસ બની જવાની તેની મુચ્છા છે. ગુલઝાર! તું મ્હારા પ્રાણનો પણ પ્રાણ છે- હૃદયનું કાળજું છે. મ્હેં તને રાજરાણીના જેવા સુખમાં મ્હારી પાસે રાખી છે. ત્હારા ઉપર વિશ્વાસ મૂકીને મ્હેં મ્હારું સર્વસ્વ તને અર્પણ કર્યું છે. તું કાળાંતરે પણ વિશ્વાસઘાતકતા નહિ કરે એવો મ્હારા અંતરમાં દૃઢ વિશ્વાસ હોવાથીજ આ શયતાન સમશેરજંગની સંભાળ રાખવાનું કાર્ય મ્હેં તને સોંપ્યું છે; કિન્તુ સાવધાન! મ્હારા કટ્ટા દુશ્મનને છોડી મૂકી તું મ્હારા જીવનને સંકટયુક્ત કરીશ નહિ. જો ત્હારી તેને છોડવાની ઇચ્છા હોય તો મ્હને કહ્યા સિવાય તું તેમ

કરીશ નહિ. ખુદાનું નામ લઇને તું કસમ ખા કે, મ્હારાં આ વચનો તું પાળીશ."

ગુલજારે મુબારકના સમક્ષ કસમ ખાઇને સમશેરજંગની સંભાળ રાખવાનું કાર્ય પોતાના શિર ઉપર ઉઠાવી લીધું હતું; તેથીજ તેણે અદ્યાપિપર્યન્ત સમશેરજંગને મુક્ત કરવાનો પ્રયત્ન કર્યો નહોતો; છતાં તેને સુખમાં રાખવાનો સઘળો બંદોબસ્ત તો તેણે કર્યોજ હતો.

તે દિવસે મુબારક ગેરહાજર હતો. ગુલજાર પણ એકાન્તનું કષ્ટ સહન કરી અસ્થિર બની ગઇ હતી; આથી થોડો સમય વાર્ત્તાવિનોદમાં વ્યતીત કરવાના ઉદ્દેશથી તેણે સમશેરજંગના ઓરડામાં પ્રવેશ કર્યો.

સમશેરજંગ નિશ્ચિંતતાથી ધૂમ્રપાન કરતો હતો, તથા પોતાના અંધકારમય ભવિષ્યની ભાગ્યવાર્તાનો વિચાર કર્યા કરતો હતો. ગુલજારને જોઇ સ્મિતહાસ્ય કરીને તેણે કહ્યું:-" ગુલજારબીબી, આજે આટલાં વ્હેલાં ક્યાંથી આવ્યાં વારૂં ? આજે હજીસુધી મ્હને ક્ષુધાનો અનુભવ થયો નથી."

ગુલજારે હાસ્યવદને કહ્યું:-" હમણાં હું કાંઇ આપનું ખાણું લઇને આવી નથી. આજે આ ભેદી મકાનમાં કોઇ નથી. હું એકાન્તમાં ચુપકીદી ધારણ કરી બેસી રહી શકી નહિ તેથી આપની સાથે થોડો સમય વાર્ત્તાવિનોદમાં વ્યતીત કરવાના ઉદ્દેશથી અત્રે આવી છું."

સમશેરજંગે કહ્યું:-" દયાવતી, મ્હારા પ્રત્યે તમે અપાર કરુણા દર્શાવો છો. તમારા અનુગ્રહથી આ ભયંકર સ્થળે પણ હું યત્‌કિંચિત કષ્ટ સુદ્ધાં અનુભવતો નથી. ગુલજારબીબી, એટલું યાદ

રાખજો કે, જો કદાચ હું મુબારકની કેદમાંથી મુક્ત થઇશ તો તમારાં માતાપિતાની શોધ અવશ્ય કરીશ, અને તમારા ઉપકારોનો બદલો યથાશક્તિ વાળવાનો પ્રયત્ન કરીશ."

સમશેરજંગની શય્યા ઉપર બેસીને ગુલજારે કહ્યું:-"મ્હેં આપની સુખસ્વચ્છંદતાને માટે કાંઇ કર્યું નથી; છતાં આપ મ્હારો ઉપકાર માનો છો એથી આપના અંતઃકરણનુંજ મહત્વ માલૂમ પડે છે. હું જે કાંઇ કરું છું તે માત્ર મ્હારું કર્ત્તવ્ય વિચારીનેજ કરું છું. વીર લૂંટારા મુબારકખાન મ્હારી પાસે પાળેલા હરિણ જેવા છે! હું તેમને જે દિશા તરફ લઇ જઉં છું તે દિશા તરફ તેઓ ગમન કરે છે. હું તેમને જો કોઇ ન રુચતું કિંવા અયોગ્ય કાર્ય કરવાનું કહું છું તો પણ મ્હને પ્રસન્ન રાખવાના હેતુથી તેઓ એ કાર્ય કરે છે. આમ હોવાથીજ હું આપને આટલા સામાન્ય સુખમાં રાખવાને શકિતવતી થઇ છું: છતાં હજી સુધી આપને મુક્ત કરી શકી નથી; કેમકે મ્હેં તેમની આગળ એવા કસમ ખાધા છે કે, તેમની રજા સિવાય હું આપને મુક્ત નહિ કરૂં."

વાર્ત્તાપ્રવાહની ગતિ બીજી દિશામાં પલટાવવાના હેતુથી સમશેરજંગે કહ્યું: "મુબારક કયાં છે?"

"તેઓ કયાં ગયા છે એ હું જાણુતી નથી." ગુલજારે ઉત્તર આપ્યો.

"મુબારક હજી સુધી અવિવાહિત છે કે?"

"એ હું જાણુતી નથી."

"એણે કોઇ સમયે તમારી સાથે વિવાહ કરવાનો સંકલ્પ પ્રદર્શિત કર્યો છે કે?"

"એ જો કદાચ એવો સંકલ્પ પ્રદર્શિત કરે તો પણ મ્હારી

એની સાથે વિવાહ કરવાની ઇચ્છા નથી."

"કારણ ?"

"કારણ એજ કે, એ લૂંટારો છે."

"એ લૂંટારો છે તેથી જો તમારા અંતરમાં તેને માટે તિરસ્કાર હોય તો તમે તેની પાસે શા માટે રહો છો ?"

"એનો સત્ય ઉત્તર હું આપી શકતી નથી. મ્હને એક પ્રકારનો એવો રોગ છે કે, દિવસમાં એક વખત મુબારકખાનનું દર્શન કર્યા સિવાય મ્હને ચેન પડતું નથી.

"ત્યારે તો તમે તેને ચ્હાઓ છો, એમાં સહજ પણ સંશય નથી."

"હું તેમને ચ્હાતી નથી; પરંતુ તિરસ્કારું છું. તેઓ મ્હને વારંવાર એમ કહે છે કે, 'જો હું તને પત્ની તરીકે મ્હારી પાસે રાખી શકું તો ઘણો સુખી થઉં."

"એ વાક્યનો તમે શો ઉત્તર આપો છો ?"

"હું તેમને એમજ કહું છું કે, 'તમે ધનવાન્ છો હું દરિદ્ર છું—રસ્તાની ભિખારિણી છું. તમે નિષ્ઠુરતાથી અસંખ્ય મનુષ્યોનો જીવ લ્યો છો, અને હું લોહીનું દર્શન થતાંજ ભયથી કંપી ઉઠું છું ! તમારી સાથે મ્હારો વિવાહ થઇ શકે તેમ નથી."

"જ્યારે તમે આમ કહો છો ત્યારે એ શું કહે છે ?"

"એ તો એમજ કહે છે કે, 'ગુલઝાર ! મ્હારૂં સમસ્ત ઐશ્વર્ય હું તને દાન આપું છું. જો ત્હારી ઇચ્છા હોય તો ક્ષણ માત્રમાંજ હું એક કંગાલ દીન દરિદ્ર ભિક્ષુક થઇ જવાને તૈયાર છું. જો તું અતુલ ઐશ્વર્યની અધિકારિણી કિંવા સ્વામિની થાય તો પછી મ્હને પતિ તરીકે ગ્રહણ કરે ને ?"

" એનું આમ કહેવું સર્વાંશે વ્યાજબી છે. એ કહે છે તેમ તમે કરો તો તમને શી અડચણ છે ? "

" અડચણ ઘણી છે. એક લૂંટારાની બીબી બનવાની મ્હારી ઇચ્છા નથી. જે પરદ્રવ્ય પચાવીને ધનવાન્ થયા છે તેમના મ્હોટા મહેલમાં રહેવા કરતાં સાધુ ચરિત્ર દરિદ્રની ઝુંપડીમાં રહેવું મ્હને વિશેષ પસંદ છે. મુબારકખાનને મ્હેં સ્પષ્ટ કહ્યું છે કે, " જો તમે તમારું કુબેરના જેટલું ઐશ્વર્ય દાન દરિદ્રોને દાનમાં આપી ઘો તો એક લૂંટારા તરીકે તમારું જે નામ કલંકિત થયું છે તે નામ તમારા અસામાન્ય દાનના મહિમાથી નિષ્કલંક થશે અને એમ થશે તો હું તમારી દાસીની પણ દાસી થઇને રહીશ. "

" તમારાં આ વચનોના ઉત્તરમાં મુબારકે શું કહ્યું ?"

" એજ કે 'હમણાં હું એમ કરી શકીશ નહિ; છતાં નિરંતર હું ત્હારી એક દેવી તરીકે પૂજા કરીશ.' આ વાર્ત્તા મ્હેં પણ માન્ય રાખી છે; કેમકે જ્યાં સુધી મ્હારા માતાપિતાનો પત્તો ન લાગે ત્યાં સુધી અત્રે રહેવું મ્હેં ઉચિત ધાર્યું છે. "

" તમારાં માતાપિતા ક્યાં છે એ મુબારક જાણે છે ?"

" તેઓ જાણતાંજ હોવા જોઇએ એવી મ્હારી દઢ માન્યતા છે !"

" તમારાં માતાપિતાને નિષ્ઠુર લૂંટારા મુબારકેજ રસ્તાનાં ભિખારી કર્યાં છે કે શું ?"

" ના. તેઓ સંસારની જવાળાથી તેમજ શત્રુઓના જુલમથી આ દેશનો ત્યાગ કરી અન્ય દેશમાં જતાં હતાં. તેમની સાથે બીજાં પણ કેટલાંક માણસો હતાં. રસ્તામાં લૂંટારાઓએ તેમના ઉપર હુમલો કર્યો. એ પ્રસંગે સઘળાં માણસોનું યથાસર્વસ્વ નિષ્ઠુર લૂંટારાઓએ લૂંટી લીધું. હું પણ મ્હારાં માતાપિતાથી છૂટી પડી. તત્પશ્ચાત તેમનો પત્તો લાગ્યો નથી. "

" એક દિવસે તમે મ્હને એમ કહ્યું હતું ને કે, ક્વચિત્ ક્વચિત્ તમારા અંતરમાં ભૂતકાળના ઐશ્વર્યના વિચારો ઉપજે છે; ત્યારે પછી તમારાં માતાપિતાની સ્થિતિ દરિદ્રતાપૂર્ણ નજ હોવી જોઇએ."

" હું ધારું છું કે, જેમને હું મ્હારાં માતાપિતા જાણું છું તેઓ મ્હારાં પાળક પિતામાતા હોવાં જોઇએ. એ દરિદ્ર દંપતિ એક સોનાનું માદળીઉં મ્હારા કંઠમાં નિરંતર પહેરાવી રાખતાં હતાં. મ્હારા પાળક પિતા એક પ્રસંગે વાતચિતમાં એમ બોલ્યા હતા કે, ' એ માદળી-આમાંજ મ્હારા જીવનનો સત્ય પરિચય છે. અમે તો માત્ર ત્હારાં પાળક માતાપિતા છીએ. ત્હારા કંઠમાંનું માદળીઉં કદાપિ ખોવાય કિંવા ગૂમ ન થાય એની તું સંભાળ રાખજે."

" હમણાં એ માદળીઉં ક્યાં છે ? " સમશેરજંગે અતિ ઉત્સુ-ક્તાથી પૂછ્યું.

" મ્હારી પાસેથી કદાચ ખોવાઇ જશે એવા ભયથી મ્હેં તે મુબારકખાનને સાચવવા આપેલું છે."

" તમે એક વખત મ્હને એ માદળીઉં બતાવશો કે ? "

" હા, મુબારકખાન પાછા આવી પહોંચશે એટલે અવસ્ય બતા-વીશ. હવે સમય થયેલો હોવાથી હું જઇને આપને માટે ભોજન-સામગ્રી લઇ આવું."

આમ કહી ગુલજાર સમશેરજંગના સુસજ્જિત ઓરડામાંથી ચાલી ગઇ.

વાંચકબંધુઓ ! ગુલજારના જીવનનો માદળીઆમાં છુપાઇ રહેલો ગુપ્ત ભેદ આ નવલકથાના બીજા ભાગમાં જણાવવામાં આવશે; માટે હવે આપણે સમશેરજંગનો ત્યાગ કરી એક વખત પુનઃ શાહે-નશાહ ખલિફા પાસે જઇ આવીએ.

---

